સુન્દરી સુબોધના પંદરમા વર્ષની ભેટ.

# સરસ્વતી.

લે. રમણિક મહેતા.

મૂલ્ય રૂ. ૧૨-૦

સચિત્ર

# સુન્દરી સુબોધ.

---

સ્ત્રીઓ, બાલકો અને કુટુમ્બી જન માટે પ્રકટ થતું,—
સસ્તામાં સસ્તું અને મ્હોટામાં મ્હોટું,—

લોકપ્રિય માસિકપત્ર.

બે કદમાં બ્હાર પડે છેઃ

" માસિક વધારા " શિવાયનું ન્હાનું માસિક—
વાર્ષિક લવાજમ દોઢ રૂપિયો.

" માસિક વધારા " સાથેનું મ્હોટું માસિક—
વાર્ષિક લવાજમઃ સ્‍હાડાત્રણ રૂપિયા.

[ હિન્દુસ્થાનની બ્હાર—ત્રણ શીલિંગ અને ૭ શીલિંગ. ]

દરેક કદના ગ્રાહકને ભેટનું પુસ્તક મળે છે.
નવું વર્ષ જાન્યુઆરીથી શરૂ થાય છે.

નમુનો મંગાવોઃ—

નીચેને સરનામે લખોઃ

સુન્દરી સુબોધ મન્દિર—અમદાવાદ.

સુન્દરી સુબોધની પંદરમા વર્ષની ભેટ:

# સરસ્વતી.

## સાંસારિક નવલકથા.

લેખક:

સૌ. રમણિક મ્હેતા.

સુન્દરી સુબોધ મન્દિર:—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦-૧૨-૦

# નિવેદન.



આ રસીલી સાંસારિક નવલકથા મરાઠી ભાષાના એક ઉપન્યાસનો અનુવાદ છે. અને ત્હેની વિશેષતા એ છે કે આ ભાષાન્તર કરનાર એક સંસ્કારી લેખક ભગિની છે.

ગૂજરાતી ભાષામાં સ્ત્રી વાચનનો ફેલાવો કરવામાં તથા સ્ત્રી લેખકોને પ્રોત્સાહિત કરવામાં સુન્દરી સુબોધે પણ યથાશક્તિ પોતાનું કર્ત્તવ્ય કર્યું છે. તે માસિકની ભેટ તરીકે લેખક બ્હેનો તરફથી રચાયલાં "વાર્તાલહરી" અને "કુમલિની" નાં પુસ્તકો પ્રકટ થયા પછી, એક આશાજનક યુવાન ભગિનીએ લખેલું-હિન્દુઓના અવિભક્ત ગૃહસંસારની દુઃખદ વાર્તા નિવેદિત કરતું-આ નવલકથાનું પુસ્તક ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવે, તે સુયોગ્યજ છે; એમ જણાયા વિના રહેશે નહિ.

રા. જ.

# અનુક્રમણિકા.

# સ્ત્રી-ઉપયોગી ઉત્તમ પુસ્તકોઃ

## રસીલાં–મનોરંજક–સુબોધક.

આ પુસ્તકો દરેક કુટુંબે વાંચવા લાયક છે.

### રામમોહનરાય જસવંતરાય—

તંત્રી-સુન્દરી સુબોધ, એઓએ રચેલાં:

**યોગિની** ( અથવા સરસ્વતીના જીવન સુવાસ. ) પુણ્યશાળી સાધ્વીઓની રસીલી મધુરી **સાંસારિક નવલકથા.** મૂલ્ય. રૂ. ૧–૮–૦

**બાલા.** ( " યોગિની " માં ચર્ચાયલા વિષયોનું રસભર્યું અનુસન્ધાન.) **સામાજિક નવલકથા.** મૂલ્ય. રૂ. ૧–૮–૦

**તરંગાવલી.** ગૃહ—સંસાર અને દેશ પ્રેમનાં " મોહક મીઠાશ " વાળાં કાવ્યો ગરબીઓ, ગીતો. મૂલ્ય. રૂ. ૦–૧૨–૦

**રસીલી વાર્તાઓ.** રસભરી, સુબોધક, વાંચવા લાયક વાર્તાઓનો સંગ્રહ. મૂલ્ય. રૂ. ૦–૮–૦

( દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જૂદું. )

મળવાનું ઠેકાણું—

**સુન્દરી સુબોધ મન્દિર—અમદાવાદ.**

# સુન્દરી સુબોધ મન્દિરમાં મળતાં—

# સ્ત્રી-ઉપયોગી ઉત્તમ પુસ્તકો:



**વાર્તાલહરી.** મધુરી, રસભરી, મનોરંજક વાર્તાઓનો સંગ્રહ. ( સંપાદક-બ્હેનો "પ્રમીલા" અને અરવિન્દા. ) મૂલ્ય. રૂ. ૧-૦-૦

**કમલિની.** હિન્દુ સંસારની સુન્દર, આકર્ષક, સુબોધક વાર્તા ( ઈંગ્રેજી ઉપરથી ભાષાન્તર કરનાર સ્વ. સૌ. ઉર્મિલા.

મૂલ્ય. રૂ. ૧-૦-૦

**અનંગભસ્મ.** રસીલી, અદ્ભુત, મોહક નવલકથા. ( ઇંગ્રેજી ઉપરથી ભાષાન્તર કરનાર-સાકરલાલ અ. દવે. બી. એ. )

મૂલ્ય. રૂ. ૦-૮-૦

**આ લેખનાં સચિત્ર—ખાસ અંકો.** સુન્દરી સુબોધનો ૧૯૧૩ નો ખાસ અંક-(૧૯ ચિત્રો-૧૯૨પાનાં )મૂલ્ય. રૂ. ૧-૦-૦

**સુન્દરી સુબોધનો** ૧૯૧૪ નો ખાસ અંક-( ૨૨ ચિત્રો ૧૭૬ પાનાં રંગીન ચિત્ર. ) મૂલ્ય રૂ. ૧-૦-૦

( દરેકનું ટપાલ ખર્ચ જુદું. )

# સ્ત્રીઓ-બાળકો અને કુટુમ્બીજનોને ખાસ વાંચવા લાયક પુસ્તકોઃ

(હવે ફક્ત થોડીજ નકલો સિલિકમાં છે.)

## સુન્દરી સુબોધનાં પાછલાં વર્ષનાં પુસ્તકો—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| આઠમા | વર્ષની | ફાઇલ | ( અંકો | ૧ થી | ૧૨ ) | રૂ. | ૧-૪-૦ |
| *નવમા | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૧-૮-૦ |
| *દસમા | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૧-૮-૦ |
| *અગિયારમા | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૧-૮-૦ |
| બારમા | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૧-૮-૦ |
| તેરમા | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૧-૮-૦ |
| ચૌદમા | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૧-૮-૦ |

## "માસિક વધારા" સાથે સુન્દરી સુબોધનાં પુસ્તકો—

બારમા વર્ષની ફાઇલ (૧૧૧૨ પાનાં અને ઘણાં ચિત્રો) રૂ. ૩-૮-૦

ચૌદમા વર્ષ ,, ( ’૮૮ પાનાં ,, ,, ) ,, ૩-૮-૦

(દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જૂદું.)

---

* નવમા વર્ષની ફાઇલમાં પ્હેલા ત્રણ અંક ખુટે છે. પણ ત્હેમાં તથા ૧૦ અને ૧૧ મા વર્ષની ફાઇલોમાં ખાસઅંકો સામેલ છે.

# સરસ્વતી.

## પ્રકરણ ૧ લું.

### દેરાણી જેઠાણી.

વૈશાખ મહિનામાં તાપ સખત પડતો હતો. તે વખતે ચોથા પ્હોરની શરૂઆતમાં જનાર્દન પંડિતના ઘરમાં બીજે માળે એક ઓરડીમાં આશરે પચીશેક વર્ષની એક યુવતિ કંઇ શીવતી બેઠી હતી. થોડીવારે એક બીજી યુવતિ તેની પાસે આવી ને બોલી, "ભાભીજી, આમ તે તે કેમ ચાલશે? આજે રસોઈ કોણ કરવાનું છે?

" એટલી બધી ઉતાવળ શું છે? હજુ તો ઘણો વખત છે. હા, પણ ગુલાબ, આજે તો સસરાજી ઘેર વહેલા આવવાના છે. તેથી આપણે પણ જલદીજ કરવું પડશે."

એમ કહીને જેઠાણીએ પોતાના હાથમાંનું શીવણકામ ઉંચું મુક્યું. અને ગુલાબની તરફ થોડીએક વાર એક સરખી નજરે જોતાં બોલ્યાં " હા, ઠીક યાદ આવ્યું! ગુલાબ, હું ઘણા દિવસ થયાં તમને કંઇ કહું એમ થાય છે. પણ તમે સાંભળો તો હું તમને કંઇ કહું."

" શું? શું કહેવાનું છે, ભાભીજી?" ગુલાબે ઉત્સુકતાથી પુછ્યું. મંગળા ગુલાબની પાસેજ બેઠી હતી તોપણ ઘણાજ ધીમા

અવાજથી તે બોલી: "ગુલાબ, મારે કહેવાનું તે બીજું શું હોય? તમને ખબર નથી એવું થોડુંએક છે! આ ઘરમાં મરીમરીને કામ કરીયે તો પણ આપણો તો કંઇ હીસાબ જ નથી. કામ કરીએ આપણે ને જશ ખાય નાની વહુ! ત્યારે એ આપણા નશીબનોજ વાંક કેની!"

"ખરેખર, નશીબનો વાંક નહિ તો બીજું શું? આપણા હાથથી કંઈ પણ કામ પુરે પાધરૂં થતુંજ નથી! નહિં તો આપણે કંઇ હજુ ઘરડાં થયાં છીએ અગર આપણને શું કામ કરતાં આવડતું નથી એવું તો કંઇ થોડુંએક છે! પણ એ તો કોઇના નસીબમાં જશજ નથી હોતો. એટલે ભાભીજી, મારા હાથને પણ ઈશ્વરે જશ આપ્યો નથી, નહિં તો—એ જશ હોત તો હું એકલી બધું કામ કરત!"

ગુલાબનું આવું બોલવું સાંભળીને એની જેઠાણીને ઘણોજ આનંદ થયો. ને તે બોલી: "એ વાત જવા દોની! પણ એનો કંઈ પણ ઉપાય કરવો જોઇએ. કંઇ પણ કરીને સરસ્વતીનું નાક કાપવું જોઇએ. ગુલાબ, હું ખરૂં કહું છું કે એમ કર્યાં વગર તો કંઇ આપણો આર બોળજ પડવાનો નથી."

"કેટલાક દિવસ થયાં મારા પણ મનમાં તમને એ વાત કહેવાની હતી. પણ મને એ કહેવાની હીંમતજ નહોતી. આજે તમેજ એ વાત કાઢી એ ઠીક થયું. હું કીહાડની જોઉં છું કે જે તે વાતમાં એનોજ રોફ! એનો વર મુંબઇમાં કોલેજમાં ભણે છે તેના ઉપર બધી ધમાલ! પણ એટલામાં તો બેન સાહેબનો રોફ માતોજ નથી! "એટલુંજ શું!" ભાભીજી બોલ્યાં, "પણ બેન સાહેબનો ભપકો જોઇને આપણને તો હસવુંજ આવે છે! લુગડાં જો સારાં ધોયલાં નહિ હોય તો એને ગમેજ નહિ. પથારીપરની ચાદર પણ જો જરા મેલી હોય તો એને ઉંઘજ નહિ આવે! આ બધું તો રહ્યું પણ

ગુલાબ ઉપર અઠવાડીએ ને અઠવાડીએ ધણીના કાગળ આવે છે તે તમને ખબર નથી કે? શું જાણે બધું કંઇ જુદુંજ!" "આપણે તો, બઇ, કોઇ દિવસ એવા ચાળા નહિ જોયેલા! ઠીક. પણ ભાભીજી, આપણે એનું નાક કપાય એવું કરવું કેવી રીતે? સાસુજી ને સસરાજી બંને તેની તરફ છે."

જેઠાણી જરા આંખ ચઢાવીને તથા હાથ હલાવતાં બોલ્યાં: "એમાં તે શું મોટી વાત છે? તમે મારૂં સાંભળોની. સરસ્વતીનો જ્યારે રસોઇ કરવાનો વારો હોય ત્યારે દાળમાં થોડુંએક મીઠું વધારે નાંખવાનું અને ભાતમાં થોડા વાળ નાંખવા. એટલે એની મેળે એની ચતુરાઇ બધાથી દેખાશે!"

"અરે, એટલુંજ શું?-પણ એનાં લુગડાં તો કાલે સુકવવા નાંખવા દો. હું તરતજ કાપ મુકી દઇશ."

"હા, એવી તો બધી બહુએ યુક્તિઓ છે. જેવાંની સાથે તેવાં થયા વગર કામ થાય નહિ. વાંકાની સાથે વાંકા થયા વગર કંઇ ચાલે કે? ત્યારે બોલો ગુલાબ, તમારે કબુલ છે ને?" "અરે, એમાં પુછવાનું શું છે, ભાભીજી? પણ એમાં અગાડી તો તમારે પડવું પડશે, નહિં તો મારી બુદ્ધિ એવી બાબતમાં બહુ ચાલશે નહિ."

એટલું કહીને ગુલાબે હસવા માંડ્યું. પછી જેઠાણી તરફ જોઇને બોલી. "નહિ ભાભીજી, હું ખરૂંજ કહું છું કે મારામાં એટલી હીંમત નથી." "તેની તો હરકત નહિં પણ તમે તમારી મેળે હું કહું તેમ કરજોની એટલે બસ. પણ એટલું યાદ રાખજો કે આમાંની વાતનો એક અક્ષર પણ કોઇને કાને જવો નહિ જોઇએ. ઘરમાં જો કોઇને એ વાતની ખબર પડશે તો આપણે બહાર મોઢું દેખાડવું ભારે પડશે."

એટલામાં દાદરેથી કોઇ ચઢતું હોય એવો જેઠાણીને વહેમ આવ્યો, એટલે તરતજ અટક્યાં ને કાન દઇને "ચુપ રહો ! જુઓ કોઇ ઉપર આવે છે." એમ કહીને ગુલાબના કાનમાં કંઇ કહ્યું ને પછી ત્યાંથી ઉઠીને બારી આગળ જઇને ઉભાં ને પોતાના વાળ છોડીને જાણે ચોટલો વાળતાં હોય તેવો ઢોંગ કર્યો. એમ બતાવવાને કે જાણે ગુલાબ તરફ તેનું કંઇ ધ્યાનજ નથી.

ગુલાબ દાદર તરફ એકી ટસે જોવા લાગી એટલામાં પંદર સોળ વર્ષની એક તરૂણ સુંદર યુવતિ કેડમાં બે વર્ષના છોકરાને લઇને હસતી હસતી ઓરડામાં આવી અને કોમળ મધુર અવાજથી બોલીઃ "જો તારી બા અહીં આ રહી. 'બા', 'બા', કરીને એક સરખો રડતો હતો, તે કેમે કર્યો રહે નહિ.–તેને ઉચકીને નીચે બધે મેં તમને શોધ્યાં ને છેવટે ઉપર આવી." એમ કહીને સ્નેહથી છોકરાને બે ત્રણ ધપ્પા માર્યા.

ચોટલો વાળવાનું કામ પુરૂં કરીને જેઠાણી તેના તરફ જોઇને બોલ્યાં:–"સરસ્વતી, તમે ઠીક કર્યું હો. એ તો હું ચોળી શીવવા બેઠી હતી ને પછી વખત થયો જાણીને તે તેમને તેમ ઉંચી મુકી ને અમે હમણાંજ નીચે આવતાં હતાં. પણ એટલામાં તમેજ ઉપર આવ્યાં." એટલું કહીને મંગળાએ ધવડાવવાને છોકરાને ખોળામાં લીધો. ગુલાબ તો સ્તબ્ધ થઇને ઉભી હતી. કોઇ કંઇ બોલે નહિ. છેવટે સરસ્વતીએ ખિન્ન સ્વરે કહ્યું:–"ભાભીજી, હું આવી તેમાં તમે વાત કરતાં બંધ થયાં કેની. લ્યો ત્યારે, હું મારી મેળે જાઉં છું પાછી."

"નહિ, નહિ, જવાનું શું કામ છે ? મને કંઇ આ ઓરડો કોઇએ ઇનામમાં આપ્યો નથી !" જેઠાણી જરા મીજાજમાં બોલ્યાં.

બીચારી સરસ્વતી આ સાંભળીને ખીસીયાણી પડી ગઇ ને બોલી:-"ભાભીજી તમે આમ કેમ બોલો છો ? મારો કંઈ વાંક થયો છે ? હોય તો કહો. હું તમારી જોઇએ તો માફી માંગું. પણ તમે મને આમ પારકી તરીકે નહિં ગણો. હું આ ઘરમાં હજુ નવીજ આવેલી છઉં. એટલે કામકાજની પણ મને બરોબર ખબર નહિ. ને વખતે તમે મને એકાદ કામ શીખવશો તો હું કેમ નહિ શીખું ? હું પણ તમારામાંનીજ એક છઉંને ? તમારી સાથે મળી સમજીને રહેવાની મને ઘણીજ હોંસ છે."

નાની દેરાણીની વીનવણીથી પણ બંનેમાંથી કોઇનું મન પીગળ્યું નહિ. જેઠાણી રોજના પોતાના મીજાજી અવાજથી બોલ્યાં, "હા, એતો બધું ઠીક ! પણ તમે કેવી રીતે અમારા જેવાં થશો ? તમારા વર કોલેજમાં શીખે છે–ને તમે પણ ભણેલાં છો. કેવા લાંબા લાંબા કાગળો લખતાં આવડે છે! "

ગુલાબે પણ આવો સુયોગ ખાલી જવા દીધો નહિ ! તે પણ બચ્ચેજ તોરથી બોલી, "અમે તે તમને શું શીખવવાનાં હતાં ? ઉલટાં તમેજ અમારા કાન પકડો એવાં છો ! અમને ધોળા ઉપર કાળું કેમ કરવું તેની પણ કંઇ ખબર નથી. ને તમારા જેવું સાફ સુફ રહેવાની પણ કંઇ ખબર છે કે ? અમારે તો બધું ગમે તેવું હોય તેવું ચાલે ! "

બીચારી સરસ્વતી આ સાંભળીને ઘણીજ દીલગીર થઇ. ને તેણે કહ્યું:-" તમે મારી સામે મશ્કરી શું કામ કરો છો, ભાભીજી?"

આ સાંભળીને ગુલાબે પોતાની મોટી જેઠાણીના તરફ જોઇને કહ્યું. "સાંભળ્યું કે ભાભીજી ? એને મનથી તો બધી મશ્કરીજ છે!

સરસ્વતી, તમારી સાથે કેમ બોલવું, કેમ ચાલવું, એ અમારા જેવાં ગામડાનાં માણસને ક્યાંથી ખબર હોય? તેમાં વળી અમે કંઇ ચોપડીઓ પણ વાંચી નથી!"

જેઠાણીએ ગુલાબને ટેકો આપ્યો ને વચ્ચેજ બોલી:–"સરસ્વતી, એમાં તે મશ્કરી ક્યાંથી આવી? પણ જવાદોની; તમને જો ગુસ્સો નહિ લાગે તો હું તમને કંઇ પુછું."

ખુશીથી પુછો, ભાભીજી! તમારા બોલવાથી તે કંઇ મને ગુસ્સો લાગે? મારા સારાને વાસ્તેજ તમે કંઈ એક વાત પુછશો તેમાં હું ખોટું શું કામ લગાડું?"

"અરે ખરૂંજ કે શું?–ત્યારે હું પુછું છું કે આપણે બૈરાં માણસને વાંચતાં લખતાં શીખીને કામ શું? આપણે કંઇ દસ્તાવેજો લખવા જવા નથી. અગર નોકરી પણ કરવા જવું નથી—"

"તથા નિશાળ ઉઘાડીને છોકરાં પણ ભણાવવાં નથી!" ગુલાબે વચ્ચેજ ટહુકો પુર્યો.

સરસ્વતીએ એક નીસાસો નાંખ્યો ને સરલ વૃત્તિથી કહ્યું:– "એમાં નફો નુકસાન શું છે તેની કંઇ મને સમજણ પડતી નથી. એતો એમણે મને કહ્યું છે કે વખત મળે ત્યારે એક બે પાનાં વાંચ્યા કરજે, ને મને પણ એમાં કંઇ ખરાબ હોય એમ લાગતું નથી."

"એ ખરાબ છે કે નથી તે તો સૌ સૌની મરજીની વાત છે. જેટલો ચોપડી વાંચવામાં વખત ગુમાવો છો, તેટલો જો ઘરકામમાં ગાળો તો સારૂં કે નહિ?"

"પણ ભાભીજી, કામને વખતે હું ક્યારે ચોપડી લઇને બેસું છઉં! એ તો બપોરે ફુરસદ મળે ત્યારે અગર રાત્રે બધાંના સુઇ ગયા પછી એકાદ બે પાનાં વાંચું છઉં."

જેઠાણી એ વાતને ઉડાવીને બોલ્યાં. "તમારી વાત તો જ્યારે ને ત્યારે એવીજ. ગમે તેટલું કહીએ તો પણ તમે તમારો કક્કો ખરો કરવાનાંજ! સરસ્વતી, જુઓ રાતે દીવો બાળીને તમે ચોપડી વાંચો, તે દીવામાં તેલ બળે તે નુકસાન નહિ કે? અરે, ઘર ચલાવવામાં બધી તરફ નજર રાખવી પડે. જો એવી રીતે બધી ચીજોમાં ઉડાઉડ કરી તો પાસે બે પૈસા રહેશે કેવી રીતે?"

"ઠીક ત્યારે ભાભીજી, આજથી દીવો બાળીને હું કોઇ પણ દિવસ વાંચવાની નથી. તમે કહેશો તે પ્રમાણે કરીશ. પછી તો થયું ને? પણ ભાભીજી, હું તમને પગે લાગીને કહું છું કે, તમે મારા ઉપર આમ ખીજવાઓ નહિ. તમે ખીજવાઓ છો એટલે મને ઘણુંજ ખરાબ લાગે છે."

ગુલાબ આની ઉપર કંઇ બોલવા જતી હતી. એટલામાં નીચેથી "સરસ્વતી, ઓ સરસ્વતી! તમે બધાં ગયાં ક્યાં?" આ શબ્દ તેને કાને આવ્યો.

"સાસુજી બુમ પાડે છે" એમ કહીને તરતજ સરસ્વતી ઓરડામાંથી બહાર નીકળી ને દાદરે ઝડપથી ઉતરીને નીચે ગઈ. આ લાગ જોઇને જેઠાણીએ ગુલાબને કહ્યું "જોયું ગુલાબ, કેવી મઝા, અહીંઆ પુછવાનું એમ કે 'તમે બધાં ગયાં ક્યાં?' પણ નામ દેવાનું ફક્ત સરસ્વતીનું! આપણે તો જાણે આ ઘરમાં કંઇ હીસાબનાંજ નથી."

પછી કેટલીક વાર લગણ બંને જણે કંઇક મસલત કરી. પછી છેક મોડેથી બંને જણાં સાથે ધીમે ધીમે નીચે આવ્યાં.

# પ્રકરણ ૨ જું.

## જનાર્દન પંડિતનું ગૃહરાજ્ય.

જનાર્દન પંડિતને આ વખતે પચાસ કરતાં વધારે વર્ષ થયાં હશે. ગયાં પચીસ છવીસ વર્ષ થયાં જનાર્દન પંડિત એક વેપારીને ત્યાં નોકરી કરતા હતા. તેના ગામથી દોઢેક ગાઉ ઉપર એક બંદર છે. ત્યાં તેના શેઠની મુખ્ય પેઢી હતી. આ પેઢી ઉપર જનાર્દન પંડિતના હાથ નીચે બીજા ચાર પાંચ કારકુન હતા. જનાર્દન પંડિત સ્વભાવે સુશીલ, અને સત્યશીલ હોઇને અત્યંત પ્રમાણિક હતા. પોતાના શેઠના હિતને માટે તે અત્યંત પરિશ્રમ કરતા હતા. તેના આ સદ્‌ગુણોનો અનુભવ શેઠને વખતો વખત થવાથી, શેઠનો તેના ઉપર ઘણોજ વિશ્વાસ હતો. પગાર ઉપરાંત વેપારના નફામાંથી કંઇક ભાગ તેને ઘણાજ આનંદથી આપતા હતા. છતાં શેઠને ત્યાં લગ્ન પ્રસંગ હોય ત્યારે આ પંડિતજીને બોલાવીને તેનો યોગ્ય સતકાર કરવાને તે કદાપી ચુકતા નહિ. શેઠના આવા ઉદાર સ્વભાવથી જનાર્દન પંડિતને પોતાનું કામ કરવામાં ઘણોજ ઉત્સાહ આવતો હતો. અને પોતાનો સંસાર સારી રીતે ચલાવીને તેણે બે પૈસા ઉંચા પણ મુક્યા હતા. એવી રીતે બચેલા પૈસા તે વ્યાજે ફેરવતા હતા. પચાસ વર્ષમાં એવી રીતે થોડું થોડું કરીને કંઇ નહિ તો પણ દશેક હજારની પુંજી ભેગી કરી હતી. એ ઉપરાંત તેની વડીલોપાર્જીત થોડી ઘણી સ્થાવર મીલકત પણ હતી.

પંડિતજીના ઘરમાં નાના મોટાં મળીને એકંદર તેર ચૌદ માણસો

હતાં. પોતે, પોતાની પત્ની, ત્રણ છોકરા, ત્રણ વહુ, બે પૌત્ર, અને ત્રણ પૌત્રી હતી. ઉપરાંત એક નોકર અને કામ કરનારી એમ બે માણસ હતાં, તે જુદાં. વચ્ચે વચ્ચે પરોણા પણ આવ્યા કરે. મોટા પુત્ર વિઠ્ઠલરાયની ઉમર ત્રીસ વર્ષની હતી. વચલો ગોવિંદરાય તેના કરતાં ત્રણ વર્ષ ન્હાનો, અને નાનો વિનાયક વીસ વર્ષનો હતો. જનાર્દન પંડિત દેખાવે કાળા હોઇને બાંધો મજબુત હતો. મુદ્રા ભવ્ય હોઇને તેજવાન હતી. તેની પત્ની મણિલક્ષ્મી ગોરી તેમજ હંમેશાં હસમુખી હતી. એનો સ્વભાવ ઘણોજ ભોળો હોઇને પ્રેમાળ હતો. વિઠ્ઠલરાય ને ગોવિંદરાયનો રંગ બાપના જેવોજ હતો. ન્હાના વિનાયકનો બાંધો બાપના જેવો અને રંગ માના જેવો ગોરો હતો. મોટી વહુ મંગળા પચીસ વર્ષની હતી. ને તે ત્રણ છોકરાંની મા થઇ હતી, પણ તેણીના શરીરનો બાંધો કંઇ એવો હતો કે જોનારાને વીસ વર્ષ કરતાં વધારે લાગે નહિ. એ કંઇ બહુ ગોરી હતી નહિ તેમજ કાળી પણ નહિ હતી. વચલી વહુ ગુલાબ ઓગણીસ વર્ષની હતી. ને તેને બે છોકરાં હતાં. એ જરા કાળી હતી. પણ મોંઢાનો સિક્કો સારો હતો. તેનો સુંદર ચહેરો, પાણીદાર આંખ, તથા તેના લાંબા વાળ જોઇને તેની ગણત્રી સુંદર સ્ત્રીઓમાં થઇ શકે. છેક નાની વહુ સરસ્વતી આ વખતે પંદર વર્ષની હતી. તેના સુકુમાર શરીર ઉપર હમણાંજ યુવાનીનું પુષ્પ ખીલવા માંડયું હતું. તેની કાંતિ ગૌર-વર્ણી, તેજસ્વી, મનોહર અને સરળ હતી. આંખ કાળી, સપ્રભ અને પાણીદાર હતી. તેની મુખાકૃતિ ચિત્તાકર્ષક હતી. ઇશ્વરે તેને ખરેખર અલૌકિક સૌંદર્ય બક્ષ્યું હતું, એમ કહ્યા વગર ચાલતું નથી. વિઠ્ઠલ-રાયની મોટી છોકરી કમળા આઠ વર્ષની હતી. તેના પછીના પુત્રો

આધુ અને નાનું, તેમાં આધુ પાંચ વર્ષનો ને નાનુ બે વર્ષનો હતો. ગોવિંદરાયને બે છોકરીજ હતી. મોટી છોકરી વિમળા ચાર વર્ષની ને નાની સરલા દોઢ વર્ષની હતી. આ પાંચ છોકરાંઓમાં કોને વધારે સુંદર કહેવું, એ કઠણ હતું. બધાંનોજ વર્ણ કાળો અને મ્હોંનો ઘાટ ઘણેભાગે સરખો હતો. પણ ઉંમર જોતાં વિઠ્ઠલરાયનાં છોકરાં ઘણાંજ નબળાં હતાં. ભીખો નોકર પંડિતજીને ત્યાંજ રહીને ઘરડો થયો હતો. કામ કરનારી કાશી બાળ વિધવા હતી, ને તેને આ ઘરમાં નોકરીએ રહ્યાને પંદર સત્તર વર્ષ થયાં હશે.

પંડિતજી જ્યારે નોકરીએ રહ્યા ત્યારે તેનો મોટો છોકરો વિઠ્ઠલરાય પાંચ વર્ષનો હતો. પંડિતજીની પાસે તે વખતે પૈસો બીલકુલ નહિ હતો. બાપ જે કંઇ થોડું ઘણું મુકી ગયા હતા તેમાંથી નોકરી મળતા પહેલાં ઘર ખર્ચ નીભાવ્યો હતો. તેથી વિઠ્ઠલરાયને ઈંગ્રેજી ભણાવવાનું તેનાથી બન્યું નહિ. અને ગુજરાતી નિશાળમાં પણ વિઠ્ઠલરાયે પુરૂં ભણવાની મહેનત લીધી નહિ. પંડિતજી વખત મળે ત્યારે તેને ઘેર શીખવતા હતા. અને આવી રીતે સંપાદન કરેલા શિક્ષણના જોર ઉપર તેજ ગામમાં એક વેપારીને ત્યાં મહીને આઠ રૂપિઆની નોકરી એને મળી હતી. ગોવિંદરાયને ઈંગ્રેજી ભણાવવાને માટે ચાર પાંચ વર્ષ મુંબઇ મુકયો હતો, એટલા વખતમાં એણે પાંચ છ નિશાળ બદલી અને છેવટે કંટાળીને ભણવાનું છોડી દીધું. વાર્ષિક પરીક્ષા થાય એટલે તે નિશાળ છોડવાની! એ પ્રમાણે આથાફોડ કરીને જેમ તેમ પાંચમી ચોપડી સુધી ગયો! પછી કર્મધર્મ સંયોગે એક દિવસે ડેપ્યુટી સાહેબ નિશાળ તપાસવા આવ્યા ત્યારે તેમણે ગોવિંદરાયની કલાસમાં આવીને એનેજ સવાલ પૂછયો.

ગોવિંદરાયે તરતજ સવાલનો જવાબ તો આપ્યો. પણ તે સાંભળીને સાહેબને હસવું આવ્યું. એટલું જ નહિં પણ તેના દેખતાં કલાસના બધા છોકરાઓએ મોટેથી હસવા માંડ્યું. સાહેબે એને તે પછી બીજા સવાલો પૂછ્યા. પણ તેમનીય એવીજ દશા થઈ. તેથી ગોવિંદરાયનું નામ પૂછ્યું ને જતાં જતાં પોતાને હાથે જ તેને ત્રીજા વર્ગમાં લઈ જઇને બેસાડ્યો. પાંચમીમાંથી એકદમ ત્રીજીમાં ઉતારો પાડવાથી માસ્તરો, નિશાળના છોકરાઓ તથા સીપાઈ લોક પણ અજાયબ થઇ ગયા. એના અદ્વિતીય જ્ઞાનથી બધાને કૌતક લાગ્યું. ને ગોવિંદરાય તો નિશાળને નમસ્કાર કરવા પણ ઉભો નહિ રહ્યો! તે તરતજ મુંબઇ છોડીને પોતાને ઘેર આવ્યો ને પોતાના બાપને કહ્યું, "હુ હવે ભણવાનો નથી." એ દિવસથી એનું ભણવાનું પુરૂં થયું. પછી તેણે તરતજ તે ગામમાં એક ખાનગી નિશાળ કહાડી ને ગામનાં નાનાં નાનાં છોકરાંઓને મુંબઇથી મેળવેલા બહોળા જ્ઞાનનો લાભ આપવાનો શરૂ કર્યો. જનાર્દન પંડિતનો નાનો પુત્ર વિનાયક હાલમાં મુંબઈમાં કૉલેજમાં ભણે છે.

ગામમાં પંડિતજીનું ઘણુંજ માન છે. સાધુ સંતોનો આશીર્વાદ લેવાને તે ઘણાજ ઇંતેજાર છે. તે ઘણાજ ધર્મનિષ્ઠ અને પાપથી ડરનારા છે. ઠાકોરજીના ઓચ્છવો, પુજા આદિ નિત્યકર્મ વીગેરે ઘણું ખરૂં કર્યા કરે છે. નોકરી નહિ હતી ત્યારે પણ બાપદાદાથી ચાલતા આવેલા રીવાજ પ્રમાણે ઓચ્છવ વગેરે કરવાનું છોડ્યું હતું નહિ. તો પછી હમણાં તો ઈશ્વરે સાધન આપ્યું છે. તો શું કરવા ન કરે?

# પ્રકરણ ૩ જું.

## સરસ્વતી અને શારદા.

આષાઢ મહિનો ચાલતો હતો. વરસાદ જોરમાં પડતો હતો. તે વખતે પંડિતજીની નાની વહુ સરસ્વતી, નાનુને લઇને પોતાના સુવાના ઓરડામાં એક કાગળ વાંચતી બેઠી હતી. પત્ર વાંચતાં વાંચતાં વચ્ચે સ્નેહથી નાનુને રમાડતી પણ હતી. નાનુ પણ લાગ જોઇને કાગળ ઉપર ઝડપ મારતો હતો. એટલામાં "સરસ્વતી—એ સરસ્વતી!" એમ રસોડામાંથી બુમ પડી. બુમ સાંભળતાંની સાથેજ "આવી" એમ જવાબ દઇને તરત નાનુને ઉંચકીને તે રસોડામાં ગઇ અને "શું કહો છો?" એમ મર્યાદાપૂર્વક પોતાની સાસુને પૂછવા લાગી. એ ગડબડમાં કાગળ તેના હાથમાંજ રહ્યો. સરસ્વતીને એવું કંઇ ભાનજ નહોતું.

સરસ્વતી પાસે આવતાં તેની તરફ જોઇને મણિલક્ષ્મી બોલ્યાં: "આખો દહાડો તું આ છોકરાને હાથ પર લઇ લઇને ફરે છે, તે તારો હાથ દુખતો નથી? અને છોકરાને પણ પછી ટેવ પડી જશે.

સરસ્વતી આ બાબતમાં કંઇ બોલી નહિ. નાનુ તરફ જોઇને ફક્ત હસવા માંડ્યું.

મણિલક્ષ્મીએ ફરીથી બોલવા માંડ્યું:—"તારી માને ત્યાંથી ખાવાનું આવ્યાને બે ત્રણ દિવસ થયા. ઘરમાં બધાંના ભાગ પાડયા, ને તેં હજુ લગણ એમાંનું કંઇ પણ ખાધું નથી, એ શું? આ લે. અહીંઆ બેસીને ખા." એમ કહીને મણિલક્ષ્મીએ બે કેરી અને થોડુંએક ખાવાનું એક થાળીમાં મુકીને વહુની પાસે મુક્યું.

"હું પછી ખાઇશ–" એમ કહીને સરસ્વતી જરા ત્યાંથી આઘી ખસી. એટલે તેને અટકાવીને સાસુએ કહ્યું:–"અરે, એવી ખાવાનું ખાવામાં તે શરમ કેવી? સરસ્વતી, હું તને ખરૂં કહું છું કે તું બીજાને ઘેર હોત તો એકાદ દિવસ ભૂખી પણ રહેત. બેશ નીચે, અને મારા દેખતાં ખા જોઇએ!"

સરસ્વતી શરમાઇ ગઇ અને તેણે હસીને નીચું જોયું. એ જોઇને મણિલક્ષ્મી બોલ્યાં:–"મારા દેખતાં ખાવાની તે શરમ કેવી? ઠીક ત્યારે, આ લે, ને તારા ઓરડામાં જઇને બેશ; પછી તો થયું ને? પણ જરા જલદી પતાવજે! પછી જરા મારા વાળ ઠીક કરવાના છે. જા, જા, આવી તે કઇ છોકરી હશે?"

સરસ્વતી થાળી લઇને જાય છે, એટલામાં મણિલક્ષ્મીની નજર તેના હાથમાંના કાગળ ઉપર પડી. એટલે તેણે ઘણાજ પ્રેમથી પૂછ્યું:–"એ કોનો કાગળ છે? વિનાયકનો હોય એમ લાગે છે! ખુશીમાં તો છે ને મારો ભાઇ?"

હવે સરસ્વતીને પેલો કાગળ યાદ આવ્યો અને તેનું મોહું શરમથી લાલ લાલ થઇ ગયું. તેના મોઢામાંથી કંઇજ શબ્દ નીકળ્યો નહિ. તેની તે સ્થિતિ જોઇને મણિલક્ષ્મી હશીને ફરીથી બોલ્યાં:–"એમાં શરમાય છે શું કરવા? વિનાયક ખુશીમાં તો છે ને?"

આ વખતે "હા" એટલોજ શબ્દ તેના મ્હોંમાંથી જેમ તેમ બ્હાર પડયો. અને પછી સાસુની સામે ઉભાં નહિ રહેતાં તરતજ થાળી ઉચકીને પોતાના ઓરડામાં ચાલી ગઇ. ઓરડામાં પેસતાંજ સરસ્વતીએ પોતાના હાથમાંની થાળી ટેબલ ઉપર મુકી ને નાનુના ગાલ ઉપર બંને હાથે હેતથી તમાચા માર્યા. નાનુનું ધ્યાન તે થાળી

તરફ હતું. "મને કેરી, મને કેરી," એમ કહીને પોતાની કાકી પાસેથી તે મેળવવાનો ઉદ્યોગ શરૂ કર્યો. કાકીની નજરમાં તે વાત તરતજ આવી ગઈ. "અરે, લુચ્ચા, કેરી જોઇએ છે તારે? લે, હું ધોઇને આપું છું." એમ કહીને એક કેરી કાપી ને તેમાંનો એક કકડો નાનુના મ્હોંમાં મુકયો. અને રકાબીમાંથી લાડુ ભાગીને તેમાંથી પણ વચ્ચે વચ્ચે તેને ખવડાવવા લાગી. એટલામાં ઓરડાનું બારણું ઉઘડયું. અને સરસ્વતીએ તે તરફ જોયું. એટલે સોળ વર્ષની એક સુંદર સ્ત્રી હસતી હસતી અંદર આવી. તેને જોતાંજ સરસ્વતી ઘણીજ ખુશી થઇ. ને હસતે મ્હોંએ બોલી:—"બ્હેન, તું ખરે વખતેજ આવી. હમણાંજ મેં તને યાદ કરી હતી."

"બેશ, બેશ તારી મીઠાશ બહુ જોઇ, પણ આજે આટલી બધી ભુખ કેમ લાગી ગઇ છે?"

પણ આ યુવતી કોણ, એ આપણે પહેલાં તપાસી લઇએ. પંડિતજીનાં સગામાંનીજ એ એક છોકરી છે. ને તેનું પિયરનું નામ શારદા છે. શારદાના બાપનું ઘર પંડિતજીના ઘરથી બહુ દુર નથી તેમ બહુ પાસે પણ નથી. શારદાના પિયરની સ્થિતિ સાધારણ છે. પરંતુ તેને સારા નશીબે સાસરૂં ઘણું સારૂં મળ્યું છે. સરસ્વતીના પિયરના ગામમાં તેના બાપની પડોશમાંજ હીંમતલાલ કરીને એક મોટા સરકારી અમલદાર જેઓ હાલમાં પેનશનર છે તે રહે છે. તેનો એકનો એક પુત્ર જયંતીલાલ, એજ આપણી શારદાનો વર. જયંતીલાલ અને વિનાયક એ બંને મિત્રો છે. ને એમની વચ્ચે અતિશય સ્નેહ છે. નાનપણથી સરસ્વતી જયંતીલાલને 'જયંતભાઇ' કહીને બોલાવે છે. જયંતીલાલને પણ સરસ્વતી ઉપર ઘણોજ સ્નેહ

છે ને તેને સગી બ્હેન તરીકે ચાહે છે. તેથીજ સરસ્વતી તથા શારદાનો પહેલીજ ઓળખાણથી સ્નેહ બંધાયો. બંનેની વચ્ચે પ્રીતિ ગાઢ થઇ હતી. શારદા જેવી રૂપમાં સુંદર હતી તેવી ગુણવાન પણ હતી. જયંતીલાલના કેળવવાથી તેણે શિક્ષણ પણ સારૂં સંપાદન કર્યું હતું. સારી સારી ચોપડીઓ વાંચીને તેનો સાર સમજવા જેટલું જ્ઞાન તેનામાં હતું. તે હમણા થોડા દિવસ થયાં સાસરેથી પિયર આવી હતી.

"ક્યારે આવી શારદા ?" સરસ્વતીએ હસતાં હસતાં પૂછ્યું.

"થયા ત્રણેક દિવસ."

ત્યારે એટલા દિવસમાં એક વખત પણ તને આવવાની ફુરસદ મળી નહિ ?

"અરે ફુરસદ શાની નહિ!" રોજ આવું આવું કરૂં પણ વરસાદે જેની ધારણ બાલ્યું છે તે, ઘરની બહાર પગ મુકવાનું પણ મન થાય એવું છે ક્યાં ?" એમ કહીને શારદાએ બારીમાંથી બ્હાર જોયું. તે ફરીથી બોલીઃ—"એ જો સરસ્વતી, હું તો જાઉં છું હવે પાછો વરસાદ ઘેરાયો. એટલે ઘેર જઇને બેસવામાંજ ઠીક છે."

"આજે અહીંઆંજ રહેની ? પણ ત્યાં બધાં ખુશીમાં તો છે કેની ?"

"બધાં ખુશીમાં છે."

"જયંતભાઇ પણ ખુશીમાં છે ને ?"

શારદાના મુખ ઉપર મધુર હાસ્ય વિલસવવા માંડ્યું. ને સરસ્વતીનો હાથ પકડીને તે બોલીઃ—"હા, હા, ખુશીમાં છે."

"જયંતભાઈ આપણે ગામ છે કે મુંબઈ ગયા ? કાગળ બાગળ કંઈ આવ્યો કે ?"

"મુંબઈ ગયા ને સાત આઠ દિવસ થયાં, કૉલેજ પણ ઉઘડી છે. જતી વખતે તો કહી ગયા હતા કે પહોંચતાં વારને પત્ર લખીશ. પણ હજુ સુધી કંઇ કાગળનું ઠેકાણું નથી. એતો વ્રંદાવન છોડીને મથુરાં ગયા પછી કંઇ વ્રંદાવન કોઇને યાદ આવે કે ?" શારદાનો સ્વભાવ થોડોક વિનોદી હતો. એ છેવટનું વાકય તે હસતાં હસતાં બોલી.

"હજુ આઠજ દિવસ થયા છે કેની ? કાગળ આવવાનો હજી વખત પણ ગયો નથી."

"કેમ દિવસ ગણની. મુંબઈ જવાનો એક દિવસ—ત્યાં ગયા પછી સ્થિર સ્થાવર થવાનો એક દિવસ—અને ટપાલ આવવાને બે બે દિવસ—બહુ તો ચાર દિવસ કાગળ આવવાને થાય. પણ આતો આઠ દિવસ થઈ ગયા ! કાગળ લખ્યા હોત તો આટલા દિવસમાં બે કાગળ પણ આવી ગયા હોત ! ઠીક, પણ સરસ્વતી, તારા ઘરના ક્યારે ગયા ?" સરસ્વતી લજવાઇ ને નીચું જોઇ રહી. "તારે તો કાગળ આવ્યોજ હશે—એમાં વાંધોજ નહિ ! સરસ્વતી સ્વાભાવિક રીતે શરમાળ હતી. તેણે આ સવાલનો જવાબ આપવાની જરાપણ ઉતાવળ કરી નહિ. ફક્ત તેણે હસી દીધું પણ શારદા તેના હસવાનો ભાવાર્થ સમજી. ને હસતાં હસતાં બોલી. "સમજી બ્હેન, સમજી. પોતાનું પેટ ભરાયું એટલે બીજાને બ્રહ્મજ્ઞાનની વાતો કહેવાની માણસોને ઘણી મઝા પડે છે ! મને કહ્યું કે કાગળ આવવાનો વખત કંઇ હજુ ગયો નથી. તું મારા મનનું સમાધાન કરવાની મહેનત કરે

છે. હા તે પણ બરાબરજ છે. હવે અમે ઘરડાં થયાં એટલે જુવાનીયાંની માફક અધીરા થવાનું અમને શોભે નહિ. અમારે તો ધીરજ રાખીનેજ બેસવું જોઇએ–ખરૂં કે નહિ? ઠીક, પણ તારા પતિએ તને શું લખ્યું છે તે તો જોવા દે!"

સરસ્વતી પાછી શરમાઇ ગઇ. શરમથી તેના મુખ ઉપર લાલી છવાઈ રહી. શારદાના બોલવાથી તે ગભરાટમાં પડી ને તેને ઉડાવવાને બોલી: "બ્હેન, તું ક્યારે ઘરડી થઈ?"

એક મીનીટની પણ વાર નહિ લગાડતાં શારદા સ્મિત ભરેલે વદને બોલી: "શું હું?–આજ આઠ દિવસ થયાં. સરસ્વતી, સ્ત્રીઓને તો એવુંજ હોય! પતિ પાસે હોય તેટલી વારજ તેની જુવાની અને તેજ પતિ બ્હાર ગામ જાય એટલે તેને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે. સમજીને? તું હમણાં પંદર વર્ષની યુવતિ છે. પરન્તુ તને પણ હમણાંજ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ છે, હોં કે!"

એમ કહીને સરસ્વતીનો સ્નેહથી હાથ પકડીને મશ્કરીમાં ઊંચું હલાવીને બોલી: "તે વાત જવા દે. પણ મને તે કાગળ વાંચવા આપે છે કે નહિ?" "તારા મનમાં આવ્યા પછી કંઇ તું મને છોડવાની છે? પણ પહેલાં એક મારી વાત સાંભળ."

"પહેલાં કાગળ એક વખત આપ, પછી એક મુકીને દસ વાત સાંભળીશ!"

"ઠીક બ્હેન, ઠીક. બતાવું છું ત્યારે–પછી તો થયું કેની? હવે આમાંનું થોડુંએક ખાતો જોઇએ–" એમ કહીને ખાવા નાસ્તાની થાળી સરસ્વતીએ શારદાની આગળ મુકી. તે જોઇને શારદા બોલી. "હમણાં મારાથી કંઇ ખવાવાનુંજ નથી."

"કેમ? અમારે ગરીબને ઘેર ખાવાથી શ્રીમંત લોકો વટલાય કે શું? થોડુંક ખાધા વગર હું તને અહીંઆથી જવા દેવાની નથી." એમ કહીને **સરસ્વતીએ** હસવા માંડ્યું.

આ સાંભળીને **શારદા** ગંભીર મુદ્રા કરીને બોલીઃ તને ખોટું લાગતું હોય તો થાળીમાં છે તેટલું બધું ખાઈ જાઉં!"

"અરે, એટલી બધી અમારા ઉપર મહેરબાની ક્યાં છે?"

"ખરેખર, હું મશ્કરીમાં નથી કહેતી. પણ આટલું બધું કોણ ખાશે?"

"કેમ? તું, હું અને આ અમારો ગાંડો **નાનુ,** આપણે ત્રણ જણ મળીને પુરૂં કરી નાંખીએ."

"ઠીક, ત્યારે ખાવા માંડ." એમ કહીને **શારદાએ** એક લાડુ ભાંગ્યો, તેમાંનો અડધો તેણે જબરીથી **સરસ્વતીના** મોઢામાં મુક્યો. અડધામાંનો અડધો **નાનુના** મોઢામાં મુક્યો, અને બાકીનો પોતે ખાધો, **નાનુને શારદા** પાસે બેસાડીને **સરસ્વતી** પાણી લેવા ગઇ. કાકીના ચાલ્યા જવાથી **નાનુએ** રડવા માંડ્યું. **સરસ્વતી** પાણી લઇને આવી. ને તેને ઉંચકી લીધો ને કેરીની એક કકડી તેના હાથમાં આપી. તેથી તે તરતજ રડતો રહ્યો. તેણે પાછું પહેલાંની માફક હસવા રમવા માંડ્યું. તેને રમાડવામાં મશગુલ થવાથી **સરસ્વતીએ** ખાવાનું પણ બંધ કર્યું. આમ જોઇને **શારદા** બોલી. "વાહ! તું તો પૂછ્યું ત્યારે ત્રણનાં નામ દેતી હતી. ને હવે કેમ ખાતી નથી?"

"હું ખાઉં છઉં." એમ કહીને એક બીજો લાડુ ભાંગ્યો. ને તેમાંનો કકડો **નાનુના** મોઢામાં મુક્યો. એવું જોઇને **શારદા** મોંહું ફેરવીને બોલી.

"તું આમ કરે તે તો નહિ ચાલે, તારે ખાવું હોય તો ખા બરોબર, નહિં તો હું આ બધું બહાર ફેંકી દઇશ!"

સરસ્વતીએ એક કરી લીધી ને ખાવા માંડી. અહીંઆં નાનુના રડવાનો અવાજ મંગળાને કાને જવાથી તે રોષમય મુદ્રા કરીને દોડતી દોડતી સરસ્વતીના ઓરડામાં આવી. સરસ્વતીના હાથ ઉપરથી નાનુને જોર કરીને ખુંચવી લીધો અને તેના ગાલ તેમજ વાંસા ઉપર ધબાધબ મારવા માંડયું. "મુઆ, લુચ્ચા છોકરા–ખાવાનાને માટે મુઆ આટલું બધું રડયો શું કામ? આ નરક નહિં ખાધું હોત તો શું તારો જીવ જાત કે?"

એ પ્રમાણે બબડતાં મંગળાએ છોકરીના ગાલમાં જોરથી ચીમટી લીધી એટલે બીચારો "કાકી–કાકી!" કરતો મ્હોટો અવાજ કહાડીને રડવા લાગ્યો. પણ તેની નિર્દય માને દયા આવવાની તો એક તરફજ રહી પણ ઉલટું તેના ઉપર પુષ્કળ ખીજવઇ અને ઝડપથી તેના ગાલ ઉપર જોરથી તમાચો મારીને બોલી: "જો, હવે ફરીથી કાકી કહીને બોલીશ કે? જો બોલ્યો તો તને મારીજ નાંખીશ!"

બીચારી સરસ્વતીની આંખમાં પાણી આવ્યાં. તે કુમળા બાળક તરફ જોતી હતી એટલામાં મંગળા તેને લઇને ત્યાંથી ચાલી ગઇ. સરસ્વતીની આંખમાં આંસુ જોઇને શારદાને નવાઇ લાગી. "આ શું! મેં કોઇ દહાડો આવી ગંમત નહિ જોયલી!"

સરસ્વતી રડતાં રડતાં બોલી. "શારદા, તું અહીંઆજ હતી. કહે બેન, એમાં મારો કંઇ વાંક થયો હોય તે!"

"તારો વાંક? બીજાંના છોકરાંને રમાડીને તને છોકરાંવાળા

થવાનું મન થાય છે, ખરૂં કેની? તે છોકરા ઉપર તું આટલી બધી આશા રાખે છે, તેમાંજ તેણે આજે માર ખાધો કેની?"

"અરે બે વર્ષનો નાહાન છોકરો, તેને આટલું બધું મારવું શું કામ! વખતે એના જીવને કંઇ નુકસાન નહિ થાય કે!" એમ કહીને સરસ્વતીએ લુગડાના છેડાથી પોતાનાં આંસુ લુછ્યાં.

તેના વાંસાપર હાથ ફેરવતી શારદા બોલી: "સરસ્વતી, આ બધું જોઇને હું તને કહું છઉં કે આ બધાંની સાથે તું બરોબર હોંશીઆરીથી વર્તજે. અગાઉનાં ચિન્હ મને સારાં લાગતાં નથી!"

## પ્રકરણ ૪ થું.

### સરસ્વતી અને શારદા (ચાલુ.)

સંધ્યાકાળ થયેલી જોતાંજ "સરસ્વતી, એ સરસ્વતી!" એમ કહીને મણિલક્ષ્મીએ બુમ પાડી. તરતજ સરસ્વતી, આંખ લુંછતી લુંછતી સાસુની પાસે આવીને પોતાના વાળ સમા કરવા લાગી. તેને, આંખ લુંછતી જોઇને મણિલક્ષ્મી બોલ્યાં. "સરસ્વતી, આંખ શું કામ ચોળે છે? શું થયું છે તને?"

સરસ્વતીની આંખમાં પાછાં પાણી આવ્યાં ને તેણે બનેલો એકંદર વૃત્તાંત્ત સાસુને નિવેદન કર્યો. મણિલક્ષ્મી તેને આશ્વાસન આપવાને બોલ્યાં "અરે માંડી, એમાં રડે છે શું કામ? એમાં તારો વાંક થયો છે કંઇ?"

"એટલામાં શારદા ત્યાં આવી. તેને જોઇને મણિલક્ષ્મી બોલ્યાં. એ લોકોનો આવો સ્વભાવ જોઇને મારી અક્કલજ ચાલતી નથી! એ લોકોના મનમાં છે શું? વારે ઘડીએ મારો જીવ લે છે! કોણ જાણે એ લોકોનું શું થવાનું છે તે!"

આ પ્રમાણે કેટલીકવાર તે બોલ્યાં. પછી શારદા પોતાને ઘેર જવા તૈયાર થઇ. પણ મણિલક્ષ્મીએ તેને જવા દીધી નહિ અને બોલ્યાં: "વરસાદ તો હજુ રહ્યો નથી ને તું ક્યાં પલળતી જઇશ? આજની રાત અમારે ત્યાં રહીશ તો શું થશે? હું તારી માને કહેવડાવું છું."

શારદાથી ના કહેવાઈ નહિ. સરસ્વતીને આનંદ થયો પછી બંને જણ ત્યાંથી ઉઠીને પોતાના ઓરડામાં વાતો કરવા બેઠાં.

હજુ મંગળાનું બોલવાનું એક સરખું ચાલતું હતું. સરસ્વતી શારદા ને પોતાની સાસુ, એ બધાંને ગાળોનો વરસાદ વરસાવતી હતી. તો પણ એના મનનું સમાધાન થયું નહોતું. છેવટે તો તેણે વિનાયક જયંતિલાલ અને તેના જેવા ઈંગ્રેજી ભણેલા લોકો, અને લખતાં વાંચતાં શીખેલી સ્ત્રીઓ, એ બધાંની સાત પેઢી પણ ઉથલાવી નાંખી! મણિલક્ષ્મીએ તેને છાની રાખવાને બહુ મહેનત કરી, "શારદા અને તેના વરનું નકામું નામ ન દે" એમ વાળી વાળીને કેટલીક વખત કહ્યું અને છેવટે હાથ પણ જોડયા,—પણ મંગળાએ એણી તરફ બીલકુલ ધ્યાન આપ્યું નહિ. તેની જીભરૂપી તોપના ધડાકા એક સરખા ચાલતા હતા! ઘણો વખત એવી રીતે બોલ્યા પછી આખરે તે થાકી, ને બોલી:—"મારી આગળ એવી રીત ચાલવાની નથી. ખાવાનાને ખાતર પારકાં છોકરાંને ધડાધડ મરાય કે?

એવી તે કોણ એ મોટી **ધનપાળશા હીરજીની** છોકરી થઇને આ-વી છે તે !"

પછી પોતાના પતિની આગળ જઇને ત્યાં પણ બધી વાત કરી. એ પ્રમાણે કેટલીકવાર એ વાદળ ચાલુ રહ્યું. છેવટે રાતના દશ સાડાદશના શુમારે બંધ પડયું. **સરસ્વતી** અને **શારદા** જમીને ઓરડામાં સુવા ગયાં. ઓરડાનું બારણું બંધ કરીને **શારદા** બોલીઃ- "અરે શું ! જાણે છંછેડાયલી વાઘણજ ! એનું મોઢું તો જાણે લોઢાનુંજ બનાવેલું હોય એમ લાગે છે !"

**સરસ્વતી** ભયભિત થઇને **શારદાનો** હાથ પકડીને બોલીઃ- "જવા દેની ! આપણે તે વાતનું કામ શું છે ? ખબર પડશે તો નકામો લંકાકાંડ પાછો ફિકળશે !"

"અરે જારે જા, એનાથી બીહે છે કોણ ? લંકાકાંડ શરૂ થશે તો આપણે રાવણવધ કરીશું ! પછી તો થયું ને !"

"નહિ, નહિ, **શારદા**, એ વાતજ મારે નહિ જોઇએ. તેં આજે આ પહેલી વખતજ જોયું છે, તેમાં તને અજાયબી લાગે છે; પણ એતો રોજનું છે, મારૂં તો શરીર થરથર કંપે છે. તે વાતજ રહેવા દે ! તારે પેલો કાગળ જોવો છે કેની ?"

એમ કહીને **શારદાનું** મન બીજી બાજુએ વાળવાના હેતુથી **સરસ્વતીએ** કાગળ તેના હાથમાં આપ્યો. **શારદા** દીવા આગળ બેસીને વાંચવા લાગી. કાગળ છેવટ લગણ વાંચ્યા પછી તે બોલીઃ "વાળી વાળીને એકજ વાત-'કોઇનો દ્વેષ કરતી નહિ. કોઇનું અપ-માન કરતી નહિં, સાસુ સસરાની સેવા ચાકરી કરતી રહેજે, કોઇના બોલવાની સામા જવાબ આપતી નહિ, લડાઇ તકરાર કરવા કદી

પણ પ્રવૃત્ત થતી નહિ, તેનાં છોકરાંને આપણાજ સમજીને તેમના ઉપર હેત રાખતી રહેજે–' બંને એકજ કૅાલેજમાં શીખે છે, કેની ! તારા ભાઇ પણ આમજ લખે છે, હોં." એમ હસતાં હસતાં કહીને સરસ્વતીની સામે જોવા લાગી. અચાનક તેની નજર તેના લુગડાં તરફ ગઇ. સરસ્વતીનું લુગડું તદન નવુંજ હતું. પણ એક ઠેકાણે તે ફાટેલું જણાયું. તે જોઇને શારદા આશ્ચર્યથી બોલી:–" એ શું ? આ નવું લુગડું આમ ફાટયું કેમ ?"

"મારાથી નથી ફાટયું, શારદા ! કાલે મેં તડકામાં સુકાવવા નાખ્યું હતું."

"ત્યારે શું તડકાએ ફાડયું ?" શારદા વચ્ચેજ બોલી ઉઠી. "મને આ વાતની બધી સમજ પડી. બધે વાત થાય છે. તે કંઇ ખોટી નહિં. એ પણ તેનુંજ કામ !"

"તારી પાછી એની એજ વાત !"

શારદાએ લુગડાંનો ફાટેલો છેડો હાથમાં લીધો ને કહ્યું. "તું મને શું શીખામણ દે છે ? અરે જાણી જોઇને હાથે ફાડયા વગર તે કંઇ આમ ફાટે કે ? આવી તે કંઇ હેરાન કરવાની રીત હોય કે ?"

સરળ સ્વભાવની સરસ્વતી પોતાના સ્વભાવિક મધુર સ્વરથી બોલી " હશે ! કોઇ છોકરાં બોકરાંએ ફાડયું હશે ! તે લોકો શાને માટે જાણી જોઇને મારાં લુગડાં ફાડે ? તેને એમ કર્યાથી શું મળવાનું હતું ?"

" આવીજ તારી અક્કલછેને ? મળવાની આશાથી કંઇ માણસો બધાં કામ કરે કે ? હમણાંજ તું જોની કે એણે સાત પેઢી ઉછાળી

આપી હતી, તેમાં એને શું મળ્યું તે તો કહે? એ બધા દુર્બુદ્ધિના ભર્યા! તેનાં માબાપે તેને સારૂં શિક્ષણ આપેલુંજ નહિં.! ઠીક, બેનુ આ પહેલાં કોઈએ તારાં લુગડાં ફાડયાં હતાં કે?"

"હા, ઘણી વખત મારે મનથી એમ કે કોઇ છોકરાંનું એ કામ હશે."

"અરે, ગાંડી! મરદોના જેવા વિચાર રાખેથી આપણાં બૈરાંનું કંઈ ચાલે કે? તેમને શું! તેમના મનમાં એમ છે કે આ દુનીયામાં બધાં 'સીતા' ને 'સાવિત્રી' જેવાંજ છે! તેમાં કહ્યા કરે કે "કોઇની સાથે લડાઇ તકરાર કરતી નહિં—કોઇને કંઇ કહેતી નહિ. પણ એવાં ક્ષુદ્ર બુદ્ધિનાં બૈરાંની સાથે જો વચ્ચે વચ્ચે એઓને ખરા-ખર સંભળાવ્યા કર્યું નહિં હોય તો તેઓ વધારેજ ફાવી જાય છે? અને સરસ્વતી, એવાં કંકાસી, ને અદેખાં બૈરાંને ઘણી મળે તે પણ મૂર્ખ, ને અક્કલ વગરના—"

શારદાના આ ભાષણથી સરસ્વતી તદ્દન ગભરાઇ ગઇઃ—"બસ બહેન તારી વાત હવે તો! તારે સુવું નથી કે શું?" એમ કહીને તેણે એકદમ દીવો ઓલવી નાખ્યો.

તે બંનેના પથારીમાં પડયા પછી પણ તેઓની વાત ચાલતીજ હતી. કેટલીક વારે શારદાએ સરસ્વતીના કાન આગળ જઇને કહ્યું: "ગંમત તો જો? તને હમણાં એક ચોર પકડી આપું છઉં.! બા-રણા આગળ ઉભાં રહીને કોઈ વાત સાંભળે છે!"

સરસ્વતી સ્વાભાવિક રીતે શાંતિપ્રિય હતી. એટલે બોલીઃ "સાં-ભળવા દેની. આપણે તેની પરવા શું છે?"

આ સાંભળ્યું નહિ સાંભળ્યું કરીને શારદા મોટેથી બોલીઃ– "બારણા આગળ કોણ ઉભું છે?"

શારદાના મ્હોંમાંથી આ શબ્દ નીકળતાંની વારે કોઇ ઝપ ઝપ પગ ઉપાડીને જતું હોય એવો અવાજ સંભળાયો. તે જોઇને શારદા ફરીથી હસતાં હસતાં બોલી. "જો સાંભળ! કોઇ ઉતાવળથી ચાલ્યું ગયું તે!"

શારદાએ પછી સરસ્વતીને ઘણી વાતો કહી. દુનિયાદારીની બાબતનો અનેક પ્રકારે સદુપદેશ આપ્યો. એવી રીતે એકેકના સહવાસમાં રાત્રિ ક્યાં પસાર થઇ ગઇ તેની કોઇને સમજ પણ પડી નહિં. બીજે દિવસે સવારે સરસ્વતીની રજા લઇને અને રોજ આવવાનું કબુલ કરીને શારદા પોતાને ઘેર ગઇ.

---

## પ્રકરણ ૫ મું.

### જનાર્દન પંડિત અને મણિલક્ષ્મી.

આસો મહિનો ચાલતો હતો. દીવાળી લગભગ પાસે આવેલી. આપણા હિંદુ લોકોમાં દીવાળીના જેવો આનંદદાયક તહેવાર બીજો એક પણ નથી. ઉદ્યોગધંધાને માટે અગર બીજા કંઇ કારણે પરદેશ ગયેલા લોકો એ તહેવારમાં બને તેમ કરીને ઘેર જવાની મહેનત કરવાના. આગગાડીમાં તેમજ આગબોટોમાં આ વખતે ભીડ પણ કેટલી હોય છે? ગામમાં ને ગામમાં, રસ્તા ઉપર, બજારમાં તેમજ

દેવમંદિરોમાં માણસોની ભીડ પુષ્કળ થાય છે. આનંદદાયક દીવાળી આવવાની રાહ જોતાં અમે પણ આનંદમાં તલ્લીન થઇ જઇએ. નાનાં નાનાં છોકરાં, યુવાનો, અગર પુખ્ત વયના માણસો,—એ બધામાંથી કોઇની પણ તરફ જુઓ તો તેમનાં મ્હોં ઉપર આનંદની છાયા દેખાવાનીજ. કેટલીક વિરહથી વ્યાકુળ સ્ત્રીઓ દીવાળીમાં પ્રિયપતિ આવવાની આશાથી—ઉત્સુકતાથી વાટ જોતી બેઠી હોય છે. દુઃખ દરિદ્રતામાં ગર્ક થયેલાં વૃદ્ધ માબાપો, પરદેશ કમાવા ગયેલા પોતાના છોકરાની મળવાની આશાએ દીવાળીની રાહ જોઇને બેઠાં હોય છે. આશાથી બધાને ઉત્સાહ આવે છે; અને તેનો આનંદ તેઓને પ્રફુલ્લ કરી મુકે છે. ટૂંકામાં કહીએ તો ઘણાં મનુષ્યોને દીવાળીના જેવો સુખમય તથા મંગળમય પ્રસંગ બીજો કોઇ પણ નહિં હોય.

પણ હંમેશાં આ દુનીયામાં દુઃખ સુખનું મિશ્રણ હોય છે. એકલા સુખનું અગર એકલા દુઃખનું સામ્રાજ્ય કોઇ પણ ઠેકાણે માલમ પડતું નથી. જે વાતથી એકાદ માણસનું મન આનંદમય થાય તેજ વાતથી જુદી પરિસ્થિતિને લીધે બીજાનું અંતઃકરણ અત્યંત દુઃખી થાય, એ આ દુનિયાનો નિયમજ છે. એક રાજા મૃત્યુ પામ્યો—એટલે બીજો ગાદીએ બેસવાનો; એકને માટે એક તરફ શોક થતો હોય ત્યારેજ બીજાને રાજ્ય પ્રાપ્ત થવાથી બીજી તરફ આનંદોત્સવ, નાચરંગ વીગેરે ચાલતા હોય છે. કેટલાક મોહમાયાના ભરેલા યુવાનો અકાળે મૃત્યુવશ થાય છે. ત્યારે તેનાં પાછળ રહેલાં, તેના પ્રેમથી કાયમની વંચિત થયેલી તેની સ્ત્રી, તેનાં કુમળાં બાળકો, તેમજ તેનાં સગાં સંબંધીઓ, પોતાના શોકસ્વરથી આકાશને પણ ભેદી નાંખે છે. તે પ્રમાણે સેંકડો મનુષ્યો આ લોક છોડીને જાય છે, તો પણ

તેમને માટે કોઇ હસતું પણ નથી તેમજ કોઇ રડતું પણ નથી. તેથી આ હસવાનું તથા રડવાનું સાર હોય અગર નિઃસાર હોય, તો પણ સૃષ્ટિની સાથેજ તેનો જન્મ થયો છે અને સૃષ્ટિની સાથેજ તેનો લય થવાનો. ત્યારે તેની ઉપેક્ષા કરે કેમ ચાલે?

દીવાળીને હવે આઠજ દિવસ રહ્યા હતા. જનાર્દન પંડિત રાતે જમીને પરસાળમાં ભાગવત વાંચવા બેઠા હતા. મણિલક્ષ્મી સામાં બેસીને સાંભળતાં હતાં. ભાગવત વાંચવાનું પુરૂં થતાંજ બીજા બધાંએ ઉઠીને ચાલવા માંડ્યું. બધાંના ગયા પછી મણિલક્ષ્મીએ ધીરે રહીને દીવાળીની વાત કાઢી અને બોલ્યાં, “આજથી દીવાળીને હવે આઠજ દહાડા રહ્યા. ને હજુ સામાન કંઇ ઘરમાં લાવ્યા નથી. આ વખતે શું કરવું છે તે પણ તમે કંઇ કહેતા નથી.”

“જે જોઇએ તે કરો, નકામું મને પુછપુછ કરો નહિં.” પંડિતજી વચ્ચેજ ખીજવાઇને બોલ્યાઃ “મને કંઇ હમણાં ઠીક લાગતું નથી. હમણાં—”

“લાગવાનું ક્યાંથી? હું કંઇ સમજતી નથી? પણ એમ કરે કેમ ચાલે? આપણે હવે માન અપમાનની બાબતમાં ધ્યાન દીધે કંઇ માલ નથી. જ્યાં લગણ આપણા જીવમાં જીવ છે ત્યાં લગણ સારા માઠાના જોખમદાર આપણેજ. તેને પુછે છે કોણ? તથા બ્હારના લોકોને અંદર શું ચાલે છે તે કેમ સમજાશે—?”

“રાતને દહાડો બસ તકરાર! લડ્યા વગર તો એ લોકોના જીવને જંપજ વળતો નથી! માણસ સહન તે કેટલું કરે?”

“હવે તો એ લોકોનો કંકાસ વધવાજ માંડ્યો છે! મને તો કોઇ હવે દાદ દેતુંજ નથી. જેણે તેણે પોતાની બૈરીને પોતાના ધાકમાં

રાખવી જોઇએ. આ તો તેને બદલે પોતે ઉત્તેજન આપે છે. ત્યારે તેને શું કરવું ?"

પંડિતજી થોડીવાર વિચાર કરીને બોલ્યા. એ બંને છોકરા મારો જીવ લેવાને પેદા થયા છે. એવા છોકરા કોઇ દિવસ દીઠા નથી ! મોટાને ફક્ત પૈસાનીજ હાય લાગી છે. પૈસા આગળ એને બીજું કંઇ દેખાતુંજ નથી. પૈસાને ખાતર એ કોઇનો જીવ લેવાને પણ ચુકે એવો નથી ! તું મારી વાત ધ્યાનમાં રાખજે કે આ છોકરો કોઈ દહાડો જેલમાં જશે, અને આપણા નામને કાળો ટીલો લાવશે. નાના ભાઇઓને ઠગવાનો ઉદ્યોગ એણે આજથી શરૂ કર્યો છે. શું એનો પૈસાનો લોભ !–હવે બીજો તે તદન મૂર્ખો ! મૂર્ખાને કોડીની અક્કલ નથી ! જે પોતાનું હીતાહીત કળે નહિ તે માણસ પણ કેમ કહેવાય ? બૈરી કહે તેજ બ્રહ્મવાક્ય ને આ અધેડાએ નિશાળ ઉઘાડી છે તે એ છોકરાંનું માથું ફોડાવવાને ! આ બંને છોકરા આપણે કહીએ તેનાથી ઉલટુંજ કરવાના, એવા છોકરા નહિ હોય તે સારા."

"અને તેમના જેવી તેમને બૈરીઓ પણ મળી છે. તે તેવીજ! આખો દહાડો લડવાની વાત,–બીજી વાતજ નહિ ! પેલી બીચારી સરસ્વતી જાણે એ લોકોની દુઃશમન હોય તેમ–"

"જેવા વર તેવી વહુ! તેમાં એનો શું વાંક? બૈરાં એટલે મીણનાં રમકડાં! તેને સારા અગર નઠારા આકાર કરવા તેના વરની બુદ્ધિ ઉપર આધાર છે. સારા પતિની સ્ત્રીઓ સારીજ થાય !"

"એ તો ખરૂં ! પણ કહેવત છે કેની કે 'જેવાં બી તેવાં ફળ' એ કંઇ ખોટી નથી. સારાં માબાપની છોકરી સારીજ હોય. મારી સરસ્વતી ને જુઓને–"

"જેવો મારો વિનાયક તેવીજ તે છે. એ બંનેને જોઉં છું એ-ટલે મારી આંખ ટાઢી થાય છે. ને હું બધું ભુલી જાઉં છઉં. છોકરી પણ કેવી ડાહી? બોલવાનું કેટલું મધુર, અને વિનયી? સ્વભાવ પણ કેવો ઠંડો? હું ધારૂં છું કે લખતા વાંચતાં શીખે તે સારૂં. ભણવામાં ખોટું શું છે? એ અહીંઆ આવી ત્યારે પહેલાં મને એને ચોપડી વાંચતાં જોઇને ગુસ્સો ચઢેલો. ને હું વિનાયક ઉપર પણ ખીજવા-યલો. પણ હવે મને એમ લાગે છે કે લખતાં વાંચતાં શીખેલી છોક-રીજ સારી."

"સરસ્વતી બુદ્ધિવાન પણ તેવીજ છે! એક શબ્દ મ્હોંમાંથી નીકળતાંની સાથે સામાના મનમાં શું છે તે તરત ઓળખી લે છે! ઠીક. ને રીતભાતમાં પણ કેટલી સાદી ને સરળ? મંગળા અને ગુલાબ તેને આટલી બધી હેરાન કરે છે, ગમે તેવી ગાળ દે છે, સાહેબની મડમ કહીને ખીજવે છે, પણ એ જરાકપણ તપી જતી નથી. એવી સાલસ છોકરી મેં કોઇ જોઇ નથી. બોલવા માંડે એટલે જાણે અમૃત ઝરે ને સાંભળનારનો જીવ કેવો થંડો ગાર થઈ જાય છે? આ લોકોનો કંકાસ એનાથી સહન ન થાય ત્યારે એક તરફ જઇને રડવા બેસે, પણ એક પણ શબ્દ કોઇને કંઈ કહે નહિ."

"મારી નાની વહુ તો મારા ઘરનીજ લક્ષ્મીજ છે. પરમાત્મા મારા વિનાયકને દીર્ઘાયુષ્ બક્ષે, એટલે મારૂં નામ એ ખરેખર રાખશે. નહિં તો ખાત્રી છે કે દીવા પાછળ અંધારૂં!"

"બંને ઘરડાં થાઓ! સરસ્વતીએ એ લોકોનું શું બગાડયું છે કે તે બીચારી રાંધવા બેસે ત્યાંએ તેનો પીછો નહિં છોડે? કોઇ દિવસ શાકમાંજ ધીરે રહીને મીઠું નાખી દે, તો કોઇ દિવસ ભાતમાં

કાંકરા નાંખે! આમ તે હેરાન કરાય ! તેણે લુગડાં સુકવવા નાંખવાં જોઇએ કે તરતજ તેને ફાડવાનાં! આ તે શું? આવું તો કોઇ ઠેકાણે જોયલું નહિ. આપણે એ બાબતમાં બોલવા જઇએ એટલે મંગળા ને ગુલાબ એવાં ફફડી ઉઠે કે તેને આપણાથી પહોંચાયજ નહિ. એના કરતાં નહિ બોલવું તે સારૂં.! ”

પંડિતજી એક મોટો નિસાસો નાંખીને બોલ્યાઃ-“જવા દે. હવે મને એ લોકોની વાત સાંભળવાનો પણ કંટાળો આવ્યો છે. સાંભળું છઉં એટલે અગાડી શું થશે તેના વિચારથી મન અકળાય છે! હરામખોરોને અત્યારથીજ જુદા રહેવાનું મન છે!”

મણિલક્ષ્મી પણ અતિશય દુઃખી થયાં. એ વિષય બદલીને બોલ્યાં “ઠીક, પણ દીવાળીમાં શું કરવું છે? ”

પંડિતજી જરા ક્રોધિ સ્વરે બોલ્યાઃ-“દર વર્ષે થાય છે તે પ્રમાણે આ વખતે પણ કરો. ને મારા મનમાં એમ છે કે દીવાળી જાય એટલે કાશીની યાત્રા કરવા જવું. હવે તો મારાથી આ કંકાસ સહન થતો નથી. એ લોકો તો દહાડે દહાડે વધારે બહુ નફટ થતા જાય છે. મારે કંઇ હવે આ દુનિયામાં બહુ વરસ રહેવું નથી. મેળવી એટલીજ આબરૂ છેવટ સુધી કાયમ રહે એટલે બસ. પછી મારે બીજું કંઇ જોઇએ નહિ. હવે અહીંઆ રહેવામાં મઝા નથી. આ બંને હરામખોરો એક શબ્દ પણ બોલવા દેતા નથી. ને વહુઓ કોઇને પત કરતી નથી. ત્યારે અહીંઆં રહીને આબરૂ ગુમાવવામાં શું માલ?”

મણિલક્ષ્મી દુઃખિત સ્વરે બોલ્યાંઃ-“ઈશ્વરની મરજી હશે તેમ થશે. તેની ચિંતા કરે શું વળવાનું છે? તમે કાશી જવાનું કહો છો

પણ સરસ્વતીને અહીંઆ એકલી મુકીને જવામાં મારૂં મન માને નહિ. એને જો અહીંઆ એકલી મુકી તો આ લોકો એનો જીવ લેવાને પણ ચુકે એવાં નથી."

તે વૃદ્ધ દંપતીની એજ વિષય ઉપર કેટલીકવાર સુધી વાત ચાલી. છેવટે રાત ઘણી ગઇ છે એમ જોઇને મણિલક્ષ્મી સુવા ગયાં. પંડિતજી પણ ભાગવત ઉંચું મુકીને અસ્થિર મનથી પથારીમાં જઇને સુતા ને ઘણીવારે ઉંઘી ગયા.

---

## પ્રકરણ ૬ ઠું.

### પતિ–પત્ની.

વિનાયક ઘણે દિવસે દીવાળીની રજામાં ઘેર આવ્યો હતો. સરસ્વતીના મનમાં જાત જાતના કલ્પના તરંગ ઉડતા હતા. વિનાયક પણ પોતાની પત્નીને મળવાને બહુ આતુર થયો હતો. પરંતુ એક તો જુના જમાનાના અસલી વિચારના ઘરનાં, અને મોટી ભાભી તથા ગુલાબ ભાભીની ટીકાનો ભય; તેથી ના ઇલાજથી એ દંપતીને રાત પડવાની રાહ જોવી પડી. સૂર્ય અસ્ત પામ્યો, સંધ્યાકાળ થઇ, અને ધીમે ધીમે અંધકાર પણ છવાઇ ગયો. રાતે વાળુપાણી થયાં પછી પુરૂષો બહાર ગપ્પાં મારવા બેઠા. સ્ત્રીઓ પોતાનું કામ પતાવીને પોતાના ઓરડામાં જઇને દીવા આગળ પતિના આવવાની રાહ જોતી બેઠી. ઓરડામાં એક બાજુના ખુણામાં એક નાનું ટેબલ હતું.

તેની પાસેજ એક ખુરશી હતી. વિનાયક રજામાં ઘેર આવે ત્યારે અહીંઆજ વાંચવા લખવા બેસે છે. ટેબલ ઉપર એક નાનું ઘડીઆળ 'ટક્ ટક્' કરતું હતું. સરસ્વતીએ તે ઘડીઆળની સામા જોયું એટલે તરતજ ઉઠીને "અરે શું ?—સાડાદશ થયા !" એમ મોંઢામાંથી બોલીને ટેબલ આગળ ગઇ. દીવો ઉંચકીને ટેબલ ઉપર મુકયો. અને પછી ખુરસી ઉપર બેસીને ત્યાં આગળની ચોપડીઓમાંથી એક ચોપડી લઇને તેના પાનાં ઉથલાવવા લાગી. એક પાનામાંથી એક લીટી,—બીજા પાનામાંથી બે લીટી, અને કદિ કદિ એકાદ પાનામાંથી ફક્ત એક બે શબ્દ જ,—એવી રીતે તેણે તે ચોપડીનાં સો કરતાં પણ વધારે પાનાં ઉથલાવી નાંખ્યાં, તોપણ વિનાયક કંઇ આવ્યો નહિ. છેવટે કંટાળીને ચોપડી મુકી દીધી. અને હાથમાં પેન્સીલ લઇને કાગળ ઉપર કંઇ લખવા બેઠી. એક કાગળ ઉપર કંઇ લખે ને તે ઠીક નહિ લાગે એટલે તરતજ ફાડી નાંખે ને બીજા ઉપર લખે. તે ઉપર પણ કંઇ લખે ને પાછું તેજ પ્રમાણે તેને પણ ફાડી નાંખે. એમ કરવાનો ક્રમ તેણે શરૂ કર્યો એટલામાં આખરે વિનાયક ઓરડામાં આવ્યો, ને તેણે બારણું બંધ કરી દીધું. બારણાના અવાજથી સરસ્વતી ચમકી ઉઠી, અને એકદમ કાગળ પેન્સીલ ટેબલ ઉપર મુકીને ઝટ ઉભી થઇ. પણ વિનાયકે તરતજ તેની પાછળ જઇને સરસ્વતીનો કુમળો હાથ પોતાના હાથમાં લીધો અને હસતાં હસતાં પુછયું "કેમ ! કાંઇ નાશી જવાનો વિચાર છે કે ?"

સરસ્વતીના મોંઢામાંથી શરમને લીધે શબ્દ નીકળ્યો નહિ. તે પોતાનું માથું નીચું નમાવીને ઉભી રહી. આ જોઇને વિનાયકે ફરીથી પુછયું: "સુવાનો વખત થઇ ગયો છે ખરૂં ને ?"

તોપણ સરસ્વતીએ કંઇજ ઉત્તર આપ્યો નહિ. વિનાયકે ફરી પ્રશ્ન કર્યો. "મારા કાગળનો જવાબ આપ્યો નહિ કેમ?"

હવે સરસ્વતીનામાં બોલવાની હીંમત આવી. "અનાયાસે તમે મેરજ આવવાના હતા"—આટલા જ શબ્દ તે બોલી શકી ને એની છાતી ધબક ધબક ઉછળવા લાગી. જાણે આ બોલથી એ મોટો ગુન્હો કરતી હોય નહિ:

"મને અહીં આવવાને મોડું થયું ખરૂં ને?" વિનાયકે પૂછ્યું.

સરસ્વતીની હીંમત હવે આગળ વધી અને સ્મિતવદને બોલી: "નહિ; મને લાગ્યું કે બ્હારથી ને બ્હારથી પાછા મુંબઇ ગયા કે શું?"

"એટલે?–ઘડીયાળમાં કેટલા વાગ્યા?"

"હજુ કંઇ બહુ વાગ્યા નથી? મુંબાઇની ઘડીયાળમાં હજુ સાત પણ નહિ વાગ્યા હશે!"

વિનાયકે હશીને પ્રેમથી સરસ્વતીને પોતાની પાસે લીધી અને પોતે ટેબલની પાસેની ખુરસી ઉપર બેઠો. સરસ્વતી પોતાના બન્ને હાથ ખુરશીના દાંડા ઉપર મુકીને પાછળ ઉભી. વિનાયકે કહ્યું: "મને લાગે છે કે મુંબાઇની ઘડીયાળ બહુ ધીરે ચાલતી હશે."

"ઘડીયાળ શું—પણ મુંબાઇ રહેનારા લોકો પણ બહુ ધીરે ચાલે છે!"

"એ તેં કેમ જાણ્યું?" વિનાયકે હસતાં હસતાં પૂછ્યું. સરસ્વતીએ કૃત્રિમ ગંભિરતાથી ધીમા અવાજે કહ્યું:–"હમણાં મોડું થયું તેથી! મીટીંગમાં ભાષણ કરતી વખતે કહેવાતું કે રાતના દશ વાગ્યાથી વધારે બેસવું નહિં અને તેજ પ્રમાણે સૂર્ય ઉગ્યા પછી

પથારીમાં સુઇ રહેલું નહિ. તેથી હું પૂછું છું કે કે હમણાં કેટલા વાગ્યા છે? કદાચ મુંબઈની ઘડીયાળમાં હજુ દશ થયા નહિ હશે. અગર બોલવા પ્રમાણે ત્યાંના લોકો કરતા નહિ હશે!"

પણ આટલું બોલતાં બોલતાંમાં સરસ્વતીના કપાળે પરસેવો થયો. વિનાયક ઘડીયાળ તરફ જોઇને આશ્ચર્ય પામ્યો ને બોલ્યોઃ—"શું અગીયાર થયા? આ ઘડીયાળ બરોબર ચાલે છે તો ખરીને?"

પરંતુ સરસ્વતી જરા ડગી નહિ તે બોલીઃ—"કુંચીજ શું કરવા આપવી જોઇએ? એ તો એમજ ચાલે છે!"

"ત્યારે તો તારા હાથમાં જાદુ હોવો જોઇએ! ઠીક, પણ આટલો વખત અહીંઆ બેસીને શું કરતી હતી?"

"બેસીને ભગવાનનું નામ લેતી હતી."

"ક્યારથી ભગવાનનું નામ લેવાનું શરૂ કર્યું છે?"

"સંકટ પડે એટલે એની મેળે ભગવાનને યાદ કરાય."

"એવું તે તને શું સંકટ આવ્યું?"

સરસ્વતી આવેશથી બોલી. "જમીને તરતજ જે ગયા તે હજુ સુધી આવ્યા નહિ. પછી ફીકર તો—"

"મારે માટે તું ફીકર કરતી હતી?"

"નહિરે, હમને તે કંઇ ફીકર થાય? તમારા જેવાંજ બધાં માણસો નિષ્ઠુર હશે. ખરૂં ને?"

"મેં તો હજુ સુધી કંઇ એવું નિષ્ઠુરપણું કર્યું નથી. તું જેટલી મને મળવાને આતુર થઈ હશે, તેના કરતાં વધારે મને આતુરતા હતી. પરંતુ કરવું શું? બાપાજી, મોટાભાઈ, ભાઇ વીગેરે બધા બેઠા હતા. તેને છોડીને કેમ આવું? બાપાજીએ કહ્યું કે "હવે

મારી ઉમ્મર થઈ છે. મારૂં ક્યારે શું થશે તેની ખબર નથી. વાસ્તે તમે ત્રણે ભાઇઓ હમણાં ઘેર એકઠા થયા છો તો તમે હવે બધું જોઈ લો. ઘરની બાબતની બીજી પણ બધી બહુ વાત કરી; તે હું તને કાલે કહીશ. હવે તો રાત બહુ ગઇ છે. માટે નકામાં વાત કરવા બેસવામાં માલ નહિ."

"ઠીક, પણ તમે પાછા ક્યારે જવાના છો ?"

"કાલે કહે તો કાલે!" વિનાયકે હસીને કહ્યું.

"તેમાં કંઇ બહુ નવાઇ પામવા જેવું નથી !"

"ઠીક, પણ રજા કેટલા દિવસની છે?"

"ઘણા દિવસની છે."

"પણ બરાબર જવાબ દેશો તો કાંઈ નુકશાન થશે ?"

"છે.–દોઢ મહિનાની રજા છે. સમજી કે ?"

"ત્યારે તો વાત કરવાનો હજુ ઘણો વખત છે." સરસ્વતીએ હસતાં હસતાં કહ્યું.

---

## પ્રકરણ ૭ મું.

### આમ કેમ થાય છે?

વિનાયકે ઘેર આવ્યા પછી એવું નિત્યકર્મ રાખ્યું હતું કે સવારમાં ઉઠીને સ્નાન વિગેરે કરીને દરિયા કિનારે ફરવા જવું. પછી આવીને એકાદ ચોપડી અગર વર્તમાનપત્ર વાંચવા બેસવું. કોઇ

કોઇ દિવસ તે બાપની અગર મોટાભાઇની સાથે દુનિયાદારીની વાતો કરવા બેસે. ભોજન કર્યા પછી બપોરે જરા સુઇ જાય. અગર પોતાના મિત્રોની સાથે રમવા બેસે. સાંજના પોતાના મિત્રોને મળવાને માટે બહાર જાય. વિનાયક માયાળુ ને વિવેકી હોવાથી તેના ઉપર બધા બહુ સ્નેહ રાખે છે.

સરસ્વતી પણ નાદાન નહોતી. સ્વાભાવિક શરમને હવે જરા દુર કરીને ખુલ્લા દીલે વિનાયક સાથે બેસવા બોલવાનું તેણે શરૂ કરી દીધું હતું. તે કુદરતી રીતે બુદ્ધિવાન હોવાથી પતિના કહેવાનો અને શીખવવાનો મર્મ સમજીને તે પ્રમાણે પોતાનું વર્તન રાખવાને ખાસ મહેનત કરતી હતી. પતિના અંતઃકરણનો ગુહ્યભેદ સમજી લઇને તેને ખરા મનથી વર્તનમાં મૂકવાનો તે અભ્યાસ કરતી હતી. આ પ્રમાણે પ્રેમનો બદલો પ્રેમથી મળવાથી, બન્નેનો દાંપત્ય પ્રેમ દિવસે દિવસે વધતો જતો હતો. રાતે પતિ પત્ની એકઠાં થાય એટલે વિનાયક સરસ્વતીને એકાદ સારૂં પુસ્તક વાંચી બતાવે અગર તેની પાસે વંચાવે. આ પ્રમાણે તે લોકોનો વખત ઘણા આનંદમાં જતો હતો. સરસ્વતીએ હજુ સુધી ઘરની કાંઇ પણ વાત પતિ આગળ કરી નહોતી. એમ કરતાં છેવટે વિનાયકની રજા પુરી થવા આવી. હવે ફક્ત સાત દિવસજ બાકી રહ્યા હતા. આ જોઇને એક દિવસ રાતને વખતે વિનાયક ઓરડામાં પ્રવેશ કરતાંજ સરસ્વતીએ પોતાના બન્ને હાથે તેનો જમણો હાથ પકડીને પોતાનું માથું તેના હૃદય ઉપર મુકીને વ્યાકુળ અંતઃકરણે અને મૃદુ સ્વરે બોલીઃ " તમને જવાને હવે બે ચાર દિવસજ રહ્યા. પણ પછી મારી શું દશા થશે, તેની ઇશ્વરનેજ ખબર! હું તો તદન ગભરાઇ ગઇ છું." સરસ્વતીએ તેને

કાંઇ કહ્યું નહોતું, તોપણ ઘરમાં ચાલતો એકંદર પ્રકાર વિનાયકને કાને આવ્યો હતો. પોતાની પત્નીને કેવી વગર કારણે હેરાન કરે છે, એ વાતની એને ખબર નહિ હતી એમ નહિ. તોપણ એની બાબતમાં માથું મારવું એ ઠીક નહિ, અને એનું પરિણામ પણ સારૂં આવવાની આશા નહિ હોવાથી, વિનાયકે સરસ્વતીને કહ્યું:–"આ શું ગાંડા જેવું બોલે છે? આપણે ઘેર રહેવું તેમાં બ્હીવાનું ને ગભરાવવાનું કારણ શું?"

સરસ્વતીએ દુઃખથી નિસાસો મુકયો અને તેની બંને આંખમાં પાણી આવ્યાં ને બોલી:–"બ્હીક તો અહીંઆ શું હોય? પણ દેરાણી જેઠાણીની આંખમાં હું ખુંચું છું તેનું કેમ?"

"એમાં કંઇ તારોજ વાંક હશે. આપણે બરોબર વર્તીએ નહિ તો મિત્ર પણ શત્રુ થાય. પણ તેનીજ સાથે જો સારી રીતે ચાલીએ તો કટ્ટો દુષ્મન પણ મિત્ર થાય. તું તેમની સાથે સારી રીતે વર્તતી નહિ હશે. તેમનાં છોકરાંઓ ઉપર મમતા રાખતી નહિ હશે, તેઓની પાછળ તેમની નિંદા કરતી હશે; નહિં તો તુંજ કહેની કે આપણાં માણસો આપણને નકામા હેરાન શું કરવા કરે?"

બીચારી સરસ્વતી તદ્દન ખીસીઆણી પડી ગઇ ને બોલી: "મેં કોઇ દિવસ પણ તેમની આજ્ઞા માની નથી એમ નથી; અગર હું તેમની સાથે વાંકી પણ બોલી નથી; ઉલટી આખો દિવસ તેમની મરજી સાચવવાને ખરા મનથી મહેનત કરૂં છઉં; હું ચોપડી વાંચું, સફાઇબંધ કપડાં પહેરૂં, જરા પણ અસ્વચ્છતા મને ગમે નહિ, આ ઉપરથી એ લોકો હું મડમ સાહેબ થઇ, હવે સાહેબને ત્યાં નોકરી લેવા જવાની છઉં, એવા એવા એક નહિ પણ હજારો વખત મને

બોલ સંભળાવે છે. ને મારી મશ્કરી કરે છે. પડોશનાં બધાં બૈરાંઓની આગળ પણ મારી નિંદા કરે છે પણ–"

વિનાયક વચ્ચેજ બોલ્યો: "કરવા દેની, તે લોકોને ખુશીથી જે કરવું હોય તે. આપણે તેની તરફ મુદલ ધ્યાનજ આપવું નહિ. એટલે બસ."

"ત્યારે હું પણ ક્યાં ધ્યાન આપું છઉં? જો તેની તરફ ધ્યાન આપું ને તેમના મોંઢાને મોંહું આપું તો પછી આ ઘરમાં મારાથી ઉભાં પણ નહિ રહેવાય તો!"

"જેવાં માણસ તેવી વાત કરવી જોઇએ. જે લોકો જે વાત સમજે નહિ તે વાત તેઓની આગળ નહિ કરવી, એ ડાહ્યા માણસનું કામ છે. અજ્ઞાન ખેડુતની આગળ જો આપણે 'પૃથ્વી ગોળ છે' અગર 'પૃથ્વી ફરે છે' એ બાબતનું બોલીએ તો તે કંઇ પણ સમજે નહિ; એટલુંજ નહિ પણ ઉલટા આપણને ગાંડામાં ખપાવે!"

સરસ્વતીને આ ઉપર શું બોલવું તેની સમજ પડી નહિ તે ગુંચવણમાં પડી ને બોલી: "હા, ઠીક યાદ આવ્યું. પૃથ્વી કેમ ફરે છે તે હું પણ ભુલી ગઇ છઉં. ફરીથી મને એકવાર સમજાવજો."

"હા, એકાદ દિવસ તને સમજાવીશ. વાંચતાં લખતાં શીખ્યાથી શું ફાયદા થાય, શિક્ષણથી મનુષ્યનું મન કેટલું ઉચ્ચ થાય, અને તે પ્રમાણે ખાવા પીવાની બાબતમાં તથા કપડાંની બાબતમાં સ્વચ્છતા રાખવી એ વળી આરોગ્યતાને માટે કેટલી જરૂરની છે, તે ઘણા પુરૂષો પણ સમજતા નથી. તો પછી–મોટાંભાભી તથા ગુલાબ ભાભી ક્યાંથી સમજે? જેનામાં જે વિષય સમજવાની પાત્રતા નહિ હોય તેની સાથે તે વિષયની તકરાર કરવામાં એક જાતની ભૂલ જ

છે. તારી જેઠાણીનામાં જો શિક્ષણની મહત્તા ને સ્વચ્છતાની આવશ્યકતા સમજવાની શક્તિ હોત તો પછી તારી આમ મશ્કરી શું કરવા કરત. ઉલટાં તેઓ પણ તારા પ્રમાણેજ કરવાને મહેનત કરત. તેથી એમાં તે લોકોનો કંઈ વાંક નથી, એ તો તેમના અજ્ઞાનનોજ વાંક છે. તેમની મશ્કરીથી નહિ ખીજવાતાં આપણે આપણું કર્તવ્ય કરતાં રહેવું એ યોગ્ય છે."

"હું પણ તેમજ કરૂં છઉં. કોઇ પણ દિવસ એ લોકોની સાથે તકરાર કરવા બેસતી નથી."

"ત્યારે તો ઘણીજ નવાઇની વાત!–તું જ્યારે કંઇ બોલતીજ નથી, ત્યારે શું તેઓ એમને એમ તારી સાથે તકરાર કરે છે?"

સરસ્વતી આ શબ્દોથી ઘણી દિલગીર થઇ. તો પણ તે શાંત અને ગંભિર સ્વરે બોલી: "હું કેવી રીતે કહું તે?–હવે તમે આટલું બોલ્યા ત્યારે હું પણ એક બે વાત તમને કહું. મારી પેટી ઉઘાડીને તમે જુઓ, એમાં એકપણ લુગડું ફાટયા વગરનું છે કે? મેં એકાદ વખત તડકામાં લુગડું સુકવવા નાંખ્યું, તેમાં પણ મેં એ લોકોનો ગુન્હો કર્યો ખરૂં ને?–મારી ચોપડીઓ જુઓ, તેમાંનાં પાનાં કેવી રીતે ફાડયાં છે તે? આમાં પણ મારો જ વાંક? તેજ પ્રમાણે હું શું રસોઇ કરતાં રોજજ ભુલી જઇને દાળમાં તથા શાકમાં બબે ત્રણ ત્રણ વખત મીઠું નાખું? સાસુજી ને સસરાજી કોઇ પણ દિવસ હોંસે ખાય નહિ, એવો શું મેં નિશ્ચય કર્યો છે?"

બોલતાં બોલતાં સરસ્વતીની આંખમાંથી ટપ, ટપ, પાણી પડવા માંડયા. તે પતિ નહિ જાણે એમ લુછીને બોલી: "મેં કોઇ વખત જો તેઓના બોલવાનો જવાબ આપ્યો કે તરતજ કહે કે 'તમારે

શું? તમે તો વાંચતાં લખતાં શીખેલાં! તમારી આગળ અમારો કંઇ ભાવ લાગવાનો છે?'—ઠીક. હવે જો મુંગી બેસું તો, કહે કે: "અમારા જેવાં મૂર્ખાની સાથે તું શાની બોલે? પોતે વાંચતાં લખતાં શીખેલી ને વર પણ અંગ્રેજી ભણે છે? પછી અમારા જેવાં માણસ સાથે કયાંથી બોલે?'—હું જો જલદી રસોઇ કરવા બેસું તો કહે કે 'અમને રસોઇ કરતાં કયાં આવડે છે? આવડે ફક્ત સરસ્વતીને! અમારૂં કરેલું હવે સાસુ સસરાને પસંદ પડે છે કયાં?'—ઠીક, પણ જો મોડી રસોઇ કરવા જાઉં તો કહે કે 'એ શાની રસોઇ કરવા બેસે? ચોપડી વાંચવી, કાગળ લખવા, ચિત્રો કાઢવા એવાં કંઇ કામ એને માટે થોડાં છે કે? માબાપ શ્રીમંત, અને ધણી પણ શ્રીમંત? એને શાની ફીકર હોય?'—જો તેનાં છોકરાંને તેડવા જઇએ તો કહે કે "અરે? એ શું? પારકાં છોકરાંને ઉંચકીને નકામા હાથ શું કરવા દુખવવા જોઇએ! એમ કંઈ પોતાને થવાનાં છે?" ને જો કોઇ દિવસ ન લઇએ તો કહે કે 'છોકરો રડી રડીને મરી જાય છે પણ કોઇને ઉંચકીને ફરવાની પણ અક્કલ સુઝતી નથી? એવા જન્મનું દુઃશ્મન હોય તે પણ આમ પીછો ન લે!'—એમ કહીને મેણાં મારે!—મને નાનુંના ઉપર ઘણું હેત છે ને એની બહુ માયા લાગી છે. આજે હું ઉંચકીને તેને હાથ ઉપર લેવા ગઈ એટલે તે બોલ્યો: 'કાકી, હું હવે તમારી પાસે આવવાનો નથી?' મેં પૂછ્યું, 'કેમ નથી આવવાનો, નાનું?' તે ઉપરથી છોકરાએ રડતાં રડતાં કહ્યું: 'નહિં, કાકી? મારા ઉપર બા ખીજવાય છે ને કહે છે કે જો કાકીની પાસે ફરીથી જઇશ તો તને મારીજ નાંખીશ!'—આમાં મારો શો વાંક છે, તે કહેશો?"

સરસ્વતીનું હૈયું આ વાત કરતાં ભરાઇ આવ્યું ને તે રડવા લાગી. વિનાયક અત્યંત અજાયબી પામીને પોતાની પત્ની તરફ જોવા લાગ્યો: "ગાંડી રે ગાંડી, તું રડે છે શું કરવા?" એમ કહીને તેને પ્રેમથી પોતાની પાસે લીધી. ને તેના મનનું સમાધાન કરવા માંડ્યું. પતિના પ્રેમાળ ભાષણથી સરસ્વતીનું કોમળ હૃદય અધિક ઉભરાયું અને પતિના હૃદય ઉપર માથું મુકીને નાનાં છોકરાંની માફક રડવા લાગી. કેટલીક વારે મન સ્થિર થયા પછી તે બોલી: "તમે કહો છો કે પોતાના વર્તનથી મિત્ર પણ શત્રુ બને છે પણ હવે તમે જ કહો કે મારે કેમ વર્તવું? તમે કહેશો તે પ્રમાણે હું કરીશ. મને આમાં કેવી રીતે ચાલવું તેની બીલકુલ સમજ પડતી નથી. હું શું કરૂં કે જેથી એ લોકો મારી સાથે સગી બેન પ્રમાણે હેત રાખે ને તે પ્રમાણે વર્તે?—એ બાબતનું મને બરાબર સમજાવીને કહો, હું તે પ્રમાણે કરીશ."

સરળ સ્વભાવની સરસ્વતીનો એ સરળ—પણ જવાબ નહિં આપી શકાય એવો—સવાલ સાંભળીને વિનાયક ખૂબ વિચારમાં પડયો. પત્નીની આવી સરળ અને નિષ્કપટી વૃત્તિની પોતાના મનમાં ને મનમાં પ્રસંશા કરી. તેને શું જવાબ આપવો એ કાંઇ તેને સુઝે નહિ. ઘણી જ વાર સુધી બન્ને સ્તબ્ધ રહ્યાં. પછી સરસ્વતીના આંસુ પોતાને હાથે લુછીને વિનાયક બોલ્યો: "હું ખરૂં કહું છઉં કે મને એમાં શું કારણ છે, તેની સમજ પડતી નથી. તું તે લોકો સાથે ખરાબ રીતે ચાલી હોઇશ એમ મને કદી પણ લાગવાનું નથી. પરંતુ કારણ વગર કાર્ય સંભવે નહિ. ત્યારે એ લોકો અમથાં એમ કેમ કરતાં હશે?—ફક્ત એકજ કારણ છે જે તે ઇર્ષ્યા! કેટલાંક માણસ આ

દુનિયામાં એવાં હોય છે કે બીજાનું સારૂં તે લોકોથી ખમાતું નથી. પણ આપણી સ્થિતિ જે એમની સ્થિતિમાં હમણા કંઇ ફેર હોય એમ મને લાગતું નથી. ત્યારે ઇર્ષ્યા કરવાનું પણ કારણ શું ?"

## પ્રકરણ ૮ મું.

### ગુલાબની ભંભેરણી.

બીજે દિવસે રાતના તકીઆ ઉપર માથું મુકીને ગુલાબ મોટા મોટા નીસાસા નાંખતી પડી હતી. ગોવિંદરાય આ બનાવ જોઇને સ્તબ્ધ બેઠા હતા. છેવટે તે કંટાળીને બોલ્યા: "આજે પાછું શું થયું? રોજ ને રોજ આ શું ?"

ગુલાબ એક નીસાસો નાંખીને બોલી: "મારાથી પણ રોજ ને રોજ આવું અપમાન સહન થતું નથી. મને મારે મારે પિયર મોકલી દો એટલે થયું ?"

ગુલાબની આ રોજનીજ ધમકી હતી. પણ કોણ જાણે શું તે આજે ગોવિંદરાયથી સહન થઈ શકી નહિ. તે ખીજવાઇને બોલ્યા: "ત્યારે જાની ! કોણ તારો હાથ પકડે છે ?"

ગુલાબના મનને આ શબ્દ બહુ સખ્ત લાગ્યા, તે રડતી રડતી બોલી: "જેને મારૂં મોઢું નહિ ગમે, તેણે મારી સાથે બોલવું પણ શું કામ ? હું હવે આ ઘરમાં એક દિવસ પણ રહેવાની નથી. કાલે ને કાલે હું મારે પિયર ચાલી જઇશ."

"હાલે શું? અત્યારેજ ચાલી જાની"—ગોવિંદરાય ખીજવાઇને બોલ્યા.

"ઠીક ત્યારે, હમણાંજ જાઉં છું."

એમ કહીને ગુસ્સામાં ને ગુસ્સામાં મંગળા પથારીમાંથી ઉઠીને ઉભી થઇ. ગોવિંદરાયે જોરથી તેનો જમણો હાથ પકડ્યો અને ગુસ્સામાં બોલ્યા. "ચુપ! છાની માની સુઇ જા? એક અક્ષર જો વધારે ઓછો બોલીશ તો તું તારી વાત જાણી?"

બીકથી, દુઃખથી અને ગુસ્સાથી ગુલાબ પાછી પથારીમાં પડી. અને રડી રડીને તકીઓ પણ પલાળી દીધો. અર્ધો કલાક એ પ્રમાણે નીકળી ગયો. પણ એનું રડવાનું કંઈ બંધ પડ્યું નહિ. આમ જોઇને ગોવિંદરાયની ખાત્રી થઈ કે આજે ખરેખર કંઇ ખાસ બનાવ બન્યો હોવો જોઇએ. નહિં તો આટલી વાર રડવાનું પહોંચે નહિ. મનમાં આમ આવતાંજ ગોવિંદરાયને પોતાની પત્નીની દયા આવી. અને તેના ઉપર નકામો ખીજવાયો એમ લાગ્યું. ને તેથી પત્નીનો પ્રેમથી હાથ પકડીને નરમાશથી પૂછવા લાગ્યાઃ "આજે એવું શું થયું છે?"

આ સવાલનો જવાબ આપવાની પંચાતમાં નહિ પડતાં ગુલાબે પહેલાં પ્રમાણે રડવાનું જારી રાખ્યું. આ જોઇને ગોવિંદરાયનું હૈયું પીગળ્યું. અને આજે ઘણું મોટુંજ કારણ બનવું જોઇએ એમ એને લાગ્યું. તે ગુલાબની પાસે ગયા અને તેના મનનું સમાધાન કરવાને બોલ્યાઃ "શું થયું છે, તે તો કહે! બોલ્યા વગર શું થયું તેની અમને સમજ કેમ પડે ને તેનો ઉપાય પણ કેમ થાય?"

ગુલાબ રડતી રડતી બોલીઃ "કંઈ થયું એ નથી ને કોઇને કંઇ કરવાની જરૂર પણ નથી—"

આ સાંભળીને ગોવિંદરાય અધિક ઉત્સુક બન્યા અને તે આગ્રહ કરીને બોલ્યાઃ "પણ કહીશ તો ખરી કેની કે શું થયું છે?"

"જ્યારે મારા ઉપર તમારી લાગણી નથી ત્યારે આવી ખોટી કથા શું કામ જોઇએ?" ગુલાબ વધારે રડવા લાગી.

"આ તરફ જોઇને કહે, જે થયું હોય તે?" એમ કહીને પત્નીનો હાથ પકડીને તેને ખેંચવા લાગ્યા. ગુલાબ એમની એમ પડી રહી. એક શબ્દ પણ બોલી નહિ. આખરે પત્નીનું મુખ પોતાના તરફ ફેરવીને ગોવિંદરાયે પૂછ્યુંઃ "કેમ, થયું છે શું?"

પરંતુ તેના સવાલનો જવાબ બીલકુલ મળ્યો નહિ. તે વધારે અધીરા બન્યા. છેવટે ગુસ્સામાં પૂછ્યુંઃ "ત્યારે તારે બોલવું છે કે નહિ?"

હવે બહુ વાર ખેંચી પકડવામાં માલ નહિ. એમ જોઇને ગુલાબ બોલીઃ "આ ઘરમાં મને શું શું દુઃખ છે તે જે સમજતું નથી તેને કહેલું કામનું શું? ને જો કહું તો પણ મારો વિશ્વાસ તમને ક્યાં છે?"

"વિશ્વાસ હોય કે નહિ હોય, એ વાત પછી પણ પહેલાં મને ખરૂં શું છે તે તો જાણવા દે."

ગુલાબે એક મોટો નીસાસો નાંખ્યો અને લુગડાના છેડાએ આંખ તથા નાક લુછીને બોલીઃ "અમને લખતાં વાંચતાં આવડે નહિ એટલે અમારૂં કહેલું ખરૂં પણ કોણ માને? ને તેથી હું કોઇને કહેવા પણ માંગતી નથી."

"પણ એનું છે શું?"

"તમારા તે લાડકા ભાઈ અને ભાભીનેજ પૂછો."

"તેણે શું કર્યું ?"

"કરવાનું શું ?–ફ્કત મારીનાંખવાનુંજ બાકી રહ્યું છે!"

"પણ તેં એવું એમનું શું બગાડયું છે?"

"તે હું કેની રીતે જાણું! કાલે કોઇ ઘરમાં નહોતું. ને હું એકલી સુતી હતી. એટલામાં તેના ઓરડામાં કાંઈ ઘુસ ઘુસ વાત ચાલતી હોય એવી મને શંકા આવી. તેથી તે જોવાને હું સ્હેજ નીચે ગઈ ને ઓરડાના બારણાને કાન દઇને ઉભી. ત્યાં જે મેં સાંભળ્યું તે હું જો કહું તો કોઇ ખરૂં પણ નહિ માને!"

"પણ તે કહ્યા શિવાય કેમ સમજ પડે?"

"થોડા દિવસ ઉપરજ પરણીને ઘેર આવી એટલામાં તો વરની આગળ કેવી ફૂર ફૂર બોલે છે? ધણીને કહે કે "તમારી હવે રજા પુરી થઇ, હવે મારી શું દશા થશે એ ઇશ્વરનેજ ખબર!" આ ઉપરથી ધણીએ કહ્યું કે "કેમ? તને એટલી કોની બીક લાગે છે?" એટલે તરતજ પેલીએ જવાબ આપ્યો. "બંને જેઠાણીઓએ મારો પીછો લીધો છે! કઈ વખત તેઓ શું કરશે તેની મને ખબર નથી! હું ચોપડી વાંચુ, સ્વચ્છતા રાખું, તેથી એ લોકો આખા ગામમાં મારી નિંદા કરે છે. મારી ચોપડી ફાડી નાંખે, કપડાં સુકવવા નાંખું તે પણ કાપે ને નહિ સંભળાય એવી ગાળો દે–"

ગુલાબનું બોલવું પુરૂં થતાં પહેલાંજ ગોવિંદરાયે અકળાઇને પૂછયું: "પણ વિનાયકે શું જવાબ આપ્યો!"

તેણે કહ્યું કે, તે નિંદા નહિ કરશે તો બીજું કરશે પણ શું? શિક્ષણનો મર્મ તે કયાંથી સમજે? તેમના વરનેજ સમજવું મુસ્કેલ છે તો પછી તેનો શું વાંક?"

આ વાત ગોવિંદરાયને ખરી લાગી નહિ તેથી તે બોલ્યા. "વિનાયક એવું બોલેજ નહિ. એ વાત હું ખરી હોય એમ માનતો નથી."

"તેથીજ હું કહેવાની નહોતી! તમારા ડાહ્યાભાઇ મોઢે 'ભાઇ' 'ભાઇ' તમને કહે એટલે તમારા આનંદનો પારજ નહિ. તે તમારૂં માન કેટલું રાખે છે, અગર વિનાયક મોઢે અમૃત પીરસીને પેટમાં કેટલું ઝેર રાખે છે, તેની તમને ખબર ક્યાં છે? હજુ તમને આટલું પણ ધ્યાનમાં આવતું નથી તો પછી આટલાં બધાં છોકરાં ભણાવ્યાં તે શું કામનાં!"

ગોવિંદરાય પત્નીએ કરેલી પોતાની પ્રસંશા સાંભળીને મનમાં હરખાયા અને બોલ્યા "તે તેવો નીકળે તેમાં કંઈ નવાઇ નથી! અંગ્રેજી બહુ ભણે તે એવાજ થાય છે!"

ગુલાબને હવે ધીરજ આવી. અને બોલવાને માટે જીભ વધારે ચવળવા લાગી. તે બોલીઃ "તમે એમ ધારતા હશો કે, વિનાયક અંગ્રેજી ભણીને હોંશીયાર થશે એટલે સારી નોકરી મેળવશે ને તેથી આપણે બધાને બહુ ફાયદો થશે! કેમકે વિનાયક મોઢે બહુ મીઠું મીઠું બોલે છે. પણ વખત આવશે ત્યારે વિનાયક શું કરશે તેનો કંઇ તમે વિચાર કર્યો છે? તે કંઇ તમારા જેવા ભોળા નથી, સમજ્યા કે! મૈરી કહેશે તેજ વેદવાક્ય! તમારી પડતીના વખતે વિનાયક પાસેથી એક દમડી પણ મળે એમ આશા રાખશોજ નહિ! એકેક વાતનો વિચાર કરૂં છઉં ત્યારે શરીરનું રૂંવે રૂંવે ઉભું થઇ જાય છે!"

"વિનાયક! વિનાયકે કહ્યું કે "તે લોકો તારાં કપડાં ફાડે છે

તો તું કેમ નીરાંતે બેસી રહે છે? તને તેનાં કપડાં ફાડતાં નથી આવડતું?" આ ઉપરથી સરસ્વતી હસતાં હસતાં બોલી: "અહો! હું ક્યાં ઓછી છઉં! આસપાસ કોઇ નથી એમ જોઇને તેના લુગડાં હું પણ ફાડી નાંખું છું!"–કેમ કેવી વાત?"

ગોવિંદરાય વિચાર કરવા લાગ્યા. ગુલાબ ફરીથી રડવા જેવો સુર કાઢીને બોલી. "વર્ષમાં મારે ત્રણ ત્રણ ચાર ચાર લુગડાં ફાટે છે. તેમાં તમારા મનમાં એમ આવે છે કે હું સાચવીને વાપરતી નથી. પણ હવે તમે કહોની કે, એવી રીતે થાય ત્યારે માણસે કરવું શું?"

ગોવિંદરાય ડોકું ધુણાવીને બોલ્યા: "એમકે? મને આજેજ એવું કારણ સમજાયું! એમ દરેક માણસ વેર રાખવા માંડે તેમાં તારો શું વાંક? મને એમ લાગતું હતું કે આમ કેમ થાય છે? બાપાજી પણ કેટલું તે દિવસે બોલતા હતા. કે આમ લુગડાં ફાડે તે નહિ ચાલે. કંઇ બંદોબસ્ત કરવો પડશે. પણ પછી–"

"પછી શું? પછી તો વિનાયકની અક્કલ ઉપર આફરીનજ! તે બોલ્યો: 'પણ ફકત લુગડાં ને ચોળી ફાડે, ક્યાં એ લોકોનામાં અક્કલ આટલાની છે? એમના વર જેવા મૂર્ખ તેવાંજ અક્કલ વગરનાં તેમનાં બૈરાં! એમનું તો બરોબર નાક કાપ્યા વગર કંઈ એ લોકો પાધરાં થવાનાં નથી?"

ગોવિંદરાય ખીજવાઇને બોલ્યા: "શું? એ ચાર ચોપડી અંગ્રેજી ભણ્યો એટલે અમને મૂર્ખ ઠરાવીને અમારૂં નાક કાપવા નીકળ્યો છે કે? જોઉં છું કેમ કાપે છે તે!"

"અમારા ધણી મૂર્ખ હોય કે ડાહ્યા હોય, તેમાં તેને શું પંચાત? એ કંઇ અમને ખાવાનું આપે છે કે, અગર અમે કંઇ

તેનાં ઓશીયાળાં છઇએ કે ? અમારા વર જે અમને આપશે તે અમે ખાઇશું. નહિ તો અપવાસી રહીશું ! પણ એ મુઆને અમને ગાળ દેવાની શું જરૂર ?" એમ કહીને ગુલાબે પતિભક્તિ દર્શાવી.

"બે ચાર ચોપડી ભણ્યો નહિ એટલામાં તો આટલું અભિમાન ? એ તો નવાઇનીજ વાત ! મારા હાથ નીચે શીખેલા કેટલા બધા છોકરાઓ આજે સારી સારી નોકરી કરે છે પણ મને જુએ એટલે નીચા વળીને સલામ કરે; અને આ મારો સગો ભાઇ થઇને મારી આમ નિંદા કરે, એ શું ?–ઠીક છે, પણ હજુ અગાડી ખબર પડશે એને !"

આંખો મટમટાવીને ગુલાબે અગાડી બોલવું શરૂ કર્યું: "અરે, એટલાથી ક્યાં અટક્યું હતું ? કેટલી બધી આપણે માટે ટીકા થઇ હતી. પણ મને બધું યાદ નથી. અને તે સાંભળીને પણ તમારે શું કામ છે ?"

"આટલા દહાડા મેં તારા બોલવા ઉપર ધ્યાન આપ્યું નહિ. અમને આવાં અંદર ચાલતાં કારસ્થાનની ખબર કેમ પડે ? આજે તેં કહ્યું એ સારૂં કર્યું. હવે તું જો તો ખરી, હું એ વાતનો કેમ નીકાલ કરૂં છું તે ?"

"મેં એવી બીકને લીધેજ તમને વાત કરી નહોતી. અમે જાણે જૂઠું જ બોલીએ છઇએ એમ તમે ધારતા હતા. ને મારૂં સાંભળે પણ કોણ ? તમને ગમે તેમ લાગે, પણ હું જીવ જાય તો પણ ભલે પણ તમારી આગળ હું કોઇ દિવસ પણ જૂઠું બોલું નહિ—"

ગોવિંદરાય આ ઉપર કંઇજ બોલ્યા નહિ; પરંતુ આપણી ધારેલી ધારણા ફળીભૂત થઇ એમ ગુલાબને લાગ્યું. પોતાની અપૂર્વ

બુદ્ધિની મનમાં તારીફ કરવા લાગી. અને કાલે જેઠાણીને આ બધી હકીકત કહીને આગળ કેમ કરવું તે નક્કી કરવું પડશે. એમ વિચાર કરીને નીરાંતે ઉંઘી ગઈ.

## પ્રકરણ ૯ મું.

### પિતા પુત્ર.

જનાર્દન પંડિત ઘણા સદાચારી પુરૂષ હતા. તેમના સદ્વર્તન તથા ધર્મનિષ્ઠાને માટે તેઓ આખા ગામમાં પ્રખ્યાત હતા. કોઇની પણ દુઃખદ અવસ્થા જોઇને તેનું કોમળ અંતઃકરણ અતિશય દ્રવતું. અનાથ, અપંગ, દુઃખી, દરીદ્રી, વીગેરે કોઇ એની આગળથી મદદ મેળવ્યા વિના જતું નહિ. પોતાની શક્તિ પ્રમાણે મદદ કરવાને તેઓ કદી પણ પાછી પાની કરતા નહિ. પરોપકાર કરવામાં તેમને એક પ્રકારનો આનંદજ થતો હતો. ગમે તે પ્રકારે એકાદ માણસની ઉપર ઉપકાર કરવાનો પ્રસંગ આવે એટલે એમની ગંભીર મુખમુદ્રા એકદમ પ્રફુલ્લ બને. આવું પુણ્યનું કામ કરતાં તેમને અનેક વખત અનેક પ્રકારનું કષ્ટ ભોગવવું પડયું હતું; પણ તેને માટે તે કદી પણ અકળાયા નહોતા. ગામમાં ચાલતી તકરારોમાં તેઓ વચ્ચે પડતા. તેમની ચાલાક બુદ્ધિ, વ્યવહારજ્ઞાન, અને મનુષ્ય સ્વભાવ ઓળખવાની શક્તિ, એ વીગેરેને લીધે ગામમાં તેમનું વજન એટલું બધું હતું કે તેમના શબ્દનો અનાદર કોઇ કરતું નહિ. હર વખતે ગામના લોકો તેમની સલાહ લઇને કામ કરતા હતા.

પરંતુ એમની આટલી બધી આબરૂ, સુશીલ પત્ની, સંતતિ, સંપત્તિ વીગેરે સઘળું અનુકૂળ હતું તોપણ તેઓ સુખી નહોતા. આજ કેટલાંક વર્ષથી તેમના નિર્મળ હૃદયમાં દુઃખરૂપી કાંટો ભોંકાતો હતો. અને તેને લીધે તેમને સુખ મળતું નહિ. જમવાનું પણ ભાવતું નહોતું તથા ઉંઘ પણ નીરાંતે આવતી નહોતી. ઘરમાં ચાલતા કંકાસથી તેઓનું મન ઉદાસ રહેતું. પંડિતજીના ઘરમાં આજ તકરાર થઇ નથી એવો એક પણ દિવસ જતો નહિ. મોટીવહુ મંગળા તથા વચલી ગુલાબ એ બંને એકાદ વખત સાસુ સાથે, તો એકાદ વખત સરસ્વતી સાથે, નહિ તો માંહોમાંય—એમ કંકાસ કર્યા વગર રહેતાંજ નહોતાં. વિઠ્ઠલરાય એઓને અનુમોદન આપતા હતા. તેને ખાત્રી હતી કે આ કંકાસ જેટલો વધારે ચાલશે તેટલો ભાઇઓમાં વિરોધ વધારે થશે ને તેને લીધે આપણે જુદા રહેવાનો સુયોગ જલદી આવશે. તે સમજતા હતા કે જુદા પડયા વગર સંતાડી રાખેલા પૈસાનો ઉપયોગ કરવો મુશ્કેલ છે. વચલા ગોવિંદરાય ભોળા સ્વભાવના હતા પણ કાચા કાનના હતા. બૈરીના કહ્યા ઉપરાંત ચાલવાની તેનામાં હીંમત નહોતી. અને જો તે કંઈ તેવું કરે તો તેણી તેની મૂર્ખાઇ પ્રકટ કરીને ફજેતી કર્યા વગર રહે તેમ પણ નહિ હતું. તેના મનમાં એમ ભરાયું હતું કે નાની ભાભી અને તેની વ્હારે ધાનારી બા એ બંને મારી બૈરીને બહુ હેરાન કરે છે ને તેને લીધેજ એ કોઇ કોઇ વખત તેઓ સાથે તકરાર કરે છે. ગોવિંદરામ તેમાંજ પોતાની પત્નીને કંઇ કહેતા નહિ. હમણાં મંગળા ને ગુલાબ એક થયાં હતાં. વિઠ્ઠલરાયના છુપાવેલા પૈસા બાબતની ખબર ગોવિંદરાય તથા ગુલાબને પડી હતી. અને વિઠ્ઠલરાયે તેમને કહ્યું હતું કે 'આપણે જુદાં રહીશું ત્યારે

તમે જો મારા કહ્યા પ્રમાણે ચાલશો તો તેમાંથી હું તમને પણ ભાગ આપીશ.' ગુલાબને આ વાત ખરી લાગતી હતી ને ગોવિંદરાય પણ તેની મીઠી મીઠી વાતોથી ભોળવાયા હતા; તેથી વિઠ્ઠલરાય ને મંગળાની પેઠે આ બંને પણ જુદાં રહેવાને ઉત્સુક બન્યાં હતાં. કંકાસ દિવસે દિવસે વધવા માંડ્યો હતો. પહેલાં પહેલાં તો પંડિતજી ઘરમાં હોય ત્યારે બહુ તકરાર થતી નહોતી. તેમની ધાકને લીધે બધાં ચુપાચુપ રહેતાં. પણ હવે તો કોઇની પણ તેઓને બીક રહી નહોતી. મોટા મોટા ઘાંટા પાડીને દેરાણી સાથે અગર સાસુ સાથે તથા વખત આવ્યે પંડિતજી સાથે પણ તકરાર કરવા તૈયાર થઈ જતાં. મંગળા તેમજ ગુલાબ નહિ બોલવાના બોલ તેઓને કહેતાં જરા પણ ડરતાં નહિ. બેમાંથી જ્યાં એકે લડવાની શરૂઆત કરી એટલે બીજી તરતજ તેને ટેકો આપવાને દોડી આવે.

પોતાનાજ ઘરમાં પોતાનું વારેઘડીએ અપમાન થતું જોઇને પંડિતજી મનમાં બહુજ દુઃખી થતા હતા. તેમના સુખી ચહેરા ઉપર દુઃખની છાયા હવે દેખાતી હતી. બીજાના ઘરની તકરારો પતાવવામાં પંડિતજીની કુશળતા જાણીતી હતી. છતાં તેના પોતાનાજ ઘરમાંની તકરારનું નિવારણ કરવાનો તેમનો સઘળો શ્રમ નિષ્ફળ નિવડ્યો હતો. પોતાના કુટુંબમાં શાંતિ રાખવા માટે તેમણે ઘણી મહેનત કરી, પણ કાંઇ વળ્યું નહિ. જેણે પોતાના હોંશીઆરીના બળથી કોઇ અદ્દભુત જાદુગરની પેઠે સેંકડો ગૃહરાજ્યમાં શાંતિ સ્થાપન કરી હતી, તેજ પંડિતજીના ઘરમાં આજે શાંતિ સ્થાપન કરવાનો વખત આવ્યો હતો. અને તે વસ્તુ તેમને સાધ્ય રહી જણાતી નહોતી. શું તેના તેજ શાંતિદાયક મંત્રપ્રયોગની આજે વિસ્મૃતિ થઈ હતી?—એજ વિસ્મૃતિ

આ જગતનો નાશ કરવાને કારણ બને છે. પણ એમ કહ્યાથી પણ શું વળે? જો એવી વાતો નહિ બને, તો આ પૃથ્વીમાં પૃથ્વીત્વ પણ રહે ક્યાં? કળીયુગ છે એમ લોકો જાણત કેમ? સંસારી પ્રાણીઓને આ સંસારનો અનુભવ કેમ થાત અને તેમાં સ્વાર્થ પણ કેમ રહેત? ફરીથી સત્યયુગજ પેદા થયો હોત નહિં? એટલા માટેજ અતિ કુશળ વિદ્વાન્ અને વિલક્ષણ બુદ્ધિવાળા તેજસ્વી પુરૂષો પણ અવશ્ય ગબડી પડતા દૃષ્ટિગોચર થાય છે!

જનાર્દન પંડિત પોતાના કુટુંબનું અગાડી શું થશે તેની ફીકરમાં પડયા હતા. તેમનો ચહેરો ફીકો પડયો હતો, દિવસે દિવસે શરીર પણ સુકાવા માંડયું હતું. આખો દિવસ તેઓ ચિંતાગ્રસ્ત દેખાતા હતા. આ પ્રમાણે દિવસો પસાર થતા હતા. શું કરવું તે સુઝતું નહોતું.

પાછલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે ગુલાબે પતિના કાન ભંભેર્યા હતા, તેને ત્રીજે દિવસે પંડિતજી દીવાનખાનામાં ફીકર કરતા બેઠા હતા. એટલામાં વિનાયક ત્યાં આવીને બેઠો. તેને જોઇને પંડિતજીએ દુઃખથી નીસાસો નાંખ્યો અને બોલ્યા, " વિનાયક! તારી રજા હવે પુરી થવા આવી. બે ચાર દિવસમાં તારે હવે જવું પડશે. હું તને કંઇ કહેવાનો રોજ વિચાર કરૂં છઉં, પણ આજ સુધીમાં કંઈ તેમ બન્યું નહિ. અત્યારથી દુનિયાંદારીની ફીકર રાખવાથી અભ્યાસને નુકસાન પહોંચે છે; પરંતુ તેનો હવે કંઇ ઇલાજ નથી. તને ન કહે હવે ચાલવાનું પણ નથી. હું કહું છું તે બરોબર સાંભળજે. ઘરમાં હમણાં કેમ ચાલે છે તે તો તું જોતોજ હોઇશ. તે બાબતનું હવે આપણે શું કરવું તે કહે."

વિનાયકે નીચું જોઇને જવાબ આપ્યોઃ " તમે જે કરશો તે ખરૂં. હું એમાં શું સમજું ? "

" અરે ભાઇ ! એમ તે હવે કેટલા દિવસ ચાલશે ? હવે હું ઘરડો થયો છું. હું હવે આ દુનિયામાં કેટલા દિવસ રહેવાનો છઉં ? અને તારા ભાઇઓની રીત જોઇને તો મારી અક્કલજ બહેર મારી જાય છે ! "

વિનાયક કંઈ બોલ્યો નહિ. પંડિતજીએ અગાડી બોલવા માંડ્યુંઃ " અરે, મારૂં બાપ તરીકે જોઇએ તો માન નહિ રાખો, પણ મારી ઉમ્મરને તો જરા માન આપો ? હું કંઈ કહું કે તેની વિરૂદ્ધ જ તેઓ ચાલવાના. હું તો જાણે તેમનો કટ્ટો વેરી ! એ લુચ્ચાઓને પોતાનું હિતાહિત શામાં છે તે પણ સમજાતું નથી. ઘરની આબરૂ કેમ રહેશે તેની પણ ભગવાનનેજ ફીકર ! " બોલતાં બોલતાં પંડિતજી એક-દમ ગંભીર બન્યા અને અગાડી બોલ્યાઃ " તું ઘણેભાગે મુંબઇજ રહે છે, એટલે દુનિયાંદારીની ફીકર તને બીલકુલ નથી; પણ હમણાં જે ઘરમાં ચાલે છે તે જોતાં તું થોડુંક પણ ઘરની બાબતમાં સમજતો રહે તો સારૂં. "

પંડિતજી અટક્યા અને જરાવાર વિચાર કરીને ફરીથી બોલ્યાઃ " તારા બંને ભાઇઓ ઘણાજ લુચ્ચા અને આપસ્વાર્થી છે ! પૈસાને માટે તેઓ શું કરશે, તે કહેવાય નહિ. એ પૈસાનો લોભ તેઓને મોટા ખાડામાં નાંખ્યા વગર રહેવાનો નથી. મેં તે લોકોને ઘણી વખત સમજાવી જોયું પણ તેઓ પોતાનું ધાર્યું છોડતા નથી. "

" તેમાં શું છે ? એ તો અનુભવ થશે ત્યારે તેઓ પોતાની મેળેજ છોડી દેશે. " વિનાયક ધીરે રહીને બોલ્યો.

"અરે, તું કંઇ ગાંડો બાંડો થયો છે કે શું ? એ કંઈ જેવી તેવી વાત નથી. એતો એમની જીંદગીનું નુકસાન કર્યા શિવાય જવાની નથી. અરે, અત્યારથીજ જેણે બધાંને ઠગવાનો ઉદ્યોગ ચાલુ કર્યો છે, તેનું આગળ શું થવાનું ? તું યાદ રાખજે કે એમ ભીખનાં હાંલ્લાં કદીપણ શીકે ચઢવાનાં નથી. તે હજુ શું નહિ કરે ? આ દુનિયામાં એવા કાવત્રાંબાજ, ધનલોભી મનુષ્યો કદીપણ સુખી થવાના નથી. અને જે બીજાને ખાડામાં નાંખવાની કોશેશ કરે છે, તે આજે નહિ તો કાલે પણ જાતે જ ખાડામાં પડયા વગર રહેવાના નથી !"

બાપાજી કહે છે તે તદન ખરૂં છે, એમ વિનાયકને લાગ્યું; પરંતુ કંઇપણ નહિ બોલતાં તે શાંત ચિત્તે સઘળું સાંભળતો હતો.

"પેલો ગોવિંદરાય ? તે તો તદન ગધેડા જેવો જ છે. હરામખોરનામાં કોડી જેટલી પણ અક્કલ નથી. બૈરી કહે તેજ ખરૂં ! એ બંને મારી આબરૂનું પાણી કરવા બેઠાં છે. એ હરામખોરનામાં જો જરાપણ અક્કલ હોત તો રોજ આવા ફજેતા શાના થાત અને મારી આબરૂની ધુળધાણી પણ કેમ થાત ?—વિનાયક ! તું નક્કી યાદ રાખજે કે જે ઘરમાં બૈરાંએ પોતાની મર્યાદા છોડી, તે ઘરમાંથી લક્ષ્મીજી તરત પલાયન કરી જાય છે ! જો બૈરાંઓ પોતાની મર્યાદામાં રહીને ચાલે તો આ દુનિયામાં તેઓ દેવીરૂપ બને છે; પણ તેજ જો એક વખત મર્યાદા છોડી દે તો તે ક્યારે અધોગતીએ પહોંચશે તે કહી શકાયજ નહિ. પછી તે પિશાચના કરતાં પણ વધારે પિશાચી બને છે ! અને આ મૂર્ખો કંઇ તેવું સમજતો નથી, ત્યારે તેના કર્મનાં ફળ તે ભોગવશે જ ! એનામાં પોતાની સ્ત્રીને

ધાકમાં રાખવાની હીંમત, અને બુદ્ધિ ક્યાં છે ? તારી ભાભીઓની વર્તણુક જોઇને મને તેઓ ઉપર ઘણોજ તિરસ્કાર આવે છે. અને હવે હું આ ઘરથી ઘણોજ કંટાળ્યો છઉં. અહીંઆં એક દિવસ પણ રહેવાની મારી ઇચ્છા નથી."

પંડિતજીનો ચહેરો નિસ્તેજ બન્યો. તેમણે અગાડી બોલવા માંડયું: "વિનાયક, મેં જે તને હમણા કહ્યું તે બરોબર ધ્યાનમાં રાખજે; અને કયો મનુષ્ય કેવો છે તે બરોબર ઓળખતાં શીખજે. નહિં તો વારેઘડીએ તું સંકટમાં સપડાયા વગર રહીશ નહિ. મારી જે કંઇ આબરૂ છે તે કાયમ રાખવાનો ભાર તારે માથે છે. આપણી પાસે શું છે ને શું નથી, તે તું જોઇ લે. કારણકે થોડા દિવસમાં હું હવે કાશીની યાત્રા કરવા જવાનો છઉં."

બાપનું આવું નિરાશાજનક બોલવું સાંભળીને વિનાયકના મનને ખોટું લાગ્યું. બાપાજી ઘણાજ દુઃખી થાય છે એમ તે સમજી ગયો. એટલામાં ગોવિંદરાય નિશાળેથી ઘેર આવ્યો. અને તેની પાછળ વિઠ્ઠલરાય પણ આવી પહોંચ્યો. પંડિતજીએ તેઓને પણ પાસે બેસાડયા અને તેમને દુનિયાદારીની ઘણી વાતો કહી, અને છેવટે તે બોલ્યા: "તમને ત્રણેને હું ફરીથી ગાઇ બજાવીને કહું છું કે, ભાઇઓ, આ લડાઇ—તકરારનું કારણ નીકળી જાય એમ કરો. પોતપોતાની બૈરીને ધાકમાં રાખો, એટલે રોજ ઉઠીને મારે ગાળાગાળી સાંભળવી પડે નહિ. મારા ઘરમાં લડાઇ પતાવવાને બહારના લોકો ભેગા થાય, એ મારાથી સહન થતું નથી. જો તમારે એ પ્રમાણે ચાલવું ન હોય, તો ચોખ્ખે ચોખ્ખું બોલી દો, કે હું જ મારી મેળે ઘરમાંથી ચાલ્યો જાઉં."

બોલતાં બોલતાં પંડિતજીની આંખમાં પાણી આવ્યાં. તેમનાથી વધારે બોલાયું નહિ. વિનાયકનું હૈયું ભરાયું. પણ ધારેલી મનઃકામના ફળીભૂત થવાનો વખત જલદી પાસે આવ્યો છે, એમ જોઇને વિઠ્ઠલરાય મનમાં હરખાયો. અને ગોવિંદરાયના મન ઉપર એની કાંઇ અસર થઇ હોય એમ જણાયું નહિ.

## પ્રકરણ ૧૦ મું.

### ત્રણ ભાઇઓ.

બાપાજીની એકંદર વાત સાંભળીને વિનાયકને ઘણું જ ખોટું લાગ્યું. ઘરની બાબતમાં જે આટલા દિવસ બેપરવાઇ રાખી હતી, તે હવે છોડી દેવાનો તેણે નિશ્ચય કર્યો. હું શું કરૂં કે જેથી ભાઇઓ ભાઇમાં ખરો પ્રેમ ઉત્પન્ન થાય, ભાભીઓના મનમાંથી ઇર્ષ્યા નીકળી જાય ને તેઓ અકેકની સાથે સારી રીતે વર્તે, તથા બાપાજીની આબરૂ કાયમ રહે,—વીગેરે વિચારો તેના મનમાં ઉભરાવા લાગ્યા. મુંબાઇ જવાને આગલા દિવસે, લાગ જોઇને બંને ભાઇઓને મળ્યો અને તેમની આગળ વાત કાઢી. તેણે કહ્યું: "બાપાજીએ જે તે દિવસે કહ્યું, તેને માટે આપણે કંઈ વિચાર કરવો જોઇએ. હવે તેમને ઘડપણમાં ઘરની ફીકર શું કામ જોઇએ? માટે એવી સ્થિતિમાં આપણે તેમના કહ્યાથી ઉલટા ચાલીને તેમના મનને નકામું કષ્ટ આપીએ તે યોગ્ય નહિ—"

"પણ કોણ તેમને કષ્ટ આપવાનું કહે છે? જેણે તેણે પોતાનું સંભાળવું. નાને મ્હોડે મોટી વાત કરવાની ખટપટમાં પડવું નહિ!" એકાદ માણસને નકામું સખ્તાઇથી કહેવામાં વિઠ્ઠલરાયને કંઇજ લાગતું નહોતું.

મોટાભાઇનું આ બોલવું સાંભળીને વિનાયકના મનને ઘણુંજ આડું લાગ્યું. તે નમ્રતાથી બોલ્યોઃ "પણ મોટાભાઇ, એ વાત હું એકલો કેવી રીતે કરી શકીશ? આપણે બધા જો એકમતે—"

વિઠ્ઠલરાય કર્કશ અવાજે વચ્ચેજ બોલ્યાઃ "આ જે તકરાર થાય છે તેનું મૂળ કારણ કોણ છે, તેની બરોબર તપાસ કરીને શિક્ષા કર, એટલે થયું. તેમાં એકમત ને બહુમત શું કામ જોઇએ?"

"હું ત્યારે તેજ કહું છું." વિનાયકે કહ્યું, "પણ હું એકલો એની તપાસ કરીશ તેમાં શું થશે? એમાં વધતો ઓછો બધાનોજ વાંક હશે. ફકત એકજ હાથે કંઇ તાળી પડે કે?"

આમાં સરસ્વતીનો પણ વધતો ઓછો વાંક હશે એમ વિનાયકે કબુલ કર્યું, એ જોઇને વિઠ્ઠલરાય મનમાં હરખાયો અને પોતાની સ્ત્રી તદ્દન નિર્દોષ છે, એમ બતાવવાને નિર્લજ જેવું મોઢું કરીને બોલ્યોઃ "મૂર્ખપણું તે આજ! કદાચ એક હાથે તાળી પડતી ન હશે પણ તેટલા ઉપરથી એક માણસ તકરાર કરી શકે નહિ, એમ કહેવું એ તદ્દન મૂર્ખતાજ. બધાંનેજ માથે મારવાનો તારો વિચાર છે?"

"માથે મારવાની કોણે વાત કરી—" પણ વિઠ્ઠલરાય વચ્ચેજ બોલ્યા "નહિ તો શું? એકાદ માણસ વગર કારણે બીજાને હેરાન કરે અગર નાનું છોકરૂં જો કંઇ ખાવાનું માગે તો તેને ખુબ મારે

તો પછી બીજાનું મગજ તપે ને ગમે તેમ બોલે એમાં તેનો શું. વાંક ?"

ગોવિંદરાય અત્યાર સુધી સ્તબ્ધ બેઠા હતા. ગુલાબના આપેલા કર્ણમંત્રનો પ્રયોગ કરવાની સંધીની રાહ જોઇને તેઓ બેઠા હતા. તે સંધી તેને આપની મળી. મોટાભાઇનું બોલવું પુરૂં થતાં ન થતામાં તે બોલી ઉઠયાઃ "કોઇએ પોતાનાં કપડાં સુકવવા નાંખ્યાં હોય તો તે છાનાંમાનાં ફાડી નાંખવાં, મનમાં આવે તેમ બીજાંને માટે બોલવું અને તેના ઉપર જો કોઈ બોલવા જાય તો તેને માથેજ તકરાર કરવાનો આરોપ મુકવો, એ બધું બે હાથની તાળી-ખરૂં ને ?"

બીચારા વિનાયકના કાળજાના ચીરા થયા. તે દુઃખી અંતઃકરણે બોલ્યોઃ "હું પણ તેજ કહું છઉં. એ બધું કોણ કરે છે, તેની તપાસ કરીને તેને બરોબર શિક્ષા કરવી જોઇએ, એમજ હું પણ કહું છું."

આ સાંભળીને ગોવિંદરાય વિઠ્ઠલરાયના સામું જોઇને બોલ્યાઃ "ત્યારે તેમાં બોલવાની ને કહેવાની શું જરૂર છે ? બરોબર યાદ રહે એવી શિક્ષા કરવી, એટલે થયું."

"હેં ! એમજ-બીજું શું ?" વિઠ્ઠલરાય આંખના તસુ ચડાવી બોલ્યા. વિનાયક મનમાં સમજી ગયો કે આપણા બન્ને ભાઇઓના મનમાં આપણી પત્નીનોજ વાંક વસે છે. આ જોઇને તે ઘણોજ દિલગીર થયો ને ધીરેથી બોલ્યોઃ "ફક્ત શક ઉપરથીજ કેમ કોઇને શિક્ષા થાય ?"

"શક !-શક શાનો ? આ બધી હરામખોરી કોણ કરે છે તે તું કંઈ જાણતો નથી ?" ગોવિંદરાય ખીજવાઇને બોલ્યા.

"નહિ, હું બરોબર જાણતો નથી."

"તું શાનો જાણે ? તેને શિખવતાં તો તું જાણતો હતો ને ? અરે, તમે અંગ્રેજી ભણેલા છોકરાઓ બધા એવાજ ! જૂઠું બોલવામાં તો તમને કાંઈ પાપજ લાગતું નથી !"

ગુલાબ પાણી પાય તેટલું પીનારા ગોવિંદરાયના આ બોલ વિનાયકને કારી ઘા જેવા લાગ્યા. તેની આંખમાં પાણી આવ્યાં. ગોવિંદરાયે તેને જે જૂઠો, કપટી વિગેરે તિરસ્કારનાં વચનો કહ્યાં, તેથી તેના મનને અતિશય દુઃખ થયું. દુનિયાંદારીના તદ્દન બીનઅનુભવી અને સરળ સ્વભાવના વિનાયકે ફરીથી નમ્રતાપૂર્વક કહ્યું:– "ભાઈ! નકામું શું આવું બોલો છો ? મેં હજુ સુધી કોઈ પણ દિવસ જૂઠું વચન મારા મોંઢામાંથી કાઢ્યું નથી તથા કોઇ પણ કપડાં છાનાંમાનાં ફાડવાનું કોઇને શીખવ્યું નથી."

વિનાયકના સરળ અને નમ્ર ભાવે ઉચ્ચારેલા શબ્દોથી ગોવિંદરાય પીગળ્યા. ગુલાબના શબ્દ ઉપર પણ તેને સ્હેજ સંશય આવ્યો ખરો. પરંતુ તે ફક્ત થોડી વારને માટેજ! આપણે જો નરમ થઇશું તો આપણી સ્ત્રી આપણને મૂર્ખ કહીને તિરસ્કાર કરવાને ચૂકશે નહિ, એ વાત તેને તરત યાદ આવી. અને તેની સાથેજ તેનું મન બદલાયું. મંગળાને તથા ગુલાબને બારણાંની પાછળ ઉભાં રહીને બીજાંની વાત સાંભળવાનો ઘણોજ શોખ હતો. બ્હાર દીવાનખાનામાં અગર ઘરમાં ગમે ત્યાં કોઇ કંઇ બોલે કે તે સમજાયા વગર તેઓને રહેતું નહિ. સ્ત્રીના કહેવા પ્રમાણે ચાલનારા ગોવિંદરાય પોતાની કર્કશા સ્ત્રીને ખુશ કરવાને પહેલાંના કરતાં પણ કઠોર અવાજે બોલ્યા: "તું હસમખોરી કરે છે, તે હું સમજું છું. પણ નિશ્ચે તને હું કહી મુકું છું કે, ઘરમાં બારણાં દઇને વૈરી આગળ જો અમારાં નાક કાપવાની

ફરીથી વાત કાઢીશ તો સંભાળજે. ડાચું કેની તે ફેરવીજ નાંખીશ. સમજ્યો કે ? મારા આગળ એવાં આપલાં ધાપલાં ચાલવાનાં નથી ? હું તો ખરૂં બોલનારાનો માણુસ છું."

આ સાંભળીને વિનાયકની શું દશા થઇ હશે, તે વાંચકોએ કલ્પીજ હશે. કેટલીકવાર સુધી તો તેના મોંમાંથી શબ્દ પણુ નીકળે નહિ. પોતાના ભાઇઓના મગજમાં આવું કોણે ભેરવ્યું હશે, તે તેને સમજાયું નહિ. તેનું મોઢું ઉતરી ગયું, ચહેરો ઉદાસ બન્યો, તોપણુ થોડીવાર રહીને જરાક ગુસ્સાથી તે બોલ્યોઃ "ભાઇ, કોઇ પણુ દુષ્ટ માણુસના કહેવા ઉપર ભરોંસો મુકીને મારા ઉપર નકામા આરોપ તમે શામાટે મુકો છો ? હું એવો અધમ નથી. તમારૂં બોલવું સાંભળીને મને નવાઇ લાગે છે ને દિલગીરી પણુ થાય છે. હું જોઇએ તો તમને પગે લાગું, પણુ આવી ભયંકર ખોટી વાત તમારા મગજમાં કોણે ભેરવી, તે મને એકવાર કહો."

સાદા તેમજ ભોળા વિનાયકે ગોવિંદરાયના પગે હાથ મુકયો. તેની સુંદર મુદ્રા લાલ બની. ગુલાબના કર્ણુમંત્રથી ગોવિંદરાય સાથ ભરમાયો હતો. વિનાયકના કરૂણાજનક અને આર્દ્ર ભાષણુથી તેનું હૃદય પીગળ્યું નહિ પીગળ્યું, એટલામાં તો ગુલાબની મૂર્તિ તેની આંખ આગળ ખડી થઇ. તે સાથેજ તેઓ ગભરાયા. અંતઃકરણુની દયા તથા માયા કઠોર રીતે કાઢી નાંખીને તેમણે નરસિંહાવતાર ધારણુ કર્યો. પોતાના પગપરનો નાનાભાઇનો હાથ તરછોડી નાંખીને તેઓએ ગુસ્સાથી કહ્યું: "બસ, બસ ! 'ભાઈ' 'ભાઇ' કરીને અમને છેતરવાની કાંઇજ જરૂર નથી ! તેમ બે ચાર ચોપડી અંગ્રેજી ભણ્યો એટલામાં એટલો બધો મીજાજ ? પણુ તે અહિં કોઇ સાંખવાનું નથી !—

એવા તો કેટલાએ અંગ્રેજી ભણેલા મેં જોયા છે:-પણ એમ ઉપર-ચોટિયું ભણ્યા એટલે જેનાં તેનાં નાક કાપવાની વાતો પણ તે લોકો નથી કરતા ! ”

ગોવિંદરાય અટક્યા. પણ એટલામાં તેને કાંઇ યાદ આવ્યું. તેની સાથેજ બોલ્યાઃ “ કેમ રે ? મેં કહ્યું તે બધી વાત શું ખોટીજ છે કે ?–હાસ્તો ! અમે કહીએ તે બધું ખોટું ! પણ તમે અન્ને ધણી ધણીયાણી જે કંઇ બોલો તેજ ફક્ત ખરૂં ! ”

વિનાયક દિઙ્મૂઢ જેવો બની ગયો. ઘરની લડાઇ–તકરારનું મુળ કાઢી નાંખવાની તેની આશા તદન નષ્ટ થઇ. પોતાના બંને ભાઇ-ઓની મૂર્ખતા અને દુર્બુદ્ધિ જોઇને તેને ઘણીજ શરમ લાગી અને અત્યંત દુઃખ પણ થયું. ફરીથી તેની આંખમાં પાણી આવ્યાં. ઘણી વારે તેનું મન જરાક સ્થિર થયા પછી વિઠ્ઠલરાય તરફ જોઇને તે નાખુશીથી બોલ્યોઃ “ મોટાભાઇ ! તમે પણ જરા વિચાર કરો. મારો એમાં જો જરા વાંક હશે તો તેની હું શિક્ષા ભોગવવા તૈયાર છું; પણ આવી તદન ખોટી વાત સાંભળીને મારો જીવ બળી જાય છે. હું તમને પગે લાગું છું પણ તમે આનો કંઇ નીકાલ કરો. ”

“ મને તે વિચાર અને નીકાલમાં કંઇ સમજાતુંજ નથી. તને જેમ ફાવે તેમ તું કર. ” વિઠ્ઠલરાયે કરડા અવાજે કહ્યું.

વિનાયક નિરાશ થયો, અને કંઇ પણ નહિ બોલતાં ત્યાંથી ઉઠી ગયો. તે ગયો એમ જોઇને ગોવિંદરાયે વિઠ્ઠલરાયને કહ્યું, “જુઓ તો ખરા ! ભાઇને કેટલો બધો મીજાજ છે ? પણ તે શા ઉપર ? ”

“ આજ કેટલાક દિવસ થયાં મારા ધ્યાનમાં એ વાત આવી છે. શેફ પણ કેટલો ? પણ બીરીને શિક્ષા કરવાની કંઇ હીંમત નથી ! ”

વિઠ્ઠલરાય તથા ગોવિંદરાયનો દરેક વાતમાં એક મત પડવા માંડયો. વિઠ્ઠલરાય ઘણોજ લુચ્ચો અને કાવત્રાંબાજ હતો. તેના મનમાં એમ હતું કે ગોવિંદરાય અને વિનાયકને બનવા નહિ દઇશું તો આપણું કામ થશે. જુદા પાડવાને આજ રસ્તો યોગ્ય છે. અને પછી એમાં આપણું નામ આવશે નહિ. વિનાયકની બુદ્ધિ અને ઉદારવૃત્તિની તેને ખબર હતી. તેની આગળ આપણું કંઇ ચાલવાનું નથી, એમ પણ તેઓ સમજતા હતા. અને તેથી જ તેણે અક્કલ વગરના ગોવિંદરાયને હાથ ઉપર લીધો હતો. વિઠ્ઠલરાયના ઉપલક બતાવવાના પ્રેમથી મૂર્ખ ગોવિંદરાય ભોળવાઇ ગયો હતો. અને તેના કહેવા પ્રમાણે ચાલીને દિવસે દિવસે કંકાસ વધારે વધારે કરવા લાગ્યો હતો.

આ બનાવ પછી વિનાયકે પણ તેઓનું પાણી જાણી લીધું. ભાઇઓમાં અક્કલ કેટલી છે તે હવે તે સમજ્યો. કુતરાની પૂંછડી સીધી કરવી જેટલી અઘરી છે, તેટલુંજ તેઓના મગજમાં સારૂં આવવું મુશ્કેલ છે, એ વાત હવે તેના મગજમાં ઉતરી. કારણ વગર લડાઇ થવી અસંભવિત છે. પણ મૂર્ખ માણસને માટે બધું જ સંભવિત છે એમ પણ એના મનથી ખાત્રી થઇ. વિનાયકે પોતાનાં આબાપને તથા પત્નીને આ બધી હકીકત કહી. સરસ્વતીને અનેક જાતનો ઉપદેશ આપ્યો, અને માબાપને પ્રણામ કરીને ઉદ્વિગ્ન મનથી તે મુંબાઇ જવા નીકળ્યો. જતી વખત મોટાભાઇઓને તથા ભાભીઓને પ્રણામ કરતાં તેને આ વખતે જીવ ઉપર આવ્યું.

## પ્રકરણ ૧૧ મું.

### બે મિત્ર.

વિનાયક અને જયંતિલાલ બંને આજ સાત વર્ષ થયાં એકજ ઠેકાણે અભ્યાસ કરે છે. બંનેએ સાથે જ કૉલેજમાં પ્રવેશ કર્યો હતો. બંનેએ મેટ્રિકની પરિક્ષા પણ સાથેજ પસાર કરી હતી. હમણાં પણ તેઓ કૉલેજના બોર્ડીંગમાં એકઠા રહે છે. બંનેનું સુવા બેસવાનું એક જ ઠેકાણે છે. જયાં જાય ત્યાં તે બંને સાથે જ જાય છે. રજા પડતાં બંને સાથે જ ગામ જવા નીકળે છે. બંનેનો સ્નેહ ઘણોજ ગાઢ બન્યો હતો. સગા ભાઈ કરતાં પણ એકેકને વધારે ચાહતા હતા. તેમાં પણ વિનાયકની પત્ની સરસ્વતી એ જયંતિલાલના ગામની હતી, એટલું જ નહિ પણ તેની સગી પણ થતી હતી. તેણી સગપણમાં જો કે તેની દૂરની બ્હેન થતી હતી પણ જયંતિલાલ તેને સગી બ્હેન પ્રમાણે ચહાતો હતો. આણી તરફ જયંતિલાલની પત્ની શારદા વિનાયકની સગી હતી. બીજી બધી બાબતમાં પણ બંનેની સ્થિતિ સરખી હતી. જયંતિલાલના બાપ ઘણા શ્રીમંત હતા. અને પંડિતજીની સ્થિતિ પણ સારી હતી. તેથી વિનાયકને ગરીબી એટલે શું તેનો સ્વપ્નમાં પણ અનુભવ થયો નહોતો. તેઓને એકેકને ઘેર જવા આવવાનો તથા મરજી મુજબ રહેવા કરવાનો પણ રીવાજ હતો. માહોમાહે બંનેનો એક બીજા તરફનો સ્નેહ દિવસે દિવસે અકલ્પિત રીતે વૃદ્ધિ પામતો હતો.

વિનાયક મુંબાઈ આવ્યો તેને બિજે દિવસે સાંજના ફરવા

જતાં રસ્તામાં જયંતિલાલે ઘરની બાબતની વાત કાઢી. તેની સાથે જ રોજ આનંદમાં રહેનારી વિનાયકની મુદ્રા ખિન્ન બની. તે જોઇને જયંતિલાલ દિલગીર થયો. તેણે કહ્યું, "આ વખતે કાંઇ ઘર તને માફક આવ્યું નથી. મોંઢા ઉપરનું તેજ પણ ઉડી ગયું છે—"

વિનાયકે એક મોટો નીસાસો નાંખ્યો અને બોલ્યો: "નહિ માફક આવવાનું શું છે? ઇશ્વરની કૃતિને માન આપવું જ જોઇએ. તે રાખે તેમાં સંતોષ માનીને રહેવું. કારણકે તેનું કરવાનું આપણા હીતને ખાતરજ હોય છે. આપણે અજ્ઞાન મનુષ્ય, આપણને એની બીલકુલ સમજ પડવાની નથી. આપણે આપણા મનને નકામું દુઃખ દઇએ છીએ."

આ જવાબથી જયંતિલાલ સમજી ગયો કે વિનાયકના મનને ખરાબ લાગે એવો કાંઇ પણ બનાવ બન્યો હોવો જોઇએ. તેણે પુછ્યું: "સરસ્વતીની તબિયત તો સારી છે ને."

"હા."

"ઠીક, અને છોકરાંઓ ખુશીમાં છે કે?"

"બધા મઝામાં છે."

"બા અને બાપાજી"?

"શારીરિક પીડા તો કાંઇ નથી?"

"ત્યારે શું માનસિક પીડા છે કે?"

"હા. માનસિક પીડા તો તેઓને અત્યંત ભોગવવી પડે છે."

"તે શાને માટે?"

"તે કહેતાં ઘણું જ દુઃખ થાય તથા શરમ લાગે એવી વાત

છે. પણ તને કહ્યા શિવાય મારા મનનું સમાધાન થવાનું નથી." આટલું કહીને વિનાયક સ્તબ્ધ રહ્યો.

આ જોઇને જયંતિલાલ બોલ્યોઃ "જે થયું હોય તે ખુલ્લા મનથી કહે. હું કંઇ પારકો નથી."

વિનાયકે ગંભીર ચહેરે પોતાના ઘરની એકંદર હકીકત ધીરે ધીરે કહી. પોતાના મોટા ભાઇઓ અને ભાભીઓ માબાપનું ઘડીએ ઘડીએ કેવું અપમાન કરે છે, તથા તેઓને આખો દિવસ કેવા હેરાન કરે છે, કોઇનો પણ ધાક નહિ રહેવાથી ઉચ્છૃંખળ બનેલી ભાભીઓ પોતાની પત્નીને નહિ સંભળાય તેવા શબ્દ કહી કેમ રડાવે છે, ભાઇઓ ભાઇની તકરાર પતાવવાને તેણે પોતે કેવા પ્રયત્નો કર્યા તથા તેનું પરિણામ શું આવ્યું, બંને મોટાભાઇઓએ તેને કેવી રીતે ધુતકારી નાંખ્યો, વગેરે દરેક વાત તેણે જયંતિલાલને કહી. છેવટે તેણે કહ્યું "હવે ઘરમાં સુખ બીલકુલ રહ્યું નથી, અને ઘેર જવાની મરજી પણ થાય તેમ નથી. પણ જયંતિલાલ! તને શું કહું, બા, અને બાપાજીનું ઉદ્‌વિગ્ન મન અને દુઃખી ચહેરો જોઇને, તેઓના આંખમાં પાણી જોઇને, જીવ ઉડી જાય છે! તે વિચાર મનમાં આવે એટલે આખો દિવસ તકરાર થતાં પણ ઘર ફરીથી એક વખત જવાનું મન થાય છે."

"પણ તેમને એમ કરવાનું કારણ શું?"

"તે આપણને કેમ સમજાય?"

"દરરોજ તકરાર થાય છે કે?"

"દરરોજ શું? દર ઘડીએજ કહેની!"

આ હકીકત સાંભળીને જયંતિલાલ અંદરનું એકંદર કારણ સમજી ગયો. વિનાયકને માટે તેને ઘણુંજ ખોટું લાગ્યું. તે બોલ્યોઃ "એ એમજ થવાનું. વિનાયક, તને ખોટું નહિ લાગે તો હું કહું કે તારા મોટાભાઇ અને વચટ ભાઈ એ બંનેને સારા શિક્ષણનો લાભ બીલકુલ મળ્યો નથી. સારા સંભવિત માણસોની સાથે તેમને બીલ-કુલ પરિચય નથી. કાળી ઠાકરડાઓ તેના સ્નેહી! અને હલકા માણ-સોની સાથે રાત દિવસ વાતો કર્યા કરે. તેથી તેમની રીતભાત પણ તેવીજ થઇ છે. નીચની સોબતથી તેમની મનોવૃત્તિ પણ નીચ થઇ છે. મનના મોટપણુ ને ઉદારતાનો લય થઇને તેમનું મન ક્ષુદ્ર બન્યું છે. સ્ત્રીઓને વખતો વખત સદુપદેશ આપીને કેમ ધાકમાં રાખવી, કેમ સારી વૃત્તિવાળી કરવી, તેની તેઓને ખબર નથી. સ્ત્રીઓ ધાક વગરની થવાથી ઉચ્છૃંખળ બને છે ને તેથી ઘરની કેટલી પાયમાલી થાય છે? સુખમાં રહેનારા કુટુંબમાં પછી કલીનો પ્રવેશ કેમ થાય છે. પોતાના છોકરાંનાં કુમળાં મગજ ઉપર એને લીધે શું પરિણામ થાય છે, એ બધું સમજવાની તેમનામાં બીલકુલ શક્તિ નથી."

જયંતિલાલે ચિત્રેલું પોતાના મોટાભાઇનું ચિત્ર જોઇને વિનાયક દિલગીર થયો. તે વ્યાકુળ મનથી બોલ્યોઃ "તેઓ અત્યારથી છોક-રાંઓને કેવી રીતનું શિક્ષણ આપે છે, તે તું જાણે તો તને નવાઇ લાગ્યા વગર રહે નહિ. કેરી વેચનારાના ટોપલામાંથી તેને ખબર નહિ પડે એમ કેરી લાવ, કોઇની પાસેથી જમરૂખજ ચોરી લાવ, કોઈ કંઈ ચીજ ભૂલી ગયું હોય તો તેજ પચાવી દે, આવો પાઠ તે બી-ચારાં અજ્ઞાન છોકરાંઓને રોજ આપે છે! પછી એ બગડે એમાં તે છોકરાંઓનો શું વાંક? આ ઉપર હું એક દિવસ અમારા માણ

ઉપર બહુ ખીજવાયો ને તેને બે તમાચા પણ માર્યા. એટલે મારાં ભાભી સાહેબે એવું ગજવી મુક્યું કે ન પુછો વાત! બે કલાક લગણ એક સરખું ચાલ્યું. ને કહેવા લાગ્યાં કે "હેત કરીને કોઇ દિવસ ભત્રીજાને ખાવાનું આપવાનું સુઝે નહિ, પણ વગર કારણે પારકા છોકરાંને મારીને તેનો જીવ લેવા બધા તૈયાર! હું તો આ સાંભળીને સ્તબ્ધ બની ગયો, મોટાભાઇને કાને આ વાત નાંખી પણ તેમને ખરીજ લાગી નહિ!"

"નહિં જ લાગે! મોટા થયા પછી જે ધંધો કરીને પોતાનો નિર્વાહ થવો જોઇએ તે ધંધાનું જો માબાપે ન્હાનપણથી શિક્ષણ નહિ આપ્યું તો પછી પોતે ફરજ બજાવી એમ કોણ કહેશે? એવા સત્કર્મની તું આડે આવ્યો, તો તને ગાળ નહિ દે તો બીજું શું કરે? તેને લીધે બીજાને કેટલી હેરાનગતી ભોગવવી પડે છે, તેની તે લોકોને કલ્પના પણ આવતી નથી. વિનાયક, તારા મોટાભાઇની વાતનો વિચાર આવે છે એટલે મને હસવું આવ્યા વગર રહેતું નથી? ગયા બે મહીનાની રજામાં હું તારે ઘેર આવ્યો હતો ત્યારે કેટલાંક વર્તમાનપત્રો મેં મારી સાથે લીધાં હતાં. વખત મળે હું વચ્ચે વચ્ચે તે વાંચતો હતો. આ જોઇને તારા મોટાભાઇએ મને એક દિવસ પૂછ્યું: 'આ વાંચ્યાથી તમને શું મળે છે? કાગળમાં નકામો પૈસો બાલવો!' આ સાંભળીને મને ખરેખર હસવું આવ્યું. મેં કહ્યું: 'કેમ? બધે શું ચાલે છે તેની સમજ પડે ને ગામે ગામની માહિતી મળે.' આ સાંભળીને તારા મોટાભાઈ બોલ્યા: 'અમે આજ સુધી એવી પંચાતીમાં પડયા નથી, પણ એના વગર અમારૂં કંઈ અટકી પડયું હોય એમ બન્યું નથી ગામે ગામનો હેવાલ જાણીને તમને શું

લાભ મળે છે? આપણા ઘરનો હેવાલ જાણીને તે પ્રમાણે વર્તીએ એટલે બસ.' આ ઉપદેશ સાંભળીને હું મનમાં ને મનમાં હસ્યો ને નીરાંતે બેઠો. ફરીથી જવાબ આપવાની ખટપટમાં પડયો નહિ. વિનાયક! હવે તુંજ કહે કે એવાં માણસો પોતાના છોકરાંને બીજું સારૂં શું શિખવે? તેઓ તો ઉલટા પૈસા ખર્ચ્યા વગર કેરી, જમરૂખ, અને બીજી ચીજો મળતી જોઇને છોકરાં ઉપર ખુશ થાય?"

"થાય છેજ એમાં કંઇ વાંધો નથી આની એ લોકોની રીત જોઇને મારી અક્કલ પણ બહેર મારી જાય છે. અગાડી શું થશે તેના વિચારથી મારૂં મન બહુ દુઃખી થાય છે. તેથી વારંવાર ઘેર જાઉંજ નહિ એમ મને થાય છે."

"તારી મહેનત એ બાબતમાં સઘળી ફોગટ જશે. તું તેઓના સારાને માટે કહેશે પણ તેઓ તેનો ઉંધો અર્થ કરશે. સ્ત્રીઓના ચઢાવવાથી તારા ભાઇઓ નઠારાં કામ કરવા તૈયાર થયા છે. તેઓને તારા ઉપદેશની જરા પણ અસર થવાની નથી. તેથી તારે નીરાંતે બેસવું એમાંજ સારૂં છે. એવા વાતાવરણમાં ઉછરેલાં છોકરાં અગાડી મોટા થયાં પછી જ્યારે એ લોકો ઉપરજ હાથ ઉપાડશે, માબાપનો ધાક નહિ રાખતાં ઉલટા તે લોકોનેજ ધમકાવશે, ચોરીઓ કરીને કેદમાં જશે-માબાપનું નામ બોળશે, ત્યારેજ તેઓની આંખ ઉઘડશે ને તને યાદ કરશે!"

"એ બાબતની ફીકરજ મેં છોડી દીધી છે. પણ બા અને બાપાજીને આ ઉમ્મરમાં જે હેરાનગતિ ભોગવવી પડે છે તેનું નિવારણ કરવાને શું ઉપાય કરવો? અને સરસ્વતીની-"

"ઉપાય શું કરવાનો! હજી શું થાય છે તે જો! સરસ્વ-

તીનો કાગળ આવશે એટલે બધી હકીકતની ખબર પડશે. માણસ કેટલી નીચ વૃત્તિનો બનશે, કેવાં દુષ્ટ કર્મો કરશે, તે કહી શકાય નહિ! જાણે પોતાની સ્ત્રી અતિશય ડાહી-વિવેકી-સદ્ગુણી હોય, તેમ તેને ખુશ રાખવાને માટે પોતાનાં માબાપ, ભાઈ ભાન્ડુ સર્વને હેરાન કરવા તૈયાર થયા છે, એમાં એમને શરમ લાગવાની નથી!"

"ખરી વાત છે. શરમ! અરે, તે તો તેનાથી બ્હીને ક્યારની નાસી ગઇ છે. મોટાભાઈ એટલે આપણા બાપની બરોબર, તેમના વિરૂદ્ધ બોલવાનો પ્રસંગ આવે એટલે આપણું કેટલું દુર્ભાગ્ય! આજ સુધી હું તેમની સાથે બહુ બોલતો નહોતો; તેથી તેમના સ્વભાવની મને બરોબર ખબર નહોતી પરંતુ આ વખતે બે ત્રણ દિવસ તેના મોંઢામાંથી બ્હાર પડેલાં જે મુક્તાફળો મને મળ્યાં, તે યાદ આવે છે ત્યારે મનમાં ઘણુંજ દુઃખ થાય છે, અને શરમ પણ લાગે છે. મોટાભાઇને મોંઢેથી આવી વાતો સાંભળીશ એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું!"

"તે જવા દે હવે, થયું તે તો થયું. એ કાંઇ હવે નહિ થયું હોય એમ થવાનું નથી; પણ આગળ શું કરવું તેનો વિચાર કર. અત્યારથી તું સાવધ થઇને ચાલીશ તો સારૂં, નહિં તો એમાં કંઇ સારૂં થવાનાં ચિન્હ મને દેખાતાં નથી. મૂર્ખ શત્રુ મળે તે ઘણોજ ખરાબ! જેને પોતાનું હિત અહિત શામાં છે તે સમજાય નહિ, અગર તે પોતાને કેટલું અનિષ્ટ કર્તા છે તેનો વિચાર કરે નહિ, એવા માણસો શું કરશે તે કહેવું મુશ્કેલ છે, તેઓ કોઈ પણ કામ કરતાં બ્હીવાના નથી. અને એક વાત હું તને કહું તે યાદ રાખજે. વખત કવખતે તેમને ખોટું મહત્વ આપીને તેમની આગળ સ્તબ્ધ

બનતો નહિ. કેમકે જેને સારા વર્તનની કિંમત નથી, તેમને નકામું મહત્વ આપીને ફાયદો શો ? ડાહ્યા શત્રુનું કરેલું અપમાન સહન કરે તો તે મનમાં તો શરમાય; પણ જો મૂર્ખનું અપમાન જો મુંગે મ્હોડે સહન કર્યું તો તે એમજ સમજે કે તેમની સામા બોલવાની આપણામાં હીંમતજ નથી અને તેથી તે વધારે ને વધારે પીછો લે. આ દુનિયામાં આપણા જેવાંજ બધા લોકો છે, એમ તું ધારતો હોઇશ પણ એમાં તારી ગંભીર ભૂલ છે, એટલુંજ નહિ પણ એ તને નુકશાનકારક છે. એવા વિચારથી તું વારેઘડીએ ફસાયા વિના રહેવાનો નથી. એ મારા બોલ યાદ રાખજે."

વિનાયક એક ચિત્તે પોતાના મિત્રનું બોલવું સાંભળતો હતો. પોતાના ભાઇઓની બાબતનો તેનો પહેલાંનો અભિપ્રાય ધીરે ધીરે બદલાતો હતો.

---

## પ્રકરણ ૧૨ મું.

### પત્ર અને જવાબ.

મુંબઇ આવ્યા પછી કેટલેક દિવસે વિનાયકે પોતાની પત્નીને નીચે પ્રમાણે પત્ર લખ્યોઃ

"પ્રિય સરસ્વતી !

"તને લાગતું હશે, કે, અહીંઆં આવીને તરત પત્ર લખવાનું

"કબુલ કરેલું તે હું ભૂલી ગયો હોઇશ પણ તેવું કાંઇજ નથી. તારી
"બાબતનો વિચાર આવે છે એટલે મન ચિંતાતુર બને છે ને પછી
"શું લખવું, તે સુઝતું નથી. આને લીધેજ આજ કેટલાક દિવસ
"થયા પણ પત્ર લખવાનું બન્યું નથી. વૃદ્ધાવસ્થામાં બાપાજી અને
"બાને કેટલું દુઃખ ભોગવવું પડે છે, કેવાં માનસિક કષ્ટો ભોગ-
"વીને દિવસ પસાર કરતા હશે, અને તને પણ કેટલી હેરાનગતિ
"ભોગવવી પડતી હશે, એની ફીકરમાં મારૂં મન ખિન્ન રહે છે, ને
"બીજું કંઈ પણ સુઝતું નથી. અહીંઆં આવ્યા પછી એક પળ
"પણ એવી નથી કે જે પળમાં તું યાદ આવ્યા વગર રહી હોય.
"આટલા દિવસમાં ચોપડીનાં બે પાનાં પણ વાંચ્યાં નથી. આ ઘરની
"ચિંતા મારા અભ્યાસમાં ઘણુંજ નુકસાન કરે છે; પણ પાછું એમ
"લાગે છે, કે, એની અનિવાર્ય વાતને માટે નકામી ચિંતા કરવામાં
"શું માલ? ઇશ્વરકૃપાથી તમો બધા આજ સુધી ખુશીમાં હશો.
"વધારે ઓછું કંઇ પણ બન્યું હશે નહિ. આ વખતે મેં ઘેર જે
"બધું જોયું, તેનો વિચાર મનમાં આવે એટલે મગજ ગુમ થઇ
"જાય છે, અને એવી મુસ્કેલીમાં તને શું ઉપદેશ આપવો, કયે રસ્તે
"ચાલવાનું કહેવું, એ મને પોતાનેજ સુઝતું નથી? ઘરનાં માણસો
"એટલી નીચ વૃત્તિનો સ્વીકાર કરશે, માબાપની સેવા કરવાને બદલે
"ઉલટાં તેમની સાથેજ કંકાસ કરશે, ભ્રાતૃભાવ વિસરી જશે, એવું
"મેં કદી ધાર્યું નહોતું. ઉચ્ચ વર્ણની સ્ત્રીઓ એવી નીચમાં નીચ
"ઇર્ષ્યા વૃત્તિના ભોગ થઇને પોતાના પતિના મનમાં ન ઘટે તેવું
"ભરવા તૈયાર થશે, અને પોતાનાં પૂજ્ય સાસુ સસરાનો તીરસ્કાર
"કરીને તેમનું વારેઘડીએ અપમાન કરવા ઉસ્કેરાશે, એમ આજ

"સુધી હું ધારતો નહોતો. અને તેજ પ્રમાણે સરળ રીતે ચાલના-
"રાની સાથે ખરાબ રીતે ચાલવામાં, પ્રેમનો બદલો દ્વેષે વાળવામાં,
"વિનય અને નમ્રતાથી બોલનારાને કઠોર મર્મભેદક શબ્દોથી પ્રત્યુત્તર
"આપવા વડીલ ભાઈઓને યોગ્ય લાગશે, એમ પણ મને લાગતું
"નહોતું. આ દુનિયામાં અતિશય નીચતા ભરેલી હશે, એવું મેં
"મુદ્દલ ધાર્યું નહોતું. અને વિશેષે કરીને આવું બધું આપણાજ
"ઘરમાં, મોટાભાઈઓમાં અને ભાભીઓમાં એ જોવાનો વખત આ-
"વશે, એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું!

"હવે એ વાત જવા દે, તેને ફરી ફરીને ઉકેલવામાં માલ
"નહિ! હું હવે તને બે બોલ કહું તે ધ્યાનમાં રાખજે. આજ લગણ
"હું જે ઉદ્દેશથી તને શિખામણ આપતો હતો, તેવી શિખામણ હું
"આજના પત્રમાં આપી શકતો નથી, એ મારૂં કમનશીબ સમજું
"છું. આ પહેલાં મેં તને અનેક વખત કહ્યું છે ને આજે પણ
"કહું છું કે તું તારી જેઠાણીઓને માટે કદિ પણ ખોટો વિચાર
"મનમાં લાવતી નહિ. તેના ઉપર પહેલાંના જેવોજ પ્રેમ રાખજે,
"તેમનાં છોકરાંઓને અંતઃકરણપૂર્વક ચાહજે; પણ તે પ્રેમ હવે
"બહુ બહાર બતાવતી નહિ. કારણકે તું તેને કાંઇ સદ્બુદ્ધિથી
"આપવા જઇશ, તે તેઓ દુર્બુદ્ધિથી તું આપે છે, એમ માનશે;ને
"તેથી લડાઈ ઉપસ્થિત થશે. તું ફકત નાનુંને ઉંચકીને ફરે તેટ-
"લાજ અપરાધથી તે અજ્ઞાન બાળકને માર ખાવો પડે છે. તેથી
"એવી સ્થિતિમાં તેના ઉપર પ્રેમ ન કરવો તેજ સારૂં. આગળ
"પાછળની સ્થિતિ જોઇને ચાલવું. જે અમૃતપાનની ઇચ્છા કરતા
"નથી, તેને તે જો બળજબરીથી પાઓ તોપણ તે વિષ પ્રમાણે

" થુંકી નાંખશે. કોઇને પણ મોઢું આપતી નહિ. કોઇ તીરસ્કાર કરે
" તો નમ્રતાથી સહન કરજે, એ પ્રમાણે તું ચાલીશ, તોપણ તેમના
" ત્રાસથી તું તદન મુકત થઇશ એમ તો હું ધારતો નથી; પણ એને
" લીધે થોડી તકરાર ઓછી થશે. કારણકે મને ખાત્રી છે કે તું તેના
" બોલવાનો જવાબ નહિ આપશે તોપણ તે પુષ્કળ ગાળ દીધી એમ
" પોતાના પતિને કહ્યા વગર તેઓ રહેવાનાં નથી, પણ જો તેં તે
" લોકોને જરા પણ જવાબ આપ્યો તો તેઓ તરતજ ઉછળશે, ને
" કહેશે કે તેં નહિં બોલાય તેવી ગાળ દીધી, તેમને મારવાને ઉઠી,
" તથા તેમના છોકરાંનું નામ દઇને પણ ગાળ દીધી ? માટે હું એટ-
" લુંજ કહું છું કે તેમનો ત્રાસ બોલ્યા વગર સહન કરજે, કોઇને
" પણ સામો જવાબ આપવાની ખટપટમાં પડતી નહિ.

" બા અને બાપાજીની સેવા ચાકરી કરવાનો સઘળો ભાર હવે
" તારે શિર છે, એ કદી ભૂલતી નહિ. બીજાં બધાં કામ બાજુએ
" મુકીને તેમને જેમાં સુખશાંતિ મળે તેવું કરજે. કંઇ વધારે ઓછું
" બને તો તેની વીગતવાર હકીકત લખતી રહેજે. મારા અભ્યાસને
" નુકસાન પહોંચશે, અગર હું દિલગીર થઇશ એ વિચારથી કંઇ-
" પણ વાત છુપાવતી નહિ. એમ કરીશ તો મારા મનને વધારે
" ફીકર થશે. કેમકે અંતઃકરણમાં જો એક વખત સંશયને જગા
" મળે તો પછી શાંતિ ત્યાંથી ચાલીજ જાય છે. પછી કલ્પિત વાત
" ખરી માનીને મન અતિશય ચિંતાતુર બને છે વાસ્તે દરેક બાબત
" જેવી બને તેવી વિગતવાર લખતી રહેજે. એમાં જરાપણ છુપા-
" વતી નહિ.

" હવે વધારે શું લખું ? એકજ વાત કહું છું કે આખો
" દિવસ આંખમાં આંસુ આણીને મનને કષ્ટ આપતી નહિ. આનં-
" દમાં રહેજે.

" લી. તારો હમેશનો,

" વિનાયક."

આ પત્રનો સરસ્વતી તરફથી નીચે પ્રમાણે જવાબ મળ્યો.

" પરમ પ્રિય વ્હાલા પ્રાણનાથ !

" તમારો પત્ર પહોંચ્યો, વાંચી મળ્યા સમાન આનંદ થયો છે.
" તમારા પત્રથી મને સ્વર્ગ મળવા જેટલો હર્ષ થાય છે; મારા શુષ્ક
" હૃદયમાં અમૃતનો વર્ષાદ થાય છે. પત્ર વાંચ્યા પછી બે ત્રણ દિવસ
" સુધી કષ્ટ શું છે તેની ખબર પડતી નથી. જેઠાણીના હૃદયભેદક
" વચનો પણ મને ઘણાં લાગતાં નથી. બધી વાતો ભુલી જઇને સુખ
" સમુદ્રમાં તરવા માંડું છું ને મારા વિચાર પણ સુખમયી બને છે;
" પરંતુ એકંદરે હું ઘણીજ અભાગી છું; તેથી હું જે મનમાં ધારૂં છું
" તેથી ઉલટું જ બને છે. હું અહીંઆં આવી, ત્યારે તમારૂં હસતું
" મોઢું જોઇને, તથા સાસુજી અને સસરાજીના આનંદમય તથા સ્ને-
" હયુક્ત વચનો સાંભળીને મને જે આનંદ થયો તે કહેવું મુશ્કેલ
" છે. મને લાગ્યું કે મારા પૂર્વ જન્મના પૂણ્યથી જ આવું સુખી
" ઘર મને મળ્યું. કારણકે એવાં સુખી કુટુંબો કવચિતજ મળે છે.
" હમણાં પણ સાસુજી અને સસરાજી મારી સાથે પહેલાં પ્રમાણે
" વર્તતા નથી. એમ નથી; ઉલટાં હમણાં તો તેઓ બંને જણ પહે-
" લાંના કરતાં પણ વધારે મારા ઉપર મમતા રાખે છે. પણ તેમના

" મોંઢા ઉપર પહેલાંનું તેજ રહ્યું નથી. તેમનો તે આનંદ તદન અદૃષ્ય
" થયો છે; પ્રફુલ્લતાની છાયા પણ દેખાતી નથી. તેમનો તે આનંદ
" તદન અદૃષ્ય થયો છે; પ્રફુલ્લતાની છાયા પણ દેખાતી નથી. તેઓ
" બંને આખો દિવસ ખિન્ન અને દુઃખી દેખાય છે. સાસુજીની આં-
" ખમાં તો કોઇ કોઇ વખત પાણી પણ આવે છે. જો હું જરાક
" એ બાબતને માટે તેમને પૂછું તો તરત આંખ લુંછીને નહિં રે
" ગાંડી, હું શું કરવા રડવા બેસું ?' એમ કહીને ઉલટાં તેઓ મારા
" મનનું જ સમાધાન કરવા માંડે. તેઓ નહિ બોલે પણ એમનું
" દુઃખ હું મારા મનમાં સમજું છું; પણ તેનો શો ઉપાય ? તેમનું
" દુઃખ દુર કરવું કંઇ મારા હાથમાં છે ?'

" તમે દરેક વાત જેવી બને તેવી લખજો એમ લખો છો.
" પણ હું શું લખું ? દશ ખરાબ વાતની સાથે જો એક પણ સારી
" વાત લખવાની હોય તો હું તે જણાવવામાં આઘુંપાછું જોઉં
" નહિ. ફક્ત લડાઇ તકરાર અને રડવા કકલવાની હકીકત લખીને
" તમારા મનને દિલગીર કરવાનું લખતાં મને જીવ ઉપર આવે છે.
" પણ શું કરૂં ? ઈશ્વરની આજ્ઞા પણ એક વખત અમાન્ય કરૂં પણ
" તમારી આજ્ઞા અમાન્ય કરવાનું મારાથી બને નહિ. પરમેશ્વરને હું
" કહું છું કે મને તેવી બુદ્ધિ કદિ આપતો નહિ. મારી ઇચ્છા તેમજ
" અનિચ્છા કંઇજ નથી તમારી ઈચ્છા તેજ મારી ઇચ્છા ને તમારી
" અનિચ્છા તે મારી પણ અનિચ્છા ! તેથી નાઇલાજથી તમારા
" ગયા પછીની જે જે હકીકત બની તે લખું છું.

" આપણા મંગળભાઇની વહુનું સીમંત હતું તેની તમને
" ખબર હશે. સીમંતનું જમણ કર્યું તે દિવસે અમને બધાંને નોતરાં

" હતાં. મારો વિચાર જવાનો નહોતો, પણ સાસુજીના આગ્રહથી
" મારૂં કંઇ ચાલ્યું નહિ. સાસુજી તેમજ જેઠાણીની સાથે મારે જવું
" પડયું. ત્યાંથી આવ્યા પછી મેં મારી સાડી બ્હાર સુકવા નાંખી
" સાંજના હું લેવા ગઇ ત્યારે તે ખાસી એક હાથપૂર ફાટેલી ? મારી
" તે કિંમતી સાડી ફાટેલી જોઇને મારો જીવ ઉડી ગયો. સાસુજી એ
" જોઇને શું કહેશે તેની મને બીક લાગી. હવે શું કરવું, તેનો
" વિચાર કરતાં મેં છાનીમાની સાડીની ગડી કરી, અને સાસુજી નહિ
" જાણે તેમ પેટીમાં મુકવા માંડી. એટલામાં શારદા મારી પાછળ
" આવી અને 'જોવા દેની એ સાડી કેવી છે તે ?' એમ કહીને તેણે
" તે મારા હાથમાંથી છીનવી લીધી. તે ઉકેલી એટલે ફાટેલો ભાગ
" તરતજ તેની નજરે પડયો અને અચકાઇને તે મોટેથી બોલી: 'આ
" શું ? આવી ભારે સાડીને આવું કોણે કર્યું ?' સાસુજી પાસેજ હતાં,
" એટલે તેમણે આ બોલવું સાંભળ્યું. તેમણે સહેજજ 'શું થયું, શા-
" રદા ?' એમ પૂછ્યું. શારદાએ તે ફાટેલી સાડી તેમને બતાવી. તે
" જોતાંજ સાસુજી અજાયબ થયાં,અને ક્રોધથી એકસરખું બબડવા લાગ્યાં
" તેમણે કોઇનું પણ નામ લીધું નહોતું. સાસુજીને બોલતાં સાંભળ-
" તાંજ મોટાં જેઠાણી તથા વચલા જેઠાણી બંને એની સામાં તુટી
" પડયાં, અને જે મોંઢે આવે તે બોલવા લાગ્યાં. બીચારાં સાસુજીએ
" ઓરડામાં જઇને રડવા માંડયું. થોડી વાર રહીને બંને જેઠ ઘેર
" આવતાંજ બંને જેઠાણીએ મોટેથી રડવા માંડયું. અને નહિ ઘટે
" એવું મોંઢેથી બોલવા લાગ્યાં. તે સાંભળીને બંને જણા ઉશ્કેરાયા,
" અને તેમને ગમે તેમ-અશ્લીલ તથા અભદ્ર શબ્દો બોલવા લાગ્યા.
" સાસુજીથી તે સહન થયું નહિ. તેથી તે બોલ્યાં: 'અરે, તમે મરદ

" થઈને તે છોકરીને નહિ ઘટે તેવી ગાળ દેતાં તમને શરમ કેમ
" નથી લાગતી ? એના કરતાં તમે જન્મતાંની સાથે મુઆ હોત તો
" ઠીક થાત !' આ બોલવાથી તો આગમાં તેલ રેડવા જેવું થયું.
" તે ચારે જણાંએ સાસુજીની સામા દાંત પીસવા માંડયું. એટલુંજ
" નહિ પણ મોટા જેઠે તો તેમના ઉપર હાથ પણ ઉગામ્યો ! આ
" જોઇને સાસુજી ગભરાયાં, અને તેઓ મોટે સાદે રડવા લાગ્યાં.
" એટલામાં ભીખો દોડતો દોડતો જઇને સસરાજીને બોલાવી લાવ્યો.
" આ બધો એકંદર બનાવ જોઇને સસરાજી શોકમગ્ન થઇને નીચે
" બેઠા. મને તો લાગ્યું કે તેઓ બેશુદ્ધ થયા કે શું ? આશરે અર્ધો
" કલાક સુધી તેઓ કંઇ બોલ્યા નહિ. પરંતુ બંને જેઠ તથા જેઠા-
" ણીઓનો લવારો હજી એક સરખો ચાલતો હતો. તેથી સસરાજીથી
" તે સહન થયું નહિ. તેમણે–'તમારે ચુપ થવું છે કે નહિ ?'
" એમ ગુસ્સાથી કહ્યું. મોટાભાઇજી પાસેજ હતા, તે બોલ્યા:–
" આમ થવા માંડયું, ત્યાં ચુપ તે કોણ થશે ? આ સરસ્વતી ગમે
" તેને માથે ખોટું તહોમત મુકે છે, અને બા તેનું સાંભળીને તેને
" ગાળ નકામી દે છે. એનો કંઇ પણ બંદોબસ્ત થવો જોઇએ. હું ખરૂં
" કહું છું કે, હું વગર કારણે કોઇનું સાંભળતો નથી !' 'ખરેખર હું
" આજે એનો બંદોબસ્ત કર્યા વગર રહેવાનો નથી. જેનો વાંક હશે
" તેને હું બીલકુલ ક્ષમા કરવાનો નથી. એ યાદ રાખજો.' એમ
" ગુસ્સામાં બોલીને સસરાજીએ મોટાં જેઠાણીને તથા ગુલાબ ભાભી-
" જીને પોતાની સામે બોલાવ્યાં. અને તેમને ધમકાવીને પૂછ્યું 'આ
" સરસ્વતીની સાડી કોણે ફાડી ? ખરૂં કહો, તમે ફાડી કે નહિ ?'
" તે બંનેએ તે વાત નાકબુલ કરીને ગુસ્સામાં ત્યાંથી ચાલ્યાં ગયાં.

"ત્યારે સસરાજીએ માધુ, કમળા અને વિમળાને બોલાવ્યાં, અને "તેની સામા બીજવાઇને પૂછ્યું 'આ તમે સાડી શામાટે ફાડી, "તે કહો, નહિતર આજે તમને પુષ્કળ મારીશ.' આ સાંભળીને "માધુએ રડવા માંડયું, અને કંઇ બોલ્યો નહિ. પણ કમળા રડતી "રડતી બોલી 'દાદાજી, મને મારશો નહિ. મેં મારી મેળે ફાડી નથી, "પણ બાના કહેવાથી ફાડી. મને મારતા નહિ, કહેશો તો જેટલી "ફાડી છે તેટલી સાંધી આપીશ.' તેનું બોલવાનું પુરૂં થયું ન થયું "એટલામાં તરતજ વિમળા બોલી ઉઠી. 'મેં કંઇ સાડી ફાડી નથી, "દાદાજી! મેં તો ફક્ત તે ડબ્બી કુવામાં નાંખી છે, પણ તે હમ- "ણાંજ કાઢી આપીશ.' 'કેવી ડબ્બી?' સસરાજીએ ચમકીને "પૂછ્યું. કારણકે એ વાતની હજુ કોઇને ખબર નહોતી. 'નાની- "કાકીની વીટલીની ડબ્બી!' વિમળાનો આ જવાબ સાંભળતાંજ "હું તરતજ ઓરડામાં ગઇ, અને મંગળભાઇને ત્યાંથી આવ્યા પછી "વીટલી કાઢીને મુકી હતી ત્યાં જોવા માંડયું. પણ તે કાંઈ ત્યાં "જણાઇ નહિ. પછી વિમળાને લઇને કુવા આગળ ગઈ. વિમળાએ "કયાં નાંખી તે ઠેકાણું બતાવ્યું. સસરાજીના કહેવાથી ભીખાએ "અંદર ઉતરીને ઘણી મહેનતે તે ડબ્બી બહાર કાઢી.

"સસરાજી આ બધો બનાવ જોઇને થરથર ધ્રુજવા લાગ્યા. "કમળા અને વિમળાના જોરથી કાન પકડીને ફરીથી એવું નહિ "કરવા સખ્ત શીખામણ આપી, અને તેમના બાપની સામા ક્રોધથી "બોલ્યાઃ 'હવે તો તમે સમજ્યા કેની, કે કોનો વાંક છે તે? ગધેડા "જેવા! તમને ભગવાને આંખ આપી છતાં આંધળા જેવા કેમ "થાઓ છો! તમારે જો સારા થવું હોય તો આવું નીચ વર્તન

" ને વાંદરા વેડા છોડીને સારો ધંધો ઉદ્યોગ કરવા માંડો. તમારેજ
" હાથે તમારા પગ ઉપર કુહાડી મારો નહિ,' આ સાંભળીને મોટા
" જેઠ બોલ્યા: 'એમાં થયું શું ? છોકરાંઓએ મારની બીકથી એકાદ
" વાત કબુલ કરી, એટલે શું અપરાધ થયો મનાય કે ?' વિમ-
"ળાના બાપ પણ એમજ બોલ્યા. સસરાજી આથી બહુ ગુસ્સે થયા.
" તેમણે તે બંનેને ઝાટકી નાંખ્યા. પછી તેઓ પણ મોંઢામાં આવે
" તે સસરાજીની સામા બોલવા લાગ્યા. મોટાં જેઠાણી તથા ગુલાબ
" ભાભીજી બંને મોટે ધાંટે રડવા લાગ્યા.

" બીજે દિવસે સવારે બંને જણા પોતાની બૈરી છોકરાંને
" લઇને પોતાને સાસરે ચાલ્યા ગયા. જતી વખતે સસરાજીએ તેમને
" ઘણું સમજાવ્યા, પણ કંઈ એમનું માન્યું નહિ. છેવટે 'આ મારા
" ધોળામાં ધુળ નાંખો નહિ, એમ પણ વિનવીને કહ્યું, પણ તેની
" કંઇજ અસર થઇ નહિ. તેમનું બોલવું સાંભળ્યું નહિ, પણ ઉલટા
" તેમને ગાળ દઇને 'જીવ જશે તોપણ આ ઘરમાં પાણી સુદ્ધાં
" પીવાનો નથી ને આ ઘરમાં હવે પગ પણ મુકવાનો નથી !' એવી
" પ્રતિજ્ઞા લઇને તે ચાલ્યા ગયા. જતી વખત કપડાં તથા પોતાની
" ચીજો પણ બધી સાથે લઇ ગયા. સસરાજી અને સાસુજી ત્યારથી
" બહુ બોલતાં નથી. જરૂર પડે તેટલાજ શબ્દ બોલે છે, અને આખો
" દિવસ આંખમાંથી અશ્રુ ઝરે છે.

" આ બધી વાતનું મુખ્ય કારણ હું થઇ, એથી મને અત્યંત
" દુઃખ થાય છે. જો મેં તે ફાટેલી સાડી સંતાડી દીધી હોત, તો
" આવો અનિષ્ટ પ્રસંગ બનત નહિ. એને માટે આપની હું ક્ષમા
" માગું છું.

" એક વાર તમે ઘેર આવી જાઓ તો સારૂં. લખતાં લખતાં
" મારા હાથ પણ દુખવા માંડ્યા. મારે માટે બીલકુલ ફીકર કરશો
" નહિ. વખતો વખત આપની ખુશાલીના પત્ર લખતા રહેશો.

આપની આજ્ઞાંકિત,

" સરસ્વતી ના પ્રણામ."

---

## પ્રકરણ ૧૩ મું.

### વધારે ખુલાસો.

સરસ્વતીનો પત્ર વાંચ્યા પછી વિનાયક અતિશય દિલગીર થયો. હવે અગાડી શું કરવું તે કંઇ સુઝે નહિ. પથારીમાં પડીને તે ગાંડાની માફક ઉપર નીચે જોવા લાગ્યો. એટલામાં જયંતિલાલ તેની પાસે આવ્યો ને જરાક હસીને પૂછવા લાગ્યો. "વિનાયક! આજે મેં એક ખુશાલીની વાત સાંભળી છે!"

પરંતુ તેના બોલવા તરફ બીલકુલ ધ્યાન નહિ આપવા વિનાયક ખિન્ન અને નિરાશાજનક સ્વરે બોલ્યોઃ 'જયંતિલાલ, હવે મારૂં મુંબાઇ રહેવાનું પુરૂં થયું ને ભણવાનું પણ પૂરૂં થયું!"

આટલું કહીને તે જરાવાર સ્તબ્ધ રહ્યો. પછી એક મોટો નિ-

સાસો નાંખીને ફરીથી બોલ્યોઃ "એક બે દિવસમાં મારે ઘેર જવું પડશે."

જયંતિલાલના ઉપર શારદાનો પત્ર આવ્યો હતો. તે ઉપરથી તેને વિનાયકના ઘરની એકંદર હકીકતની ખબર પડી હતી. તેથી વિનાયકના આવી રીતના ઉદ્‌ગાર કાઢવાનું કારણ શું તે પૂછવાની આવશ્યકતા નહોતી. તોપણ "ઘેરથી કંઈ પત્ર આવ્યો છે કે શું?" એવું તેણે વિનાયકને સહેજ પૂછ્યું. વિનાયકે સરસ્વતીનો આવેલો પત્ર તેના હાથમાં આપ્યો, અને પોતે કંઇજ બોલ્યો નહિ. જયંતિલાલે તે પત્ર બરોબર વાંચ્યો ને પછી બોલ્યોઃ "વિનાયક, આવા દુઃખમય પ્રસંગમાં પણ સરસ્વતીનું વર્તન જોઇને મ્હને અતિશય આનંદ થાય છે. એવી સ્ત્રીઓ આપણા સમાજમાં વધારે હોત તો આવો દુઃખનો અનુભવજ આવત નહિ."

વિનાયક પોતાના પ્રિય મિત્રની સામે જોવા લાગ્યો. એ જોઇને જયંતિલાલ બોલ્યોઃ "તેની ભારે કીંમતી સાડી ફાડી, વીટલી પાણીમાં નાંખી દીધી, તોપણ તે દિવસના બનેલા એકંદર અનિષ્ટ પ્રસંગને માટે પોતાનેજ દોષિત સમજે છે! એવી સરળ અને કુમળા મનની સ્ત્રી મેં ક્યાં પણ જોઇ નથી! મારે કાને જે વાત આવી છે તે હું તને કહું છું; તે તું સાંભળીશ તો તને વધારે લાગશે. પરંતુ એવી સ્થિતિમાં ગુપ્ત રાખવું એ મને ઠીક લાગતું નથી. સરસ્વતીએ લખ્યું તે કરતાં પણ વધારે બનેલું છે. તારૂં મન વધારે દિલગીર થાય તે જાણીને તેણે વધારે કંઇ લખ્યું નહિ હોય. પણ તું નિરાંતે બેસ, હું તને એકંદર હકીકત કહીશ."

વિનાયકનું માથું ફરવા માંડયું. મન અકળાવા લાગ્યું. એકાદ

નિરપરાધી મનુષ્યના ઉપર ખુનનો અપરાધ મુકીને તેને ન્યાયાધિશની સામા ઉભો કર્યો હોય, ને ન્યાયાધિશના દાવાનો નિકાલ કહેતી વખતે તેના મનમાં જેવી અવર્ણનિય વ્યાકુળતા ઉત્પન થાય, તેવીજ વ્યાકુળતા વિનાયકના મનમાં ઉત્પન થઇ હતી. હમણાં એકજ મિનિટમાં આપણને કંઇ ભયંકર વાત સાંભળવી પડશે, એ વિચારથી ગાંડાની આફક તેનું મન ચંચળ બન્યું હતું. તે બોલ્યો: "શું થયું તે ઝટ બોલ ?"

જયંતિલાલ શાંતિથી બોલ્યો: "વિનાયક, એમ અધીરો થા નહિ. શાંત ચિત્તથી સાંભળ. સાડી કોણે ફાડી તે બાબતનો પ્રથમ વાદવિવાદ શરૂ થયો. પછી જ્યારે તારા બાપાજી ઘેર આવ્યા અને તેમણે બરોબર તપાસ કરીને બે ગુનેહગાર પકડ્યા ત્યારે તારી બા તારી બંને ભાભીઓની સામા બહુ બોલ્યાં એટલે પછી પૂછવાનું રહ્યુંજ નહિ! તેમણે પણ સાસુજીની પૂજા કરવામાં કંઇજ બાકી રાખ્યું નહિ. તારા બંને ભાઇઓ મુંગે મહોડે ઉભા હતા. આ પ્રમાણે કંકાસનો અગ્નિ ધીમે ધીમે વધારે સળગવા લાગ્યો. આથી તારા બાપાજીએ ધમકાવીને તારી બાને ચુપ રહેવા કહ્યું. અને તે ચુપ રહ્યાં. પણ તારી ભાભીઓ કંઇ બોલતાં બંધ થયાં નહિ. તેઓની જીભ તો વધારે ને વધારે ચાલવા લાગી કાને સંભળાય નહિ, એવા શબ્દો તેઓ બોલવા લાગ્યાં. તારી બા છેવટે નિરાશ થઇને રડવા લાગી. એ જોતાંજ સરસ્વતીની આંખમાં પાણી આવ્યાં, અને તે તારી બંને ભાભીઓના પગ પકડીને બોલીઃ "ભાભીજી, જુઓની સાસુજી રડે છે તે; હું તમને પગે લાગીને કહું છું કે તમે સાસુજીને બિચારાંને કંઇ કહો નહિ, એમાં એમનો કંઈ વાંક નથી." સરસ્વ-

તીની વિનવણીથી તેની જેઠાણીઓને દયા આવવાની તો બાજુએ રહી. પણ ઉલટા પોતાનો પગ છોડવવાનો ઢોંગ કરીને તે ચંડાળણીએ તે સુકુમાર છોકરીની છાતીમાં ધબ દઇને લાત મારી ! અને મોઢું વાંકુચુંકુ કરીને બોલી: "બહુ થયું ! એટલું બધું હેત બતાવવાની કંઈ જરૂર નથી. પહેલાં પોતે આગ લગાડી અને પછી પાણીનો ઘડો લઇને દોડવું, એ શું ? મંગળાની લાતથી સરસ્વતી ભીંતની સાથે અફળાઈ, અને તેના માથામાં મોટો ઘા પડયો ને તેમાંથી લોહી વહેવા માંડયું."

બોલતાં બોલતાં જયંતિલાલની આંખમાં પાણી આવ્યાં. આ વર્તમાન સાંભળીને વિનાયકે મોટા મોટા નિસાસા નાંખવા માંડયા. પરંતુ એક અક્ષર સુદ્ધાં તે બોલી શક્યો નહિ.

થોડીવાર અટકીને જયંતિલાલે ફરીથી બોલવું શરૂ કર્યું: "શારદા તે વખતે ત્યાંજ હતી. સરસ્વતીની આ અવસ્થા જોઇને તેણે તારી બાને તથા બાપાજીને તરતજ બૂમ પાડી. તેઓએ દોડતાં આવીને સરસ્વતીને સાવધ કરી અને તેનો ઘા ધોઇ નાંખીને તે ઉપર અંરોબર પાટો બાંધ્યો. વિનાયક, શું કહું ? સરસ્વતીની આવી સ્થિતિ જોઇને પણ તારા ભાઇએ પોતાની પત્નીને એક અક્ષર પણ કહ્યો નહિ. તારા બાપાજીને આથી અતિશય ગુસ્સો આવ્યો, તેમણે તારા મોટાભાઇની તથા ભાઇની ઝડતી લીધી. 'હમણાં ને હમણાં તમે તમારૂં કાળું કરો ! અને અહીંઆથી ચાલ્યા જાઓ,' એમ બાજીને કહ્યું. પણ તેમને ક્યાં તેની શરમ હતી ? 'હા, હા. જઇએ છીએ, તેમાં છે શું ?' એમ વૃદ્ધ મુરબ્બીની સામા જવાબ દઇને તેઓ તરતજ જવાની તૈયારી કરવા લાગ્યા. બાંધાબાંધ શરૂ કરી. તે રાતે

છોકરાંઓને પણ ખાવાનું બીલકુલ મળ્યું નહિ; કોઇ જો ગરબડ કરે તો તેને તરતજ તમાચા અને ધપ્પાનો માર બરોબર મળતો હતો. તારી ભોજાઇઓએ ઘરમાં જે કંઇ હશે તે બાંધી દીધું. અને તારા ભાઇઓએ ઘોડાગાડીનો બંદોબસ્ત કર્યો. તે રાત્રે તારા બાપાજી, બા, સરસ્વતી એ ત્રણેમાંથી કોઇએ ખાધું નહિ, કેમકે છોકરાંઓને ભુખ્યાં મૂકીને તેઓને જમવાનું કેમ ભાવે ? બીજે દિવસે પ્રભાતમાં ઉઠીને બા, બાપ તથા સરસ્વતી એ ત્રણેના ઉપર ગાળોનો વરસાદ વર્ષાવીને બધાં ચાલતાં થયાં. છોકરાંઓનું મન જવાનું નહોતું; પણ તેમને માર પડવાથી તેઓનું એમાં શું ચાલે ? નાનું તો છેવટ સુધી 'કાકી, કાકી,' કહીને એક સરખો રડતો હતો."

---

## પ્રકરણ ૧૪ મું.

### હવે આનંદની વાત તે શું ?

વિનાયકે એક મોટો નિસાસો નાંખીને પૂછ્યું: "એ કાગળ ક્યારે આવ્યો ?"

"આજે સવારની ટપાલમાં."

"શારદાએ એ વાત ક્યાંથી સાંભળી ?"

"તેણે કંઇ કોઇની પાસેથી સાંભળીને લખી નથી પણ તે તે વખતે ત્યાંજ હતી."

આ ઉપર કેટલીક વાર વિચાર કરીને પછી વિનાયક બોલ્યોઃ "હા, બરોબર છે. સરસ્વતીના પત્રમાં શારદાનું નામ છે ખરૂં. સરસ્વતીને શું બહુ મોટો ઘા પડ્યો છે કે ?"

"નહિ, તેમાં કંઇ ફીકર કરવાની જરૂર નથી. હવે ઘા રૂઝાવવા આવ્યો છે. અને બહુ દુખતો પણ હવે નથી."

"એ શા ઉપરથી ?"

"શા ઉપરથી એટલે ? પત્રમાં એ બધું બરોબર લખેલું છે. અને વિનાયક, બીજું એક કહું કે જો સરસ્વતીની તબિયત બરોબર નહિ હોત તો તેણે પોતાને હાથે તને પત્રજ કેવી રીતે લખ્યો હોત ? તું વગર કારણે એમ ગભરા નહિ."

આ છેવટની વાતથી વિનાયકને ઘણી ધીરજ આવી. હવે એ એકલો જ પોતાના દુઃખની બાબતમાં વિચાર કરે તો સારૂં એમ લાગવાથી જયંતિલાલ ધીરે રહીને ત્યાંથી ઉઠી ગયો. અતિશય ચિંતાથી વ્યાપ્ત બનીને તે તેમજ કેટલીક વાર સુધી બેસી રહ્યો. સંધ્યાકાળે રજા પડતાં જ પાછો જયંતિલાલ ત્યાં આવ્યો. ઘણીવાર સુધી વિનાયક કંઇજ બોલતો નથી તે જોઇને "ચાલ, આપણે થોડીવાર બહાર ફરી આવીએ," એમ જયંતિલાલે તેને આગ્રહપૂર્વક કહ્યું. વિનાયકે કેટલીક વાર હા—ના કહી, પરંતુ છેવટે જયંતિલાલની સાથે બહાર નીકળ્યો. ફરતાં ફરતાં બંને જણા "મલબાર હીલ" ઉપરના બાગમાં જઇને બેઠા. ત્યાં આગળ બીજા પણ ઘણા લોકો ફરવા આવ્યા હતા. કેટલાક લોકો ગપ્પા મારતા હતા, ત્યારે કેટલાક હી—હી, હા—હા, કરીને હસતા હતા. એક બાંકડા ઉપર ચાર પાંચ તરૂણ વિદ્યાર્થી કાંઇક મોટે ઘાટે વાદવિવાદ કરતા હતા. તેમનાથી થોડેક

ફુર ફુલ ઝાડના છોડ આગળ કેટલાંક છોકરાંઓ આનંદથી રમતાં હતાં. પરંતુ આપણા વિનાયક તથા જયંતિલાલને આ ગામ ગપાટામાં અને ગમતમાં કાંઇપણુ રસ પડયો નહિ, તથા તે હસવા રમવામાં પણુ કાંઈ મનને આનંદ લાગ્યો નહિ. તે બંને બાગને નાકે જઇને ત્યાં એક બાંક ઉપર બેઠા. આમ તેમની કેટલીક વાતો કર્યા પછી જયંતિલાલે શાંતિથી પૂછ્યું: "ત્યારે શું ? તેં ઘેર જવાનો વિચાર નક્કી કર્યો કે"

"હા, ઘેર જવાનો તથા કૉલેજ પણુ છોડવાનો એમ બંને વિચાર નક્કી કર્યા. હું જો આવે વખતે બાપાજી અને બાની પાસે નહિ જાઉં તો તેમના દુઃખનો પારજ નહિ. માબાપને દુઃખ દઇને યુનીવર્સીટીની પરીક્ષા પાસ કરી તો તેમાં આપણે અત્યંત અધર્મથી વર્ત્યા એમ ગણાય."

વિનાયક પાકો વિચાર કર્યા વગર કંઈ વાત બોલે નહિ. અને તે પ્રમાણે એકવાર કરેલો નિશ્ચય પણુ ફેરવવો એ જેવી તેવી વાત નહોતી, એ જયંતિલાલ સારી પેઠે જાણતો હતો. તેથી કૉલેજ છોડવા બાબતની વાત તજીને બોલ્યો: "હજુ તેનો વિચાર કરવાને ઘણો વખત છે; પણુ શું તું ઘેર કાલેજ જવાનો છે ?"

"હા, કાલેજ મોડું કરવામાં માલ નહિ. આજે પાછો બાપાજીનો પત્ર આવ્યો છે. તેમાં તેમણે તાબડતોબ આવવાને માટે લખ્યું છે. જયંતિલાલ, ઘડપણમાં તેમને બિચારાને કેટલું દુઃખ !"

"ભાઇ, એ તો બધો ઈશ્વરના ઘરનો ખેલ છે. તારૂં જ જો, કે તારા બધા વિચારોની એકદમ કેવી નિરાશા થઈ તે! ત્રણે ભાઇઓ સાથે રહીને આનંદથી દિવસ પસાર કરીશું, આપણા હિંદુ લોકોની

અવિભક્ત કુટુંબ પદ્ધતિને લીધે આપણું ઘર કેવા સુખથી તથા આનંદથી પરિપૂર્ણ છે, તે બધાને બતાવી આપીશું, એવા એવા તેં કરેલા વિચારો આજે મનમાં ને મનમાં જ રાખવાનો પ્રસંગ આવ્યો !"

"મોટાભાઈ આવું કરશે, એમ હું કદી ધારતો નહોતો !"

"એજ ! તમે ચુકો તે અહીંઆજ ચુકો ? દુનિયાંના સઘળાં જ મનુષ્યો સરળ સ્વભાવનાં અને ઉદાર અંતઃકરણનાં છે એમ માનવું, એટલે આપણે આપણને પોતાને વિપત્તિના ખાડામાં નાંખીએ છીએ, એ વાત તારે પોતાને ઘણીજ યાદ રાખવાની છે. હવે તું અવિભક્ત કુટુંબ પદ્ધતિના વિચાર કહાડી નાંખ, નહિં તો રોજજ એવાં ફારસો થશે. તારા મોટાભાઇ જુદા રહેવાને તલપી રહ્યા છે, તેમની તે ઇચ્છા પુરી થતાં સુધી તેઓ એવું કરવાના જ."

"બા તેમજ બાપાજી જીવતા હોય ત્યાં સુધી જુદા પડવું મુશ્કેલ છે. તેમની આગળ એ બાબતની વાત કાઢતાં પણ તેઓ અતિશય દિલગીર થાય છે."

"એ બધું ખરૂં. પણ હવે બીજો ઉપાય જ નથી રોજ ઉઠીને આવો ત્રાસ અને દુઃખ સહન કરવા કરતાં, જો વિભકત થવાથી જ્યાં ત્યાં શાંતિ પસરતી હોય, તો વિભક્ત થવું એજ શ્રેયસ્કર છે. કારણ કે એ વહાડ કાપની જરૂરવાળા રોગનુ બીજું ઔષધ જ નહિ ! તું ઘેર જઇને તારી બા તથા બાપાજીએ બંનેને બરાબર સમજાવીને કહે જે. બંને મોટાભાઇને પણ એ બાબતની ખબર આપજે. અને એકવાર સલાહસંપથી જુદા પડો, એટલે બા, બાપાજી અને સરસ્વતી એ ત્રણેને લઇને અહીંઆં આવજે. પછી અગાડીનો વિચાર કરીશું !"

"બા અને બાપાજી પોતાનું ઘર છોડીને અહીંઆ આવવાને કદી કબુલ થવાના નથી."

"ઘર તદ્દન છોડવાની શું જરૂર? વરસે છ માસે એકાદ બે મહિના ખુશીથી ઘેર જઇ આવવું. મુંબઇમાં દરરોજ કથાકીર્તનો વિગેરે થાય છે એટલે અહીંઆં આવવાને એઓ વાંધો લેશે નહિ."

"પણ ભાઇ અને મોટાભાઈ કેમ ઘરમાં આવશે? તે તો જતી વખતે પ્રતિજ્ઞા લઇને ગયા છે."

જયંતિલાલ જરાક હસીને બોલ્યો: "તેમની પ્રતિજ્ઞાથી તું ગભરા નહિ. ગાંડા, તેઓ તો આવી આનંદની બાતમી મળતાંજ દોડતા ઘેર આવશે."

વિનાયકને આ જયંતિલાલનું કહેવું તદ્દન ખોટું છે એમ લાગ્યું નહિ. "આ માર્ગ સ્વીકાર્યાથી જો કુટુંબનો કંકાસ નીકળતો હોય તો તે સ્વીકારવાને મને બીલકુલ હરકત નથી." એમ તેણે પોતાના મનથી વિચાર કર્યો. ઘરમાં ફરીથી શાંતિ સ્થાપન થશે, એ વિચારથી મનને જરાક ઠીક લાગ્યું. એટલામાં જયંતિલાલ બોલ્યો: "હવે નકામી ફીકર શું કામ કરે છે? મેં બતાવ્યો તે ઉપાય બરોબર છે. ઘેર જઇને તે પ્રમાણે કરજે."

આ ઉપર વિનાયક કંઇજ બોલ્યો નહિ. એ સંધી જોઇને ફરીથી હસતાં હસતાં જયંતિલાલે કહ્યું: "ઠીક, પણ વિનાયક, મને જે આનંદદાયક ખબર મળી છે, તે સરસ્વતીએ પોતાના કાગળમાં કંઇજ લખી નથી કે શું?"

"હવે આનંદદાયક ખબર તે કેવી?"

હા, હા, આનંદદાયકજ ! સરસ્વતીને સીમન્ત છે, કેટલાક મહિના થયા છે. તારી બા અને બાપાજીને એ વાતથી અતિશય આનંદ થશે. આવા દુઃખમાં પણ તેઓને એ વાતથી ઘણોજ આનંદ થશે.”

પોતાનાં વૃદ્ધ માબાપને આનંદ થશે એ વિચારથી વિનાયક પણ જરાક ખુશી થયો.

## પ્રકરણ ૧૫ મું.

### એવી તે શરમ ?

બીજે દિવસે વિનાયક પોતાને ગામ ગયો. ઘેર જતાંજ બાપાજી ચાર પાંચ દિવસથી તાવે સપડાયા છે અને તાવ ઉતરતો નથી એની ખબર પડી એથી વિનાયક ગભરાયો. સાંજ પડી હતી, આગગાડીના થાકથી, પેટમાં પણ ખાવાનું કંઇ નહિ મળવાથી તથા ઘરમાં પગ મુકતાંજ આવી ખબર મળવાથી વિનાયકનું મ્હોડું તદ્દન ઉતરી ગયું. મણિલક્ષ્મીને વિનાયકના આવવાની ખબર મળતાંજ તેઓ આગાડી આવ્યાં. વિનાયકે ઘણાજ પ્રેમથી તેમના ચરણમાં માથું મુક્યું. વિનાયકનું ઉતરી ગયેલું મ્હોડું જોઇને મણિલક્ષ્મી બોલ્યાંઃ “વિનાયક, હજુ સુધી તેં કંઈ ખાધું નથી કે શું ?”

“ નહિ, મ્હને હજુ ભુખજ લાગી નથી.” એમ વિનાયકે કહ્યું ખરૂં પણ તેથી કાંઇ મણિલક્ષ્મીના મનનું સમાધાન થયું નહિ.

તેમણે તરતજ રસોડામાં જઈને ખાવાનું કરવા માંડયું. વિનાયક તરતજ પંડિતજીના ઓરડામાં ગયો. પંડિતજીની પથારી આગળ વૈદ બેઠા હતા. વૈદે વિનાયકને અંદર આવતાં જોતાંજ અટકવાની સાન કરી અને તે ઉઠીને વિનાયકને તેડીને બહાર ગયા. વિનાયકે વૈદને બાપાજીની તબિયત વિષે પૂછયું. તેના જવાબમાં વૈદે કહ્યું કે "આજે ત્રણ દિવસ થયાં તેમને બીલકુલ ઉંઘ આવી નહોતી. કેટલીક માત્રા આપી, કેટલીક દવા આપી, પણ તેની બીલકુલ અસર થઈ નહિ. હમણાંજ તેમને ઉંઘ આવી છે, માટે તે પોતાની મેળે જાગ્રત થાય નહિ ત્યાં સુધી તેમને કોઇએ ઉઠાડવા નહિ. આવતી કાલે સવારે તમે એમની સાથે વાત કરી શકશો."

"પણ હમણાં એમની તબિયત કેવી છે?"

"તાવ બીલકુલ ઉતરતો નથી. પરસેવો પણ જરા થતો નથી. પરંતુ એમને આજે ઉંઘ આવી છે એટલે હવે ગભરાવા જેવું નથી"

રાત્રે વૈદે પંડિતજીના ઓરડામાં કોઇને ગરબડ કરવા દીધાં નહિ. મણિલક્ષ્મી અને કાશી શિવાય કોઇ ત્યાં ગયું નહિ. વિનાયક જેમ તેમ બે કોળીયા ખાઇને પોતાના ઓરડામાં ગયો. સરસ્વતી પણ પોતાનું કામ પતાવીને તેની પાછળ ગઈ. થોડી વાર આમ તેમ વાતો કર્યા પછી "ઘા કયાં પડયો છે, તે તો જોવા દે" એમ વિનાયકે કહ્યું.

સરસ્વતીએ પહેલાં તો તે વાત ઉડાવવા માંડી. પોતાના પતિને એ બાબતની કયાંથી ખબર પડી તેનો વિચાર કરવા લાગી, છેવટે વિનાયકના ઘણાજ આગ્રહથી દીવા આગળ ઉભી રહીને ઘા પડેલી જગા બતાવી. વિનાયકે દીવો મોટો કર્યો, અને પોતાની પ્રિય પત્નીના

માથા ઉપરના વાળ બાજુએ કરીને, તેણે બતાવેલી જગા જોવા લાગ્યો. ઘા જોતાંજ તેના શરીર ઉપરનાં રૂંવાટાં ઉભાં થયાં. તે કાંઈ છેક ન્હાનો નહોતો; પણ હવે તે રૂઝાવા આવ્યો હતો. વિનાયકે પૂછ્યું: "પત્રમાં તેં એ વાત કેમ લખી નહિ ?"

સરસ્વતી નીચું જોઇને બોલી: "ઘા રૂઝાવા આવ્યો હતો અને બહુ દુખતો પણ નહોતો, તેથી નહોતું લખ્યું."

"પણ લખ્યું હોત તો શું પાપ લાગત ?" વિનાયકે જરાક ખીજવાઇને પૂછ્યું.

સરસ્વતી ખિન્ન અંતઃકરણે બોલી: "મને એમ લાગ્યું કે કાગળમાં જો એ વાત લખું તો મારા કરતાં પણ તમને વધારે કષ્ટ થાય."

"આ શું ન્હાનો ઘા છે? તને એમ લાગ્યું કેમ ?"

પરંતુ આ ઉપર સરસ્વતીએ કંઇ પણ જવાબ આપ્યો નહિ. એ જોઇને વિનાયકે કહ્યું: "ઠીક, ત્યારે એ વાત રહેવા દે, પણ એની ઉપર કંઇ દવા લગાડી કે ?"

"વૈદે કંઇ મલમ આપ્યો હતો. તે લગાડયા પછી ઘા રૂઝાવા માંડયો," એટલું કહીને તે વિષય બદલવાના હેતુથી સરસ્વતીએ પૂછ્યું "સસરાજીને મળ્યા કે ?"

"નહિ, વૈદે ઉઠાડવાની ના કહી."

"તમે ઘેર આવ્યા એ સારૂં કર્યું. આ ત્રણ દિવસમાં તેમને બીલકુલ ઉંઘ આવી નથી. જરાક ઝોકું આવે કે તરતજ તમારા નામની બૂમ પાડીને જાગ્રત થઈ જાય."

"આ બધી હકીકત સાંભળીને તથા એમની સ્થિતિ જોઇને

અને એમને માટે ઘણીજ ફીકર થાય છે." બોલતાં બોલતાં વિનાયકનું મ્હોડું ઉતરી ગયું.

સરસ્વતીને અત્યાર સુધી એમ હતું કે આ સાધારણ તાવ છે. પણ વિનાયકનું બોલવું સાંભળીને તે ગભરાઇને બોલી: "અરે, શું! એમની માંદગી શું એટલી બધી ગંભીર છે?"

વિનાયક એક નિસાસો નાંખીને બોલ્યો: "વૈદ કહેતા હતા કે, હવે ગભરાવા જેવું નથી–"

"ઈશ્વર કરે ને વૈદનું બોલવું ખરૂં પડે! તમારૂં બોલવું સાંભળીને મારો જીવ ઉડી ગયો હતો."

"મોટાભાઇ અને ભાઇના તરફની કંઈ ખબર મળી કે?"

"હા, તેઓ હમણાં પોત પોતાને સાસરે છે. છોકરાંઓના ગયા પછીનું ઘર તદ્દન સુનું લાગે છે. ઘરમાં બીલકુલ ચેન પડતું નથી. ઘર જાણે ખાવા ધાય છે!"

"ઠીક, પણ તેં એક મોટો અપરાધ કર્યો છે!"

વિનાયકના આ અચાનક બોલવાથી સરસ્વતી બાવરી બની ગઇ. વિનાયકે જરાક હસીને કહ્યું. "તેં એક ઘણીજ આનંદદાયક વાત મારેથી છુપાવી છે? એવડો મોટો અપરાધ તેં કેમ કર્યો?"

સરસ્વતી તરતજ સમજી ગઇ કે શારદાના પત્રથી જયંતિલાલને અને પોતાના પતિને બને કેટલાક મહિના થયા છે તેની ખબર પડી હશે. તેથી તે શરમાઇ ગઇ. શરમને લીધે તેનાથી બોલાયું પણ નહિ, અને વિનાયકની સામા પણ જોવાયું નહિ. તે સ્થિર દષ્ટિએ પોતાના પગની સામા જોવા લાગી. આ જોઇને વિનાયક આશ્ચર્ય પામીને બોલ્યો: "આવી તે શરમ?"

આ સાંભળીને સરસ્વતી વધારે શરમાઇ. પરંતુ વિનાયકે તેને પાસે લઇને છાતી સરસી દાબી. કેટલીક વાર સુધી બંને આ અપૂર્વ પ્રેમ–આનન્દની લ્હેરોમાં તણાતાં મૌન રહ્યાં.

પછી પંડિતજીની તબિયતની બાબતમાં તેમણે કેટલીક વાર સુધી વાત કરી. પરન્તુ તે રાત્રે બેમાંથી એકેને ઉંઘ આવી નહિ.

## પ્રકરણ ૧૬ મું.

### મૃત્યુ શય્યા ઉપર.

વિનાયકે બીજે દિવસે સવારે ઉઠીને તરતજ બાપાજીના ઓરડામાં ગયો. પોતાના પિતૃભક્ત પુત્રને જોઇને મૃત્યુ શય્યા ઉપર પડેલા પંડિતજીના મનનું ઘણું સમાધાન થયું. તેમના સુકાયલા ચહેરા ઉપર પ્રસન્નતાની છાયા દેખાવા લાગી. " વિનાયક! આવ્યો કે ભાઈ, સારૂં કર્યું તું આવ્યો તે હું તારા આવવાની રાહજ જોતો હતો–" એમ કહીને તે અટકયા.

વિનાયક ભક્તિમય આંખે બાપની સામા જોવા લાગ્યો. પંડિતજીનું શરીર ધોળુ પુણી જેવું થયું હતું, આંખ ઉંડી ઉતરી હતી, શરીરમાં શક્તિ બીલકુલ નહોતી. એ જોઇને વિનાયકની આંખમાં પાણી ભરાયાં. તે બોલ્યો: " તમને રાત્રે બરોબર ઉંઘ આવી હોય એમ દેખાતું નથી. આંખ લાલ થઇ છે, અને મ્હોડું પણ તદ્દન સુકાયું છે—"

"વિનાયક, હવે આ જન્મમાં તો મને ઉંઘ બરોબર આવે એમ લાગતું નથી!"

બાપનું એવું બોલવું સાંભળીને તથા તેમની સ્થિતિ જોઇને વિનાયક ગભરાયો. તેની ધીરજ જતી રહી. એ જોઇને વૈદ તેને એક તરફ લઇ જઇને બોલ્યા: "માંદા માણસને મનની નીરાંત નહિ હોય તો ઉંઘ કેવી રીતે આવે? રાત દિવસ એ ચિંતાતુર રહે છે. એ ચિંતાના રોગ આગળ દવા તે શું આપું? હું તમને ખરૂં કહું છું કે એમને બરોબર ઉંઘ આવ્યા વગર કંઇ એમની તબિયત સુધરવાની નથી."

વિઠ્ઠલરાય અને ગોવિંદરાય એ બંનેને બાપ માંદા છે તેની ખબર પડી હતી. પણ તેમની ખબર લેવાને બંનેમાંથી એક પણ હજુ આવ્યા નહોતા. વિનાયકે આવતાં વારને તરતજ બાપાજીને મળવા આવવાને માટે પત્ર લખીને ભીખા સાથે મોકલ્યો હતો. વિઠ્ઠલરાયે પત્ર વાંચીને ફાડી નાંખ્યો, અને ગોવિંદરાયે તો પત્ર હાથમાં પણ લીધો નહિ. "અમારે તેનો પત્ર વાંચીને શું કામ છે?" એમ કહીને તેણે ભીખાને પાછો મોકલ્યો. વિનાયકના કહેવા પ્રમાણે ભીખાએ "બાપાજી બહુ માંદા છે. તેમને તાવ બીલકુલ ઉતરતો નથી. આ મંદવાડમાંથી તે ઉઠશે એમ લાગતું નથી, તમને મળવાને તેઓ ઘણાજ આતુર છે. તમે ગમે તેમ કરીને પણ એક વખત ત્યાં આવો તો સારૂં—" વીગેરે સમજાવીને કહ્યું. પરંતુ તે પાષાણ હૃદયના પુત્રોને તેનું કંઇજ લાગ્યું નહિ. ઉલટા, તે બિચારા નોકરને ગાળો દેવા લાગ્યા. ગોવિંદરાય તો ખીજવાઇને બોલ્યા: "તેનો વ્હાલો દીકરો તો ત્યાં તેની પાસેજ છે, પછી અમારી શું જરૂર છે, એમને?"

બાપાજીના આ મંદવાડમાંથી ઉઠવાની આશા નથી એ સાંભળીને વિઠ્ઠલરાયને અંદરથી જવાની મરજી થઈ. કારણકે તેને એવો વિચાર આવ્યો કે 'બાપાજીનું આ મંદવાડમાં જો મરણ થાય અને તે વખતે જો આપણે પાસે નહિ હોઈએ તો પૈસાની બાબતમાં આપણે ઘણુંજ મોટું નુકસાન થાય. પરંતુ જઈએ તો આપણી પ્રતિજ્ઞા ભાંગે, અને પ્રતિજ્ઞા ભાંગે એટલે મંગળા બીકણ કહીને મશ્કરી કરે,' એથી ત્યાં ગયો નહિ.

અહીંઆં બાપાજીની ગંભીર માંદગી જોઇને વિનાયકે જયંતિલાલને પત્ર લખ્યો. પારકા દુઃખથી દુઃખી થનારા જયંતિલાલ પત્ર પહોંચતાંજ ત્યાંથી નીકળીને આવ્યો. તેને જોતાંજ પંડિતજીને ઘણોજ આનંદ થયો.

એક દિવસે બપોરે તાવ અતિશય ભરાયો. પંડિતજી દુઃખથી તરફડવા લાગ્યા. વિનાયક અને જયંતિલાલ તેની પથારી આગળ એક બાજુએ બેઠા હતા. વૈદ બીજી બાજુએ બેઠા હતા. મણિલક્ષ્મી પાસેજ હતાં. બધાંનું અંતઃકરણ દુઃખથી વ્યાકુળ થયું હતું. વિનાયકે હાથમાં પંખો લઇને બાપને પવન નાંખવા માંડ્યો. એ જોઇને પંડિતજી બોલ્યાઃ "વિનાયક, એ પવનથી શું એ તાવ ઓછો થશે કે?–ભાઈ, મારા અંતઃકરણમાં આગ લાગી છે!"

વિનાયક કંઈજ બોલ્યો નહિ, આપણી તરફ કોઇનું ધ્યાન નથી, એ જોઇને ડાબે હાથે આંસુ લુંછવા લાગ્યો. જયંતિલાલે પંડિતજીને પૂછ્યુંઃ "તમારૂં એ દુઃખ દુર કરવાનો કંઈજ ઉપાય નથી કે?"

જનાર્દન પંડીત જરા હસવાં જેવું મ્હોડું કરીને બોલ્યા: "એ દુઃખ તો હવે મ્હારી પોતાની સાથેજ દૂર થશે!"

પછી કેટલીક વાર વિચાર કરીને વિનાયક અને જયંતિલાલને ઉદ્દેશીને ધીમા ધાંટે બોલ્યા: "ભાઇઓ, મ્હને હવે કંઈ મ્હારો ભરોંસો લાગતો નથી. મારી શક્તિ ધીરે ધીરે ઓછી થાય છે, પરંતુ મ્હારી આંખ મીચાતાં પહેલાં બધાંને એકઠાં જોવાની મ્હારી ઇચ્છા છે. ભીખો તેડવા ગયો પણ તેઓ આવ્યા નહિ. માટે વિનાયક, તુંજ જાતે જઇને એ લોકોને બોલાવી લાવ."

પંડિતજીનું આ બોલવું સાંભળીને બધાંની આંખમાં પાણી આવ્યાં. બાપાજીની છેવટની ઇચ્છા પૂર્ણ કરવાના હેતુથી વિનાયક વિઠ્ઠલરાય અને ગોવિંદરાયને સાસરે જવા તૈયાર થયો. બાપાજીની પાસેનો પૈસો બધો આપણને મળવાનો તે જતો રહેશે એમ લાગવાથી વિઠ્ઠલરાય કોઇના પણ તેડવા આવવાની રાહ જોતોજ હતો. વિનાયકને જોતાંજ કંઇ પણ આનાકાની નહિ કરતાં પોતાની બૈરી છોકરાંને લઇને તરતજ નીકળ્યો. ગોવિંદરાય પણ એ જોતાં તેવીજ રીતે નીકળ્યો. એ પ્રમાણે વિનાયક બધાંને લઇને ઘેર આવ્યો.

બધાં છોકરાંઓને આવેલાં સાંભળીને પંડિતજીના નિસ્તેજ મુખ ઉપર કાંઇક પ્રફુલ્લતાની છાયા દેખાવા માંડી, તેમણે બધાંને પોતાની પાસે બોલાવ્યા વિઠ્ઠલરાય અને ગોવિંદરાય બાપની પથારી પાસે આવીને બેઠા. બાપની આવી સ્થિતિ જોઇને બંનેએ આ માંદગીમાંથી ઉઠવાની આશા છોડી. પરંતુ એ બાબતનું કોઇને ખોટું લાગ્યું નહિ. ઉલટા હવે વિભક્ત થવાનો સુયોગ પાસે આવ્યો છે, અને હવે મરજીમાં આવે તેમ મઝા મારવાનું મળશે, એ વિચારમાં બંને તલ્લીન

થયા. મંગળા અને ગુલાબે એકવાર સસરાની સામાં જોયું નહિ જોયું કરીને ત્યાંથી ચાલ્યા ગયાં. અને પોત પોતાનો સામાન છોડીને તેને ઠેકાણે મુકવાનું તથા પથારી ગોદડાં વિગેરે ચીજો જોવાના ઉદ્યોગમાં લાગ્યાં. માધુ તથા કમળા વીગેરે છોકરાં દાદાજીની પથારી પાસે બેઠાં હતાં. પંડિતજીએ તેમની સામા પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોયું. જોતાંજ તેમની આંખમાં પાણી ભરાયાં. પોતાની આંખમાં પાણી કોઇ જોય નહિ તે જાણીને ઘણીજ મહેનતે ડાબો હાથ ઉંચો કરીને લુંછવા લાગ્યા. તેમને આનંદનો ઉભરો આવ્યો, અને વધારે દિવસ જીવાય તો સારૂં એમ પણ લાગવા માંડ્યું.

આ પ્રમાણે કેટલોક વખત વિત્યા પછી પંડિતજીએ પાછું એક વખત છોકરાં તરફ જોયું. છોકરાંઓનાં તે કુમળાં તથા નિર્દોષ મ્હોંડું જોઇને પહેલાંની બધી વાત ભૂલી ગયા. ઘણાજ પ્રેમથી માધુનો હાથ પોતાના હાથમાં લીધો, અને પૂછ્યું: "માધુ! ચોર, દાદીજીને એકલા મુકીને ક્યાં ચાલ્યો ગયો હતો?"

તોછડા શિક્ષણથી બગડેલા માધુએ તરતજ જવાબ આપ્યો: "અમે અહીંઆંથી ખુશીથી થોડાજ ગયેલા! નાનીકાકીની સાચી જુઠી વાતો સાંભળીને તમેજ અમને કાઢી મુકેલા કેની!"

પંડિતજીએ મ્હોંડું ફેરવ્યું. માધુનું મૂર્ખતાનું બોલવું તેમને ઝેર જેવું લાગ્યું. ફરીથી તેમની આંખમાં પાણી આવ્યાં. અને પોતાના હાથે તે લુંછી નાંખ્યાં. ઓઢવાનું માથા ઉપર લીધું અને મ્હોંડું છુપાવ્યું. ભવિષ્યની કુટુંબની સ્થિતિનો વિચાર મનમાં આવવાથી તેઓ વધારે દિલગીર થયા. કેટલીક વાર એનો વિચાર કર્યા પછી "ઇશ્વરની મરજી" એમ કહીને પોતાના મનનું સમાધાન

કરવા માંડયું. અને કમળાને બૂમ પાડીને કહ્યું: "કમળા, તું મને ચાહે છે કે નહિ ?"

"તમે ક્યાં અમને ચાહો છો ? અને દાદીમા પણ ક્યાં અમારા ઉપર હેત રાખે છે ?" કમળીએ મોટા માણસના જેવો ડોળ કરીને કહ્યું.

આટલી નખ જેવડી છોકરીના મ્હોડામાંથી આવા જવાબ મળશે, એમ પંડિતજીએ સ્વપ્ને પણ ધાર્યું નહોતું. તેમણે ખીજવાઇને ફરીથી મ્હોડું ફેરવ્યું. માબાપનાં મૂર્ખતાનાં શિક્ષણનાં બીજ છોકરાંના હૃદયમાં બરોબર રોપાયાં છે, તેથી છોકરાંઓ અગાડી સારાં નીકળવાના નથી એ તેઓ હવે સમજ્યા. છોકરાંનાં છોકરાં જોવાની એમની હોંસ પૂરી થઇ. છોકરાંઓ પણ ત્યાંથી જવાની ચળવળ કરવા લાગ્યાં. ન્હાનો નાનું કાકીને જોતાંજ તેની પાસે ગયો. એ જોઇને મંગળાએ આંખ ફેરવી. નાનું ઉપર તે બહુ ખીજવાઇ, અને લાગ આવે કે એના બરાબર હાડકાં ભાંગવાનો મનમાં વિચાર કરવા લાગી.

---

## પ્રકરણ ૧૭ મું.

### છેવટનો ઉપદેશ.

તે રાત્રિએ પંડિતજીને જરાક ઉંઘ આવી. બીજે દિવસે સવારે તેઓ રોજના કરતાં વધારે પ્રફુલ્લ દેખાવા લાગ્યા. એ જોઇને વિનાયક અને જયંતિલાલને ઘણોજ આનંદ થયો. પરંતુ બપોરે તાવ વધારે ભરાવા માંડયો. વૈદ પણ ગભરાયા, અને દવા આપવા માંડી.

પણ તાવ એકદમ વધારે સખ્ત ભરાયો. પંડિતજીની ખબર લેવા ગામનાં ઘણાં લોકો આવ્યાં હતાં. સર્વે જણ એમને વિષે સહાનુભૂતિ દર્શાવતા હતા. અને સહુય તેમના આરોગ્યની આશા રાખતા હતા. પંડિતજી બધાને આદરપૂર્વક પોતાની કૃતજ્ઞતા દર્શાવતા હતા. અને તેમની છેવટની રજા લેતા હતા. બધાંને તેમણે ગદગદિત વાણીએ કહ્યું: "મેં તમારા કોઇનો કાંઇ પણ અપરાધ કર્યો હોય, કોઇને ખોટું લાગે એમ હું કદિ બોલ્યો હોઉં, તો તે બધાનું મને ખુલ્લા મને ક્ષમા આપશો. હવે મારી અને તમારી આ છેવટનીજ મુલાકાત છે!"

પછી સાંજ પડવા માંડી હતી. સઘળા લોકો ઉઠીને જવા લાગ્યા. પંડિતજીનો અંતકાળ પાસે આવ્યો છે એમ સહુ સમજ્યા. બધા લોકો ઘણાજ દિલગીર જણાતા હતા. તેમના જેવા નિષ્કપટી અને સરળ સ્વભાવના માણસ મળવા મુસ્કેલ. કેટલાક તો પંડિતજીના અનેક સદ્‌ગુણ યાદ કરીને અશ્રુ ઢાળવા લાગ્યા.

સાંજ પડી ગઈ હતી. પંડિતજીની પથારી આગળ એક દીવો બળતો હતો. પંડિતજીની નાડી જોઇને વૈદનું મ્હોડું ઉતરેલું દેખાતું હતું. એટલામાં પંડિતજીએ ધીમા સ્વરે કહ્યું: "હવે નાડી શું કામ તપાસો છો?"

એ સાંભળીને વૈદે કહ્યું: "તમે ગભરાઓ નહિ. હજુ ગભરાવા જેવું કંઈ નથી. ઇશ્વરનું નામ દો—."

પંડિતજી પોતાની સ્થિતિ સમજતા હતા. તે બોલ્યા: "વૈદરાજ, એ તમે ઠીક કહ્યું. હવે મને પરમેશ્વરનું નામ સંભળાવો, અને દવા તમારી બંધ કરો—."

એમ કહીને તેમણે દવા લેવાનું બંધ કર્યું. વિનાયક અને જયંતિલાલ તેમને દવા લેવાને માટે આગ્રહ કરવા લાગ્યા. છેવટે એક મોટો નિસાસો નાંખીને પંડિતજી બોલ્યા: "મારા ઉપર તમારો પ્રેમ છે તેમાં તમે મારી સ્થિતિ બરોબર સમજતા નથી. હવે દવા મને કંઇજ અસર કરવાની નથી. તમે ઘણાં વર્ષ જીવો, અને ઇશ્વર તમારૂં સારૂં કરે–"

તેમનું આ બોલવું સાંભળીને મણિલક્ષ્મી રડવા લાગ્યાં. સરસ્વતી આંખ લુંછતાં લુંછતાં સાસુજીનું સાંત્વન કરવા લાગી. વિનાયક અને જયંતિલાલ ગભરાઇ ગયા હતા. વૈદે તે બંનેને બ્હાર લઇ જઇને ધીમે રહીને કહ્યું: "મને કાંઇ નાડી બરોબર લાગતી નથી. જરા સાવધ થાઓ. નકામી ચિંતા કરવાથી શું ફળ મળવાનું છે? ઇશ્વરાધીન સઘળી વાત છે."

વિનાયકને આથી જાણે મસ્તક ઉપર આકાશજ તુટી પડ્યું હોય નહિં એવું લાગ્યું. આંખમાંથી ઝર ઝર પાણી પડવા માંડ્યું. કમર ભાંગી ગઇ હોય તેમ તેને લાગ્યું ને એકદમ તે બેસી ગયો. જયંતિલાલે તેનો હાથ પકડ્યો, અને તેને ધીરજ આપવાને બોલ્યો: "વિનાયક, તું કંઇ ગાંડો થયો કે શું? તુંજ જો આમ કરીશ તો તારા બાપાજી વધારે ગભરાશે, માટે ધીરજ રાખ, અને મારી સાથે ચાલ, આપણે તેમની પાસે બેસીએ."

વિનાયક અને જયંતિલાલ પાછા પંડિતજીની પથારી આગળ આવીને બેઠા. વિનાયકનું ઉતરી ગયેલું મ્હોડું જોઇને પંડિતજી બોલ્યા: "ધીરજ રાખ, એમ ગભરા નહિ. જયંતિલાલ તારો મિત્ર છે. એને જોઇને મ્હને અતિશય આનંદ થાય છે. એના ઉપર તું વિશ્વાસ

રાખજે. તેની મરજી ઉપરાંત કાંઇ પણ કરતો નહિ. હવે તને વધારે શું કહું? તમે બંને મ્હારી પાસે આવો—."

બંનેની આંખમાં પાણી આવ્યાં. બંને પંડિતજીની પાસે જઇને બેઠા. મણિલક્ષ્મી અને સરસ્વતી પાસેજ હતાં, તેઓ નીચું મ્હોડું કરીને રડતાં હતાં. પંડિતજીએ જયંતિલાલનો હાથ પોતાના હાથમાં લીધો. અને બોલ્યાઃ "જયંતિલાલ, તુ અહીંઆ કેટલી અગવડ વેઠીને આવ્યો છે. આ વખતે તને આશિર્વાદ કરતાં વિશેષ આપવાનું મ્હારી પાસે કાંઇજ નથી. પરમેશ્વર તમને દીર્ઘાયુષ બક્ષે, અને તમારૂં હમેશ કલ્યાણ કરે—."

એમ કહીને પંડિતજીએ ઘણીજ મહેનતે પોતાનો હાથ જયંતિલાલને વાંસે ફેરવ્યો. જયંતિલાલે રડતાં રડતાં કહ્યું: "આપના આશિર્વાદથી અમારૂં કલ્યાણ જ થશે. આપને હું મારા પિતાજી પ્રમાણેજ માનું છું. આ વિનાયક મ્હારો સગો ભાઈ છે, એમજ જાણજો, અને તમે એની બીલકુલ ફિકર રાખશો નહિ."

પછી અગાડી કોઈનાથી કંઇજ બોલાયું નહિ. વિનાયક, સરસ્વતી, મણિલક્ષ્મી, કાશી વિગેરે આંખ ઉપર લુગડાંનો છેડો લઇને રડવા લાગ્યાં. એ જોઇને પંડિતજી દિલગીર થઇને બોલ્યાઃ "તમે રડો છો શું કામ? તમને રડતાં જોઇને મારા મનમાં કાંઇ કાંઇ થઇ જાય છે. જયંતિલાલ! તારા બોલવાથી મારા જીવને શાંતિ મળી. કેટલા બધા દિવસ થયાં મેં એવા મધુર શબ્દ સાંભળ્યા નહોતા? આજે મારૂં સઘળું કષ્ટ દૂર થયું."

પછી વિનાયક તરફ જોઇને કહ્યું: "વિનાયક, હમેશાં જયંતિલાલને સગા ભાઈના જેવો સમજજે. મ્હને લાગતું હતું કે તારા

નસીબમાં ભાઇનું સુખ નથી. પણ આજે તે ચિંતા દુર થઇ. ભાઇ, મ્હારા ઘરની આબરૂનો સઘળો આધાર તારા ઉપર છે, એ હમેશાં યાદ રાખજે, દેવસેવા, માતૃસેવા—"

બોલતાં બોલતાં તેમને ઝોખો આવી ગયો. તેઓ થોડી વાર અટકયા, અને ચોતરફ નજર ફેરવીને બોલ્યા: "સરસ્વતી, મ્હારા ઘરની લક્ષ્મી કયાં ગઇ? અહીંઆ છે કે? આવ બ્હેન, મ્હારી પાસે આવ! મારાથી તું શરમાય શું કામ?"

મણિલક્ષ્મીએ રડતાં રડતાં તેને પંડિતજીની પાસે જવા કહ્યું. સરસ્વતી છેવટે પથારી પાસે ગઇ. વિનાયક જરાક આઘો ખસ્યો. સરસ્વતીને પાસે આવેલી જોઇને પંડિતજી બોલ્યા: "બ્હેન! તુંજ મ્હારા ઘરની લક્ષ્મી છે! તારે લીધેજ મ્હારા ઘરની શોભા છે! તું હમેશાં સુખી રહે, પુત્રવાન થાય, અને તારૂં સૌભાગ્ય કાયમ રહો. એવો મ્હારો આશિર્વાદ છે. પણ મ્હારી એક વાત સાંભળ. આ તારી વૃદ્ધ સાસુની બરોબર સેવા કરજે. અને મ્હારા ઘરની આબરૂ રાખજે. એ બાબતની મને કબુલાત આપ."

સરસ્વતીએ સસરાના પગ ઉપર હાથ મુકયો. અને ડોકું નમાવીને કબુલાત દર્શાવી. પરંતુ તેથી પંડિતજીના મનનું સમાધાન થયું નહિ. તે બોલ્યા: "એમ ફક્ત ડોકું શું હલાવે છે? મારાથી પણ બોલતાં શરમાય છે? તું જવાબ દે કે સાસુને જૂદાં નહિં જ કરીશ કેની?"

શરમાળ સરસ્વતીએ રડતાં રડતાં કહ્યું: "નહિં—". કદિપ નહિં." એથી હવે પંડિતજીના મનનું સમાધાન થયું. તે બોલ્યા: "ઇશ્વર તારૂં કલ્યાણ કરો,—તને હમેશાં સુખી રાખો—" તેમનાથી

વધારે બોલાયું નહિ. સરસ્વતી પાછી સાસુ આગળ જઈને બેઠી.

આટલી વાર સુધી વિઠ્ઠલરાય, ગોવિંદરાય અગર તેમનાં બૈરી છોકરાંમાંનું કોઇ પણ પંડિતજીના ઓરડામાં આવ્યું નહોતું. બધાં પોત પોતાના ઓરડામાં નીરાંતે બેઠાં હતાં. છોકરાં દાદાજી પાસે જવાની જીદ કરતાં હતાં. પણ–"મુઆં બેસોની! બુમ (મરણની) પડતા સુધી જો જશો તો તમારી વાત તમે જાણવાં?" એમ ધમકાવીને મંગળાએ તેમને બેસાડી રાખ્યાં હતાં. પંડિતજી પોતાના બંને પુત્રો અને પૌત્રોને જોવાને અધીરા બન્યા હતા. અત્યાર સુધી તેઓ આવ્યા નહિ એ જોઇને છેવટે બોલ્યા: "અરે, શું મને મરતી વખતે પણ તે લોકો જોવા આવતા નથી?"

બોલતાં બોલતાં વૃદ્ધની આંખમાં પાણી આવ્યાં. એ જોઇને વિનાયક બધાંને બોલાવી લાવ્યો. પોતાના સઘળાં માણસો પોતાની આગળ ભેગાં થયેલાં જોઇને પંડિતજીના મનનું સમાધાન થયું. વિઠ્ઠલરાય અને ગોવિંદરાયને ઉદ્દેશીને તેઓ બોલ્યા: "ભાઇઓ, મ્હારી આ છેવટની ઘડી છે. હવે હું ઘણો વખત જીવું એમ લાગતું નથી. હવે હું તમને છેવટના બે બોલ કહું તે ધ્યાનમાં રાખજો. બધા હમેશાં સુખમાં અને આનંદમાં રહેજો. નીચ સ્વાર્થના લોભથી પોત પોતામાં નકામા લડતા નહિ. કોઈ પણ કોઇનો પીછો લેવાને તૈયાર થતા નહિ. પરમેશ્વર કદિ પણ ખોટું સહન કરવાનો નથી. આ જગતમાં શાશ્વત એવું કંઈ પણ નથી. જન્મ અને મૃત્યુની એકજ સુત્રથી ગાંઠ મારેલી છે—જન્મની સાથે મૃત્યુનો નિકટ સંબંધ છે. સંસાર એ મનુષ્યની પરીક્ષાનું ઠેકાણું છે. એ પરીક્ષાની કસોટીમાંથી આપણે કેટલા પાર ઉતરીએ છઇએ એ જોવાનેજ પરમેશ્વર આપ-

ણુને અહિંઆં મોકલે છે. મ્હારી પરીક્ષા પુરી થઇ. હું હવે ચાલ્યો–"

બોલતાં બોલતાં તેમની ઉંડી ગયેલી આંખમાં પાણી આવ્યાં. વૃદ્ધ પંડિતજીએ પોતાના હૃદયનો વેગ આવરીને ધીરે ધીરે અગાડી બોલવા માંડયું: "આજે હું જાઉં છું, તે પ્રમાણે બધાને એક દિવસ તે જગત્ પિતાની પાસે જવું પડશે. મનુષ્ય પ્રાણી એ વાત માયાના મોહને લીધે ભૂલી જાય છે. નહિં તો કોઇ પણ કોઇનું અનિષ્ટ કરવા ઇચ્છત નહિં અને પાપકર્મ તરફ કોઇની પણ પ્રવૃત્તિ થાત નહિં. અરે, આ સંસાર ક્ષણિક છે. અં–હં ! મ્હારી શક્તિ તદ્દન નષ્ટ થઈ ગઇ છે. મારાથી હવે વધારે બોલાતું નથી. મ્હારો વિનાયક તમારા કરતાં ન્હાનો છે. તેના ઉપર હેત રાખજો. બીજાનું કદાપિ અનિષ્ટ ઇચ્છશો નહિ. તેનાથી તમારૂં કદિ પણ કલ્યાણ થવાનું નથી, બીજાના ઉપર હમેશાં ઉપકાર કરતા રહેવું. નિદાન, કોઇ પણ વખત કોઇના ઉપર અપકાર કરવાના મોહમાં ફસાના નહિ. મંગળા, ગુલાબ, તમે પણ આ વાત ધ્યાનમાં રાખજો. અને બીજી વાત તમારાં ન્હાનાં અજ્ઞાન બાળકોને ખરાબ શિક્ષણ આપશો નહિં. નહિં તો તેમની સઘળી જીંદગીનો નાશ કરવા જેવું થશે, માબાપના દોષથી છોકરાં જુઠું બોલવામાં, ચોરી કરવામાં સ્વાર્થી બનવામાં, ગર્વિષ્ટ તેમજ ઇર્ષ્યાવાન બનવામાં, એટલુંજ નહિ પણ એકંદર દુર્ગુણોમાં પ્રવૃત્ત થાય છે. ન્હાનપણમાં બાળકો માબાપના સ્વભાવનું તથા આચાર વિચારનું આબેહૂબ અનુકરણ કરે છે. જેવો માબાપનો સ્વભાવ હશે, જેવા તેમના આચાર વિચાર હશે, તેવાજ સ્વભાવના અને તેવાજ આચાર વિચારના છોકરાં નીવડશે. આ બીજું ઘર ગડવુંજ રહ્યું છે. પેટીમાં પૈસા છે, તેમાંથી પહેલાં ઘર પૂરૂં કરી નાંખજો. તમારી માને

કદિ હેરાન કરતા નહિ, તેને સારી રીતે રાખજો. તેને દુઃખ દેશો તો ઈશ્વર તમને કદિ પણ સુખી રાખશે નહિ, અને તમારૂં કદિ પણ સારૂં કરશે નહિ, એ બરાબર યાદ રાખજો? હવે શું કહેવાનું બાકી છે? પરમેશ્વર તમને બધાંને દીર્ઘાયુષ બક્ષો, એની મ્હારી પ્રાર્થના છે. મ્હારી આંખે અંધારાં આવવા માંડયાં છે. કમળા, વિમળા, મણુ, અહિં આવો, મારી પાસે આવો–"

બધાં છોકરાંઓ દાદાજી પાસે ગયાં. મૃત્યુ શય્યાએ પડેલા પંડિતજીએ તેમને અનેક આશિર્વાદ આપ્યા અને કહ્યું: "છોકરાંઓ, લડાઇ તકરાર કરતાં નહિં, જુઠું બોલતાં નહિં, ચોરી કરતાં નહિં, જો આટલું મારૂં માનશો તો ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે. ઘરડાં થાઓ, જાઓ હવે–" બોલતાં બોલતાં પંડિતજીની વાચા બંધ થઇ અને ડોળા ફરકવા માંડયા.

રાતના બાર વાગ્યા હતા. બધે શાંતિ પ્રસરેલી હતી. પંડિતજીને શ્વાસ ચયો હતો; જીભ તોતડાતી હતી; ભાન જતું રહ્યું હતું, અને શરીરે પણ શરદી આવવા માંડી હતી. આ અવસ્થા જોઇને વિનાયક, જયંતિલાલ, મણિલક્ષ્મી, સરસ્વતી, કાશી અને ભીખો વીગેરે સર્વ રડવા લાગ્યાં. વિઠ્ઠલરાય અને ગોવિંદરાય આંખ આગળ ધોતીઆનો છેડો લઇને બેઠા. વૈદરાજે પંડિતજીને નીચે ઉતારવાનું કહ્યું. નીચે ઉતારતાંજ 'રા–મ' એટલાજ બે અક્ષર બોલ્યા. અને પળવારમાં તેમનો પ્રાણવાયુ નીકળી પ્રભુચરણમાં ચાલ્યો ગયો. ઘરમાં એકદમ બધાં રડી ઉઠયાં.

## પ્રકરણ ૧૮ મું.

### પેટીમાં શું હતું ?

પંડિતજીને દેવલોક પામ્યાને બે દિવસ થયા હતા. ગામમાં વૃદ્ધ વૃદ્ધ માણસો પંડિતજીના ઘરનાંને દિલાસો આપવા આવવા લાગ્યા. જે ઘણાજ પાસેના સગા હતા. તે પંડિતજીની ક્રિયા કરવાની બાબતમાં પોતપોતાના વિચાર દર્શાવવા લાગ્યા. વિઠ્ઠલરાયે સાસરેથા ઘેર આવતાંજ યુક્તિથી પેટીની કુંચી પોતાને હસ્તક કરી લીધી હતી. આટલા દિવસ તેણે એ બાબતની કોઇને ખબર આપી નહોતી. પરંતુ હવે તે અધીરો થયો હતો. ક્યારે એક વખત આ કુંચી બીજાને આપું એમ એને થયું હતું. ગયા બે દિવસમાં એવું કરવાનો બીલકુલ વખત મળ્યો નહિ. પરંતુ દાનધર્મ વિગેરે કરવાની વાત નીકળતાંજ વિઠ્ઠલરાયે કુંચી કાઢીને વિનાયકની આગળ મુકી. અને ગંભીર ચ્હેરે બોલ્યો:—“ભાઇ, થયું તે થયું, આપણે એનો કેટલોએ શોક કરીશું તોપણ કંઇ તેનો ઉપયોગ થવાનો નથી. હવે ધીમે ધીમે અગાડીનો વિચાર કરવો પડશે. બાપાજીની કુંચી બે દિવસ થયાં મ્હારી પાસે છે, તે તું રાખ શું શું છે તે આ ચાર લોકોની આગળ તપાસી જો નહિં તો અગાડી તકરાર કરવાનો વખત આવે!—અને શું છે તે સમજાય તો પછી દાનધર્મ શું કરવો તે પણ નક્કી કરાય.”

વિઠ્ઠલરાયનું આ બોલવું બધાને પસંદ પડયું. પરંતુ વિનાયક કોઇજ બોલ્યો નહિ, અગર કુંચી પણ લીધી નહિ. ધોતીયાંને છેડે પોતાથી આંખ લુંછવા લાગ્યો. એ જોઇને જયંતિલાલે વિઠ્ઠલરાયને

કહ્યું: "તમારી પાસેજ એ કુંચી હતીને? તમારે માટે તો કોઇને વહેમ નહિ આવે કેની?"

"નહિં! પણ તે કેમ કહેવાય! એ તો પૈસાની વાત, એટલે સાવધ રહેવું તે સારૂં. આપણે બધા એક વખત અંદર શું છે તે જોઇએ, પછી બધા કહેશે તો કુંચી હું મારી પાસે રાખીશ."

ત્યાં બધા સગા સંબંધી હતા. તેમના મનમાં પણ પંડિતજી પાસે સારૂં છે એમ આજ લગણ હતું. તેથી અનાયાસે એ જોવાનું મળતું હોવાથી તેઓ શું કામ ના કહે? બધાએ આગ્રહ કર્યો, એટલે ઉઠીને સર્વે જણા પંડિતજીના ઓરડામાં ગયા. ગોવિંદરાય હજી સુધી ઉંઘતા હતા. તેમને પણ ઉઠાડીને બોલાવ્યા. બધાના દેખતાં વિઠ્ઠલરાયે પેટી ઉઘાડી. તેનો હાથ થરથર ધ્રુજતો હતો. તેણે પેટી ઉઘાડતાંજ ગોવિંદરાય અગાડી આવ્યા, અને અંદરની કોથળી કાઢીને તે જમીન ઉપર ઠાલવીને રૂપીઆ ગણવા લાગ્યા. એ જોઇને જયંતિલાલ બોલ્યો: "પહેલાં એમાં હજાર હજારની નોટો કેટલી છે, તે જુઓ-".

હજાર રૂપિઆનું નામ નીકળતાંજ ગોવિંદરાયે પોતાના હાથમાંનું કામ બાજુએ મુકીને તે પેટીમાં હાથ નાંખ્યો; પરંતુ તેને કંઇજ જડયું નહિ. ત્યારે તે આશ્ચર્ય પામીને બોલ્યો: "કયાં, આ પેટીમાં? એમાં તો નોટ બોટ કાંઈ નથી?"

"નહિં શું? બરોબર જુઓ.—હોવીજ જોઇએ!" જયંતિલાલે જરાક જોરમાં કહ્યું.

"હવે શું વધારે જોઉં? કાગળીયાં શિવાય એમાં તો કંઇજ દેખાતું નથી."

જયંતિલાલ અને વિનાયક આશ્ચર્ય પામીને પેટી પાસે ગયા, અને અંદર જોયું તો કંઇજ દેખાયું નહિ. બંને એકેકની સામા જોવા લાગ્યા. જયંતિલાલ બોલ્યો: "આ તો નવાઇની વાત! તમારા મોટાભાઇ આવ્યા તેને આગલે દિવસેજ મેં આ પેટીમાં ત્રણ હજારની ત્રણ નોટ જોઇ હતી. તે રૂપિયા શું આ ત્રણ ચાર દિવસમાં ખર્ચાઇ જાય?"

"ત્યારે તે છે ક્યાં?"

"એ હું કેમ કહું? કદાચ કોઇએ ઉઠાવી લીધા હશે!"

આ પેટીમાંના પૈસાની વિનાયક અને જયંતિલાલને ખબર હશે, એમ વિઠ્ઠલરાયે ધાર્યું નહોતું. નહિં તો પેટીમાં શું છે તે જોવાની બધાના દેખતાં એટલી ઉતાવળ કરત નહિ. હવે તો તે ગભરાયા; પરંતુ પોતાની સ્થિતિ બીજાને જાણવા નહિ દેતાં તે મીજાજમાં બોલ્યા: "જોયું! જો વધારે દિવસ એવી રીતે મારી પાસે કુંચી રહેત તો બધાને મારા ઉપરજ વહેમ આવતને?"

તેના બોલવા તરફ બીલકુલ ધ્યાન નહિ આપતાં જયંતિલાલે વિનાયકને કહ્યું: "તારી કંઇ પણ ભૂલ થઇ હોવી જોઇએ. બીજી કોઇ પેટીમાં તો કદાચ પૈસા નહિ મુકયા હોય?"

"નહિ, નહિ, આજ પેટીમાં પૈસા હતા એમ મને બરોબર યાદ છે."

"પણ એકવાર બીજી પેટીમાં તો જો!"

વિનાયકે એક નિસાસો નાંખ્યો અને કહ્યું: "એ પેટીમાં તો લોકોના ગીરે મુકેલા દાગીના, દસ્તાવેજો અને બીજી પરચુરણ ચીજો છે. રોકડ તો બધું આમાંજ હતું. ત્રણ ચાર દિવસમાં તે કંઇ હું

ભૂલી જાઉં? જોઈએ તો તે પેટી ઉઘાડો, એટલે તમારી ખાત્રી થશે."

ગોવિંદરાયે તરતજ તે બીજી પેટી ઉઘાડી. બધા અધીરા બનીને જોવા લાગ્યા. પરંતુ અંદર શું હતું? પૈસા તો એ પેટીમાં બીલકુલ નહોતા. પરંતુ દાગીના, દસ્તાવેજો વીગેરેનો પણ પત્તો નહિ! એ જોઇને વિનાયકની કમર ભાગી ગઇ! તે તરતજ નીચે બેઠો, અને કપાળે હાથ દઇને બોલ્યો: "આ તો અમને બધાને કોઇએ ખરેખર નવડાવ્યા! આ પેટીમાં તો કંઇ પણ રહ્યું નથી! અમે નિર્ધન થયા, તેનું મને કંઇ લાગતું નથી. પણ લોકોના ગીરે મુકેલાં દાગીના હતા તે તો જોઇએજ!—એનો તો એ લોકોને જવાબ દેવા પડશે."

બધા લોકો સ્તબ્ધ હતા. ગયા એક બે દિવસમાં ચોરી થઇ હોવી જોઇએ, એમ બધાએ નક્કી કર્યું. પંડિતજીને ઘેર ચોરી થયા-ની ખબર આખા ગામમાં પસરી. ઘેરેઘેર લોકો એજ વાતો કરવા લાગ્યા. જે તે આશ્ચર્યથી કહેવા લાગ્યા, કે "આવું તો આપણે ક્યાંય પણ જોયું નહોતું! અરે, પેટીના તાળાં બરોબર બંધ અને અંદરનો માલ પસાર! એ તો નવાઇની વાત! ચોરને ફરીથી તાળાં દેવાની શું જરૂર? અને જો તેણે નગદ માલ લીધો તો પછી દસ્તા-વેજ પણ શું કામ લઇ જાય!" આના જવાબમાં કેટલાક કહે કે "અરે, તે કાંઇ બીજું નહિ, પણ એ તો ભીખાનુંજ કામ હોવું જોઇએ!" આ ઉપર કેટલાક કહે કે "એમ તે હોય? ભીખો તો પંડિતજીને ત્યાં આજ કેટલાંય વર્ષ થયાં છે. અને પંડિતજીનો તેના ઉપર ઘણોજ વિશ્વાસ હતો. તે કંઇ એવું કરે નહિ. અને તે બિચા-

રાને તે કુંચી જડે પણ ક્યાંથી ?" તે જો ચોર હોત તો આટલાં વર્ષ પંડિતજીને ઘેર ટકતજ નહિ."

લોકોનું આવું બોલવું સાંભળીને વિઠ્ઠલરાય ગભરાતો હતો. બીજા કોઈના ધ્યાનમાં આવ્યું નહિ પણ વિઠ્ઠલરાયનુંજ એ કામ હોવું જોઇએ એમ જયંતિલાલે તો ચોરી થયાનું બહાર પડ્યું, તે વખતથીજ ધાર્યું હતું. અને તેથી વિઠ્ઠલરાયની હીલચાલ ઉપર તેણે બારીક નજર પણ રાખી હતી. અને વિઠ્ઠલરાયની એ બાબતમાં કેટલીક વ્હેમ પડતી હીલચાલ નજરમાં આવવાથી તેનો સંશય દૃઢ થયો હતો. આ વાતનો પોતાના મન સાથે પાકો વિચાર કરીને છેવટે વિનાયકને તેણે પોતાની પાસે બોલાવ્યો. અને તેના કાનમાં કહ્યું: "વિનાયક, કોઇ ગમે તેમ કહે, પણ મને તો તારા મોટાભાઇનોજ એ કામમાં હાથ હોય એમ લાગે છે. તું તેમની તરફ જરા બારીક નજરે જો એટલે હું શા ઉપરથી કહું છું તે તને જણાશે."

"ઈશ્વર જાણે!" વિનાયકે ફક્ત એટલુંજ કહ્યું. પરંતુ ધીમે ધીમે તેને પણ તેમ સંશય આવવા માંડયો.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### વિઠ્ઠલરાય ગભરાયા!

પંડિતજીના મૃત્યુની દુઃખદાયક ખબરની સાથેજ એમને ઘેર ચોરી થયાની ખબર પણ ચોતરફ પસરી. કોઈ કહે-'પંડિતજીના

ઘરમાં ચોરે ખાતર પાડ્યું. કોઇ કહે–'ચોર હાથમાં બંદૂક, તલવાર વીગેરે હથીયાર લઇને આવ્યા હતા. પાંચ છ મશાલ લઇને આવ્યા હતા. ચોરે કુહાડી વતી આગળનું બારણું ભાગ્યું, અને અંદર ઘુસીને સઘળું લુંટી ગયા. દશ હજાર રૂપિઆ તો રોકડા હતા. શિવાય સોના ચાંદીના દાગીના કેટલાં ગયાં તે કહેવાય નહિ!' કોઇ કોઇ તો એમ પણ કહેવા લાગ્યા કે–'ચોરોએ ઘરનાં માણસોને પણ માર્યાં!' એમ એકેકથી વિશેષ અનેક વાતો થવા માંડી.

હવે આગળ શું કરવું, તે વિનાયકને કંઇજ સુઝતું નહોતું. પોલીસને આ બાબતની ખબર આપવી કે નહિ તે પણ નક્કી થાય નહિ. પોલીસમાં ખબર આપીએ અને તેણે જો ચોર પકડ્યો તો આપણા ઘરની આબરૂ જાય અને આપણો ભાઇ કેદમાં જાય, એની બીક લાગી. જો પોલીસમાં ખબર નહિ આપીએ, અને નિરાંતે બેસીએ, તોપણ એની મેળે એ વાત પોલીસને ખબર પડયા વગર રહેવાની નથી. તથા લોકોના ગીરે મુકેલા દાગીનાનું શું કરવું તેની પણ ફીકર હતી. વિનાયકને આથી કંઇજ સુઝે નહિ. છેવટે બધાનો મત લઇને જયંતિલાલે એમ નક્કી કર્યું કે, એકંદર જે હકીકત બની છે તેની ફક્ત પોલીસમાં ખબર આપવી. પરંતુ વિઠ્ઠલરાયે કાંઇ એ બાબતમાં હા કહી નહિ. તે બોલ્યા: "પોલીસને ખબર આપ્યાથી શું થવાનું છે? આપણેજ બરાબર તપાસ કરીશું એટલે જડશે. પોલીસ આવીને નકામા ઘરનાંને હેરાન કરશે, અને ફાયદો બીલકુલ થવાનો નથી!"

બોલતાં બોલતાં વિઠ્ઠલરાયનું મ્હોડું કાળા ઠીકરા જેવું થયું. જયંતિલાલ અને વિનાયક એ બંનેની નજરમાં તે આવ્યું. અને

વિઠ્ઠલરાય વિષેનો તેમનો સંશય વધારે દૃઢ થયો. તેના આવા વર્તનથી તે બંનેને તેના ઉપર તિરસ્કાર આવ્યો, અને એવા માણસને બરોબર શિક્ષા થવી જોઇએ, એમ તેઓનું મન તેમને કહેવા લાગ્યું.

છેવટે પોલીસમાં ચોરી થયા વિષેની ખબર આપવામાં આવી, પણ તે પહેલાંજ પોલીસને એ વાતની ખબર પડી હતી. પંડિતજીને ઘેર દશ હજારની ચોરી થઇ એમ ગામના પોલીસે કયારનોજ રીપોર્ટ પોતાના ફોજદારને કર્યો હતો. પંડિતજી પૈસાવાળા છે, એમ ગામમાં જાણીતું હતું. તેથી ફોજદારને પણ એ વાત અસંભવનીય લાગી નહિ. તેથી તેણે જાતે જઇને તપાસ કરવો, એમ નક્કી કર્યું. કર્મધર્મ સંજોગે પોલીસ સુપરિન્ટેન્ડન્ટ (ખાતાના મુખ્ય અમલદાર) મિ. બ્રાઇટ સાહેબનો મુકામ તે વખતે પાસેના ગામમાંજ હતો. અને દેશી લોકો સાથે હળીમળીને ચાલવાની તેમને ઘણીજ હોંસ હતી. પંડિતજીના ગામથી તેમનો મુકામ ઘણો દૂર નહોતો. સાહેબને કાને આ ખબર જતાંજ તેઓ તરતજ ઘોડા ઉપર બેસીને નીકળી પડયા. કાળા ડગલાનું મોટું લશ્કર પણ તેમની પાછળ ચાલતું હતું. ગામડાના લોકોને સાહેબ એટલે જાણે એક અપૂર્વ ચીજ હોય એમ લાગતું હતું. તેથી પંડિતજીના ગામમાં બ્રાઇટ સાહેબ કાળા લશ્કર સાથે આવતાંજ ગામમાં કોલાહલ થઇ રહ્યો. લડાઇ ઉપર લોકોને પકડીને મોકલવાને સાહેબ આવ્યા છે, એમ પણ કેટલાકે ગપ મારી!—પછી પૂછવું શું? જ્યાંને ત્યાં દોડાદોડ અને નાસાનાસ શરૂ થઇ. કેટલાક તો બારણા બંધ કરીને ઘરમાં પેઠા!

આશરે દશ વાગે સાહેબ પંડિતજીના ઘર આગળ આવ્યા. આ ખબર મળતાંજ જયંતિલાલ અને વિનાયક ઘરમાંથી બ્હાર

આવ્યા. વિઠ્ઠલરાયની તો કાછડીજ છુટી ગઇ! અગાડીથીજ માંહો-માંહ મળી જઇને નીવેડો લાવવો એમ એમણે નક્કી કર્યું. કારણકે પોલીસ એટલે શું, તેની એને થોડી ઘણી ખબર હતી. અને ગમે તે કારણે કહો, પણ બધાને મારા ઉપરજ સંશય છે, એમ તેઓ સમજ્યા હતા. એટલામાં ગોવિંદરાય પણ મોટાભાઇની સામે થયો, અને વખત આવે તેની વિરૂદ્ધ પણ સાક્ષી આપવા તૈયાર થયો. એ જોતાંજ વિઠ્ઠલરાય વધારે ગભરાયો અને ગમે તેમ કરીને પણ ગોવિંદરાયને પોતાની બાજુએ લેવાને ખટપટ કરવા લાગ્યો. બહાર પોલીસનાં માણસો આવ્યા છે, એમ જાણતાં જ, એકદમ ગોવિંદરાયને બુમ પાડીને તેણે પોતાના ઓરડામાં બોલાવ્યો; અને ધ્રુજતે ઘાટે કહ્યું: "ગોવિંદ, અરે, તું પણ એ લોકોની સાથે કેમ ગાંડો થયો? તને મુકીને મેં હજુ સુધી કંઇપણ કર્યું છે કે? મેં હમણાં પણ જે કર્યું છે તે ફક્ત આપણા બંનેના સારાને માટે જ કર્યું છે. સમજ્યો કે? એમ ગાંડો બનતો નહિ. બાપાજીએ આપણને નહિ જણાવતાં વિનાયકને કેટલા પૈસા આપ્યા છે, તેની ક્યાં તને ખબર છે? મેં જે કંઇ સંતાડયું છે, તેમાંથી પણ તારે આમ ગરબડ કરીને તેને ભોગ આપવો છે કે શું? આ ધમાલ એક વખત શાંત થાય એટલે તું અને હું સરખે ભાગે છાનામાના વહેંચી લઇશું. તું હવે તેમની સાથે ગાંડાની માફક નાસતો નહિં. મને તેં હજુ સુધી ઓળખ્યો નથી?"

"પણ તમે મને એ વાત પહેલેથી કેમ નહિં કહી? જો કહી હોત તો આટલી ગરબડ થવાજ દીધી નહોત. ઠીક, પણ એકંદર રૂપિઆ કેટલા છે?" ગોવિંદરાયે હસતાં હસતાં કહ્યું.

"તે હું તને પછી કહીશ. મારા ઉપર તને વિશ્વાસ તો છે

ને ? હવે એવી ગરબડમાં પડતો નહિ. નહિં તો નકામો બીજાને સંકટમાં આવશે. " એમ કહીને વિઠ્ઠલરાયે ગોવિંદરાયને ઉઠાવ્યો!

મૂર્ખ અક્કલ વગરનો ગોવિંદરાય આ પ્રમાણે મોટાભાઇના સંકટમાં સામીલ થયો. વિઠ્ઠલરાયને ખાત્રી હતી કે, વિનાયક અને જયંતિલાલ એ બંને ઘણાજ સુશીલ અને સજજન માણસ છે. મ્હોંડે મને તેમ બબડશે, પણ મને વિપત્તિમાં નાંખવાને તે કદિપણ તૈયાર થવાના નથી. એ ભરોસા ઉપર તે નીરાંતે બેઠો. અને હવે દટાવેલા પૈસાનું તથા દાગીનાનું કોઇને પણ જણાવવું નહિં એવો એણે નિશ્ચય કર્યો.

---

## પ્રકરણ ૨૦ મું.

### બ્હાદર સાહેબ.

લશ્કરમાં લઇ જવાને માણસોની પકડાપકડી તો કાંઇ થઇ નહિં અને બધું શાંત રહ્યું. એટલે લોકોને હિંમત આવી અને થોડા વખતમાં સાહેબને જોવાને ગામનાં માણસો તથા છોકરાંઓ પંડિતજીના ઘર આગળ ભેગાં થયાં. બ્હાદર સાહેબને એથી બીલકુલ ગુસ્સો આવ્યો નહિ. ઉલટા, આ લોકો કેમ ભેગા થયા છે, એમ ફોજદારને પૂછવા લાગ્યા. " સાહેબ, ફક્ત આપને જોવાને ?" એમ ફોજદારે અદબથી જવાબ આપતાંજ સાહેબ ખુશ થયા.

આ બધી વાત અંગ્રેજીમાં થતી હતી. એટલે ભેગા થયેલા લોકોમાંનું કોઇપણ સમજ્યું નહોતું. તેઓ ફક્ત સાહેબના મ્હોડા સામા જોતાં ઉભા હતા. પછી ચોરીની વાત કાઢીને "ક્યાં ચોરી થઇ ?–કેમ થઇ ? કેટલો માલ ગયો ?" વિગેરે સાહેબ જયંતિલાલને પૂછવા લાગ્યા. એ જોઇને જયંતિલાલ વિનાયકની સામે આંગળી કરીને બોલ્યોઃ "એમને ઘેર ચોરી થઇ. તેથી એજ તેમને બધી હકીકત કહેશે. આ કંઇ મારૂં ઘર નથી. હું તો અચાનકજ અહીંઆ આવ્યો છઉં."

વિનાયક જરાક આગળ ખસીને સાહેબની સામો આવ્યો. બ્હાદુર સાહેબે એકવાર ફરીથી જયંતિલાલને પૂછ્યુંઃ "તમે આ ગામમાં રહેતા નથી એમ કહો છો, ત્યારે તમારૂં ઘર ક્યાં છે ?"

જયંતિલાલે પોતાના બાપનું નામ, ગામ વિગેરે બધી હકીકત સાહેબને કહી. તે સાંભળીને ઘણોજ આશ્ચર્ય પામીને સાહેબ બોલ્યાઃ "શું તમે હિંમતલાલ દેસાઇના પુત્ર ? વાહ ! તમને જોઇને મ્હને ઘણોજ આનંદ થયો. હિંમતલાલ ખાનદેશમાં હતા, ત્યારથીજ મ્હારે એમની સાથે દોસ્તી થઇ હતી. હું તમારે ત્યાં ઘણું ખરૂં આવતો હતો. તમે તે વખતે ઘણાજ ન્હાના હતા."

એમ કહીને તેણે જયંતિલાલનો હાથ પકડીને પોતાની પાસે બેસાડ્યા. તેમના ઘરનાંની ખુશ ખબર પુછી, અને છેવટે વિનાયકની સાથે એને કેવો સંબંધ છે તે પણ જાણી લીધું. એ પ્રમાણે બ્હાદુર સાહેબે વિનાયક તથા જયંતિલાલની સાથે ઘણીવાર સુધી વાતો કરી. અંગ્રેજી સારૂં બોલવાને માટે તે બંનેની ઘણીજ પ્રશંસા કરી.

પછી વિનાયકના પિતૃવિયોગના દુઃખને માટે પોતાની અત્યંત સહાનુભૂતિ દર્શાવીને તેણે ફરીથી ચોરીની વાત કાઢી.

વિનાયકે કહ્યું: "પિતાજીનું મૃત્યુ થયાને બે દિવસ પણ થયા નહોતા, ત્યારે એ વાત બની, એટલે તેમની પાસે શું હતું તેની પણ મ્હને બરોબર ખબર નથી. તેથી રોકડા રૂપિઆ કેટલા હતા, દાગીના શું શું હતા, તેમાંથી ચોરાયા કેટલા, અને રહ્યા કેટલા તે મારાથી ખાત્રીપૂર્વક કહી શકાય નહિં. અને એટલાજ કારણથી હું ચોરીની ફરિયાદ હમણાં કરવા ઇચ્છતો નથી. પછી વખત આવે જોઇ લઇશ."

આ સાંભળીને બ્હાદુર સાહેબ હસ્યા, અને બોલ્યા: "સમજ્યો ? તમારા મનમાં એ વાત દબાવી દેવાની છે. તમારા સગામાંનું જ કોઇનું એ કામ છે કે શું ? માંડીવાળો ત્યારે તમે જ્યારે ફરિયાદ કરવા ઇચ્છતા નથી, ત્યારે હું પણ એ બાબતમાં કાંઇ કરવાનો નથી. તમારી સાથે ઓળખાણ થવાથી મ્હને ઘણોજ આનંદ થયો છે. પરંતુ તમને જો એ કામમાં કોઇનો પણ સંશય આવતો હોય તો તે મને બેલાશક કહો. તમને એમાં બીલકુલ ત્રાસ પડવાનો નથી. તમે એમાં બેફીકર રહેજો.

વિનાયક અત્યંત સરળ અને સત્યપ્રિય હતો. પરંતુ તે તેટલોજ માયાળુ હતો. વિઠ્ઠલરાયે જે તેને માટે તર્ક કર્યો હતો તે કંઇ ખોટો નહોતો. પૈસાને ખાતર મોટાભાઇને વિપત્તિમાં નાંખવાનું તેને ઠીક લાગ્યું નહિ. તેથી તેણે કહ્યું: "સાહેબ, તમે ઘણાજ ઉદાર માણસ છો. તમારાથી કાંઇ હું છુંપું રાખવા માંગતો નથી. મને એક મનુષ્ય ઉપર સંશય આવે છે હસે, પણ ફક્ત સંશય ઉપરથી એકાદ માણસને સંકટમાં નાંખવાનું મ્હને ઠીક લાગતું નથી."

"તમારા આ સરળ ભાષણથી મ્હને ઘણોજ સંતોષ થયો. હું તમને નકામો આગ્રહ કરવા માંગતો નથી. અગાડી જરૂર પડે તો મ્હને ખબર આપજો. મારાથી બનશે તેટલું તમારે માટે કરવાને હું કદિ પણ પાછી પાની કરીશ નહિ."

એમ કહીને તેમની આગળ ધરેલા ઉપાહારનો કાંઇક ઉપયોગ કરીને સાહેબ પાછા જવા નીકળ્યા. જતી વખત જયંતિલાલ અને વિનાયકને કહ્યું: "તમારી સાથે પરિચય થવાથી મ્હને અતિશય આનંદ થયો. તમે જ્યારે અમારા "હેડક્વોર્ટર" (જિલ્લાના મુખ્ય ગામ) માં આવો ત્યારે મળ્યા વગર રહેતા નહિ. મારાથી બનતી મદદ હું તમારે માટે ખુશીથી કરીશ."

સાહેબની સાથે પોલીસનું લશ્કર પણ ગયું. છેક ખાલી હાથે પાછા જવાનો વખત આવશે એમ તેમણે ધાર્યું નહોતું. સાહેબ જાતે તપાસ કરવા આવેલા, અને સાથે કાળું લશ્કર પણ આવેલું, પણ કોઇને પણ પકડીને ચોકી ઉપર લઇ જવામાં આવ્યું નહિ, કોઇને પણ બેડીની બક્ષીસ મળી નહિ, કોઇને પણ ચતુર્ભૂજ કરીને સાથે લીધો નહિ,—એ જોઇને ગામના લોકોને અતિશય નવાઈ લાગી કેટલાકને તો એને માટે ખોટું પણ લાગ્યું. સાહેબે આટલી વાર સુધી શું શું વાતો કરી એ બાબતનું જયંતિલાલ અને વિનાયકને બધા પૂછવા લાગ્યા.

# પ્રકરણ ૨૧ મું.

## જયંતિલાલ અને શારદા.

વિનાયકના ગામમાંજ પણ તેના ઘરથી થોડે દૂર જયંતિલાલના સસરાનું ઘર હતું તે વાંચકોના ધ્યાનમાં હશે જ, જયંતિલાલની પત્ની શારદાએ વિનાયકના સગામાંની છે એમ પણ પાછળ કહ્યું છે. શારદાના બાપ ગોપાળરાય એ પહેલાં શ્રીમંત હતા. પણ વચમાં વેપારમાં મોટો ધક્કો વાગવાથી તેમની આબરૂ જવાનો પણ વખત આવ્યો હતો. તેમનો સ્વભાવ સત્યપ્રિય અને નિસ્પૃહી હતો. પોતાને ખાતર બીજા કોઇનું એક પાઇનું પણ નુકસાન થવા દીધું નહિ. ઘરમાં જે કંઇ હશે તે સઘળું કાઢી નાંખીને લોકોનું દેવું પતાવ્યું. છેવટે જે કંઇ રહ્યું સહ્યું હશે તે બધું વેચીને પોતાની છોકરી શારદાને સારે ઠેકાણે પરણાવી. એ ખર્ચથી તેમની સ્થિતિ વળી વધારે ખરાબ થઇ ગઇ હતી. જેમ તેમ કરીને તે પોતાનું ઘર ચલાવતા હતા. આવક બીલકુલ નહિ, એવી સ્થિતિમાં આબરૂમાં રહેવું કેટલું મુશ્કેલ છે તે કહેવાની જરૂર નથી. તેમાં પણ ગોપાળરાય કોઇની પાસે કાંઇ માગવું એ મૃત્યુ સમાન સમજતા હતા. નહિં તો પોતાના મિત્રોની સહાયથી તેમણે પોતાનો ધંધો ચલાવીને ગયેલી ખોટ પુરી કરી હોત. એમના વહેવાઇ, જયંતિલાલના બાપ પણ કંઇ ઓછા શ્રીમંત નહોતા. પરંતુ માંગવાનું મૃત્યુ તુલ્ય દુઃખ માનનારા ગોપાળરાયથી એ વાત બને કેમ ? દૈવગતિથી આવી પડેલી સ્થિતિમાં તે મન દૃઢ કરીને જેમ તેમ દિવસ પસાર કરતા હતા.

આવી સ્થિતિમાં ખુદ પોતાના જમાઇને પણ તેણે પોતાને ઘેર બોલાવ્યો નહોતો. જમાઇને પોતાને ઘેર બે દિવસ રાખવાની, તેનો આદર સતકાર કરવાની શારદાની માને ઘણીજ હોંસ હતી. અને તેથી તે ગોપાળરાયને એ બાબતને માટે રોજ કહેતી. પરંતુ ગોપાળરાયે તે બાબતમાં જરા પણ ધ્યાન આપ્યું નહોતું.

પણ હવે પંડિતજીને ઘેર જમાઇ આવ્યો છે, તેથી તેને એક દિવસ પણ બોલાવવાને માટે શારદાની મા ગોપાળરાયને આગ્રહ કરવા લાગી. ગામમાં જમાઇ આવેલો હોવાથી ગોપાળરાયથી પણ ના પડાઇ નહિ. તેથી તેઓ પંડિતજીને ઘેર ગયા હતા, ત્યારે તેણે જયંતિલાલ આગળ એ વાત કહાડી. તેણે જો એ વાત કાઢી ન હોત તોપણ જયંતિલાલ આ વખતે પોતાની મેળે સાસરે જાત. જયંતિલાલને સસરાના આમંત્રણની અગર આગ્રહની બીલકુલ જરૂર નહોતી. તેમાં આ વખતે તો ખાસ નહોતીજ. કારણકે તેની પ્રિય પત્ની શારદા આ વખતે પિયર હતી તેથી અનાયાસે સસરાએ એ વાત કાઢતાંજ વિનાયકને પૂછીને ઘણાજ આનંદથી તેમની સાથે જવાને તૈયાર થયો.

જમાઇના આગમનથી ગોપાળરાયને ઘેર આજે આનંદ પ્રવર્તીયો છે. શારદાનાં ન્હાના ભાંડુઓ પણ બનેવી આવ્યાથી ખુશીમાં નાચતાં હતાં. સાસુજીએ રસોઇમાં ધાંધલ મચાવી મુકી હતી. જમાઇને માટે શું કરૂં ને શું નહિ કરૂં, એમ તેને થયું હતું. શારદાના આનંદનું તો પૂછોજ નહિ. !

સસરાના આદરસત્કારથી જયંતિલાલ અત્યંત ખુશ થયા. આજ સુધી આપણો આટલો આદરસત્કાર ક્યાંય પણ થયો નહોતો,

એમ એને લાગ્યું. જમ્યા પછી સસરા સાથે આમ તેમની વાતો કરીને સુવાના ઓરડામાં ગયો. એક મોટા ઓરડામાં પલંગ ઉપર સુંદર પથારી પાથરી હતી. જયંતિલાલ તે પથારી ઉપર પડીને ઉત્સુકતાથી પોતાની પત્નીની વાટ જોવા લાગ્યો. શારદા પણ પોતાનું કામકાજ પતાવીને તરતજ ત્યાં આવી. અને હસીને બોલી: "અહાહા, આજનો દિવસ ઘણોજ ભાગ્યશાળી ગણાય."

"પત્નીનું એ વિનોદમય મધુર ભાષણથી જયંતિલાલને આનંદ થયો. અને બોલ્યા: "કેમ, શાથી એટલો ભાગ્યશાળી દિવસ ગણાય?"

"વાહ! શાથી કરીને શું પૂછો છો? અમાસને દિવસે પૂર્ણચંદ્રનો ઉદય થયો—નિર્ધનને ઘેર ધન આવ્યું—રંકને ત્યાં રાજા—!"

"વાહવા! તું જો હજુ વધારે પિયેર રહે તો મ્હને લાગે છે કે તું કવિજ બને!"

શારદા મધુર હાસ્ય કરીને બોલી: "વધારે દિવસનું શું કામ! હમણાં પણ ક્યાં મને કવિતા કરતાં નથી આવડતી? તમારી પાસેથી મ્હને શિક્ષણજ તેનું મળ્યું છે ને? ચંદ્રોદય થતાં સમુદ્ર જેમ આનંદથી ઉછળવા માંડે, તેમ તમારા દર્શનથી મારી કવિત્વ શક્તિને, મારા આનંદથી સ્ફુરણ ચઢે છે."

"હેં! ત્યારે હવે એમ કરો; ફુરસદની વખતે નકામા બેસી રહેવા કરતાં એક નિશાળ ઉઘાડો."

"ઘણી સારી વાત કહી! તમારા જેવા જો નિશાળિયા મળે તો આ ઘડીએજ નિશાળ ઉઘાડું!"

"પણ તેને શીખવીશ શું?"

"શું એટલે? દુનીયાદારીને લગતી જરૂરની વાતો, એટલે પુર-

ષોની પેઠે સ્ત્રીઓને પણ સુખ દુઃખ હોય છે. એ પહેલી વાત! પુરૂષોના ધ્યાનમાં એ વાત કેમે કરીને આવતીજ નથી એ બીજી વાત!"

શારદાને પોતાની પાસે લઇને જયંતિલાલે પૂછ્યું: "આજે તો કંઇ નવી નવી વાતોજ કરવા માંડી છે. આજે છે શું?"

"આજે બધુંજ નવું છે! પછી વાત કેમ નવી ન હોય? તમને બહુ દુઃખ થતું હશે! ખરૂં કેની?"

"હા, રાણીસાહેબના આગમનથી ઘણુંજ દુઃખ થયું. મને એમ લાગતું હતું કે આજે આપનું આગમન થશે નહિ, તમારી કંઇ આવવાની બહુ મરજી દેખાતી નથી–"

"મારે માટે તો તમને ઉંઘ પણ આવી નહિ હોય!"

"હા, એ કંઇ તદ્દન ખોટું નથી!"

"એ કંઇ કહેવાની જરૂર નથી તમને વિનાયકભાઇને ત્યાં આવ્યાને કેટલા દિવસ થયા, પણ એક વખત પણ અહીંઆ આવવાનું મન થયું છે કે? એ તો બાપાજી જો આજે તમને બોલાવવા આવ્યા ન હોત તો તમે બારોબારજ ચાલ્યા જાત, ખરૂં ને?"

જયંતિલાલ શું બોલવું એનો વિચાર કરતા હતા, એટલે શારદા જરા ખીજવાયલા જેવા સ્વરે બોલી: "બિચારાં સાસુ સસરા ગરીબ માણસ! એટલે તેમને મળવા નહિ આવો તે તો ઠીક. પણ હું કંઇ હવે ગરીબ છઉં? ત્યારે મ્હને તો એક વાર આવીને દર્શન આપવાં હતાં કેની? તમારા મેં આવ્યા પછી બે દિવસ રાહ જોઇ, પણ તમે નહિંજ આવ્યા ત્યારે છેવટે હુંજ બાને તેડીને વિનાયકભાઇને ત્યાં દર્શન કરવાને આવી!"

જયંતિલાલ પોતાની પ્રિય પત્નીના સુંદર મુખકમળ ઉપર પ્રે-

મથી ચુંબન કરીને હસતાં હસતાં બોલ્યો: "વાહ! ત્યારે તું તો મ્હારા કરતાં અગાડી ગઈ! હું અહીંઆ આવવાનો રોજ વિચાર કરતો હતો, પણ વિનાયકને એવા દુઃખના વખતમાં છોડીને આવવાનું મ્હને ઠીક લાગ્યું નહિ."

"ઠીક, ત્યારે તે વાત રહેવા દો. પણ ત્યારે તો આજે પણ તમને કંઇ બહુ ઠીક લાગ્યું નહિ હોય?"

"કેમ!" જયંતિલાલે આશ્ચર્યથી પૂછ્યું.

"કેમ એટલે!—આવી સુંદર પથારીમાં કદિ પણ સુવાનું મળ્યું હતું ખરૂં કે? આવું સરસ જમણ પણ કદિ ખાધું એમ યાદ છે કે?" શારદાએ સ્મિત હાસ્ય કરીને પૂછ્યું.

"કેમ! જમવાનું તો ઘણુંજ સરસ હતું—"

"હા, હા, સરસ નહિં તો શું! એ તો વિદુરના ઘરની ભાજી!"

"એટલી બધી કંઈ ગરીબાઇ બતાવવાની જરૂર નથી!"

"ગરીબાઇ શું કામ હું બતાવું? મને શું ઓછું છે? મારા જેવું સુખી કોણ છે?"

જયંતિલાલે પોતાની ચતુર પત્નીના મુખ કમળનું ફરીથી ચુંબન કર્યું. અને તારી ઉપર મ્હારો પ્રાણ કરતાં પણ વિશેષ પ્રેમ છે, એમ તેણે તે એક ચુંબનથી બતાવ્યું. રાત બહુ ગઇ છે, એમ જોઇને શારદાએ દીવો ઓલવ્યો. અને તરતજ બારીમાંથી ચંદ્રનો પ્રકાશ અંદર આવ્યો.

શારદાએ તે પોતાના પતિને બતાવ્યું, અને પ્રસન્નતાથી બોલી: "આ જોયું કે? આ ઘરમાં તો હીરા અને રત્નના દીવા સળગા-

વેલા છે! મને લાગે છે કે તમને કોઇ દિવસ આવા ઘરમાં સૂવાનું મળ્યું હશે નહિ! 'મોટા મોટા ઘર કરતાં સાધુની ઝુંપડી સારી!' એ કહેવત સિદ્ધ કરવાનો પ્રસંગ આજે તમને આવ્યો છે. એ કસોટીમાંથી કેટલા પસાર થાઓ છો તે જોવાનું છે!"

## પ્રકરણ ૨૨ મું.

### યુક્તિ સફળ થઈ.

જયંતિલાલ બીજે દિવસે સવારે વિનાયકને ઘેર આવ્યો, અને દબાવેલો માલ વિઠ્ઠલરાય પાસેથી કઢાવવાનો બધા મળીને પ્રયત્ન કરવા લાગ્યા. હવે પોલીસની બીક જતી રહેવાથી ઉલટા તેજ ખીજવાઇને બોલ્યાઃ "તમે મારો પીછો કેમ લો છો મેં કંઇ કોઇની ચોરી બોરી કરી છે કે શું? જો કોઇને મારા ઉપર વહેમ આવતો હોય તો ખુશીથી પોલીસમાં લઈ જાઓ. એમ બીઓ છો શું કામ? મેં કંઈ કોઇના બાપનું ખાધું નથી, પછી મને શાની બીક? અહીંઆ ન્યાયજ ક્યાં છે? નહિં તો મેં મેળવેલો સઘળો પૈસો આ ઘરમાં ખર્ચ્યો છે ઉલટો તેજ મને પાછો મળવો જોઇએ!"

વિઠ્ઠલરાયનું આવું બોલવું સાંભળીને બધા આશ્ચર્ય પામ્યા. જયંતિલાલ જરાક ખીજવાઇને બોલ્યોઃ "બધી વખત નરમ થવામાં માલ નહિ! ખરેખરજ આ કેસ પોલીસમાં લઇ જવો હતો, અને મને લાગે છે કે હવે આપણે પણ પોલીસમાં ખબર આપીએ કે

અમને કોઈના ઉપર વહેમ આવે છે," આટલું કહીને તે વિનાયકની તરફ વળીને બોલ્યો: "અરે, હજુ વિચાર શું કર્યા કરે છે? જે ગયું તે ગયું. હવે તેના ઉપર પાણી મુક. આમ નરમ થયાથી કંઇ વળવાનું નથી; મન જરાક કઠણ કરીશ, કે તરત જોત જોતામાં નિકાલ આવશે!"

આ ઉપર કેટલીક વાર સ્તબ્ધ રહીને વિનાયક બોલ્યો: "નસીબમાં જે લખ્યું હશે તે થશે! બાપાજીની આબરૂને હું ગુમાવવા માંગતો નથી બાપાજીની મીલકતની હું બીલકુલ આશા રાખતો નથી."

થયું. વિઠ્ઠલરાયને હવે કોઇની બીક રહી નહિ. બિચારા પંડિતજીની આબરૂ પ્રમાણે દાન ધર્મ કરવાનું બાજુએ રહ્યું, ઉલટું તેની ક્રિયા,–દસમું, અગીયારમું, બારમું, તેરમું, વીગેરે પણ જેમ તેમ કરી તેર દિવસ થતાંજ વિઠ્ઠલરાયે વિભક્ત થવાની વાત કાઢી. ગોવિંદરાયે તેને અનુમોદન આપી જૂદા થવાનો પોતાનો વિચાર પણ છે, એમ જણાવ્યું, એ જોઇને વિનાયક બહુ આનાકાની કરી નહિ. ત્રણે ભાઇઓ જુદા પડયા. વિઠ્ઠલરાય અને ગોવિંદરાયે પોતાને જોઇએ તે પ્રમાણે લીધું. અને જે કાંઇ વધ્યું તે વિનાયકને ભાગે આવ્યું. જે ઘરમાં તેઓ રહેતા હતા, તે ઘર સારૂં હતું તે બંને મોટાભાઇએ લીધું. બાજુનું અડધું રહેલું ઘર વિનાયકને ભાગે આપ્યું. તે ઘર પૂરૂં કરવાને જે કંઇ ખર્ચ થાય તેમાંથી થોડાએક રૂપીઆ બંને ભાઇઓએ આપવાનું કબુલ કર્યું. મણિલક્ષ્મીએ પણ તે ઘરમાં રહેવું એમ ઠર્યું. વિઠ્ઠલરાય અને ગોવિંદરાયે એ પ્રમાણે ભાગ પાડયા. વિનાયકની તરફથી કોઇએ કંઈ હરકત કીધી નહિ. કેમકે વિનાયકને પોતાનેજ હરકત કરવાનું પસંદ નહોતું. તે બોલ્યો: "લડાઇ તકરાર કર્યા વગર

જે થાય તે સારૂં. હું એમાં કાંઈ બોલવાનો નથી. મોટાભાઇ તથા ભાઇ જે કરશે તે મને કબૂલ છે."

ઘરમાં વાસણ કુસણ જે કાંઇ હશે તેના પણ ત્રણ ભાગ કર્યા. વિઠ્ઠલરાય અને ગોવિંદરાય પોતપોતાનો સામાન પોતાની જગાએ લઇ ગયા. વિનાયકને ભાગે નવું ઘર આવ્યું હતું ખરૂં, પણ તેનો હજુ ઘણો ભાગ બાંધવાનો બાકી હતો. જમીન પણ હજુ બરોબર સરખી થઇ નહોતી. પણ વિનાયકને એવા ઘરમાં પણ જઇને રહેવું પડ્યું. બધી સારી સારી ચીજો મોટાભાઇઓને ભાગે ગઇ હતી; અને નિરૂપયોગી ખરાબ ચીજો વિનાયકને ભાગે આવી હતી. છોકરાની આવી દુર્દશા જોઇને મણિલક્ષ્મીની આંખમાં પાણી આવ્યાં એ જોઇને સરસ્વતી તેમનું સાંત્વન કરવાને બોલી: "રડવાથી શું થવાનું છે? ઇશ્વરની મરજી હશે તેમ થશે. તેની કૃપા થશે, એટલે આ સ્થિતિ બદલાતાં પણ કંઈ વાર લાગવાની છે કે?"

બોલતાં બોલતાં સરસ્વતીની આંખમાં પણ પાણી આવ્યાં. એ જોઇને તો મણિલક્ષ્મીના દુઃખ સમુદ્રમાં અધિકજ ભરતી આવી. વિનાયક પાસેજ હતો, તે માનું સમાધાન કરવાને બોલ્યો: "બા, તું નકામી દુઃખી થાય છે? ઈશ્વર કરશે તો આપણું થોડા વખતમાં સારૂં થશે. તેણે જે સ્થિતિમાં મુકયાં, તેમાંજ સંતોષ માનવો જોઇએ. નહિં તો ચિંતા કર્યાથી શું થવાનું છે?"

"અરે, તમારે શાને માટે ફિકર કરવી જોઇએ? તમારો વિનાયક છે. તમારી વહુ છે. પછી તમારે શું દુઃખ છે? બધાજ કંઇ તમારા દુઃશમન નથી. એ પણ દહાડા જશે અને તમેજ સુખી થશો!" એમ જયંતિલાલે મણિલક્ષ્મીને ધીરજ આપવાને કહ્યું. એથી ઘરડા

માણસના મનનું જરાક સમાધાન થયું, આ પ્રમાણે વિનાયકનું જરાક ઠેકાણું પડયા પછી જયંતિલાલ પોતાને ગામ ગયો.

અધુરા ઘરમાં સગવડ તો કયાંથી હોય ? માથા ઉપર છાપરૂં પણ પૂરૂં નહોતું. એને લીધે તે લોકોને બહુ આપદા પડતી હતી. પોતાની મા અને પત્નીને કષ્ટ પડતું જોઇને વિનાયક ઘણોજ દિલગીર થયો. ગમે તેમ કરીને પણ એ ઘરને જરૂર પડતું બરાબર કરવું જોઇએ, એમ એને લાગ્યું. પણ કરે શું ? હાથમાં પૈસા નહિ ? રોકડા પૈસા અને દસ્તાવેજ વિગેરે તો વિઠ્ઠલરાવ દબાવી બેઠો હતો. સ્થાવર મિલ્કત જે કંઇ હતી. તેની ઉત્પન્નનો એક તૃતિયાંશ ભાગ એને મળતો હતો. તે ઉપર જેમ તેમ કરીને પોતાનો ઉદરનિર્વાહ ચલાવતો હતો. ઘર પૂરૂં કરવાને માટે વિઠ્ઠલરાય તથા ગોવિંદરાયે જે કાંઇ આપવાનું કબુલ કર્યું હતું તે પણ 'આજે નહિ, કાલે આપીશ,' એમ કરી કરીને હજુ તેમણે આપ્યું નહોતું. એ બાબતને માટે તેઓએ ઘણાજ સારા ગૃહસ્થોની આગળ કબુલાત આપી હતી. વિનાયકે મન ઉપર લીધું હોત તો તે કૅાર્ટની સહાયથી તે વચન પુરૂં કરાવી લેત; પરંતુ તે કહેતો કે "જવા દો. તેની પણ મેં આશા છોડી છે. હાથી ગયો હવે છેવટે પૂંછડાને માટે શું કામ કોર્ટમાં જવું જોઇએ?"

આથી તે વાત પણ તેમજ રહી ! કયાંય પણ દૂર જઇને સારી નોકરી લેવી એવી વિનાયકે નક્કિ કર્યું. અને તે પ્રમાણે મા તથા પત્નીની રજા લઇને તે ઘરની બહાર નીકળ્યો. જતી વખત બંને ભાઇઓને માની દેખરેખ રાખવાની વિનંતિ કરી.

તેજ રાતે ગોવિંદરાયને છાનોમાનો ઓરડામાં બોલાવીને વિઠ્ઠલરાયે કહ્યું: "પૈસાને માટે તું મને આખો દિવસ પજવતો હતો.

તો આ લે તારા રૂપિઆ! મેં છસો ને બાર રૂપીઆ સંતાડયા હતા. તેમાંથી બસો રૂપીઆ તને આપું છું–"

એમ કહીને બસો રૂપિઆ ગોવિંદરાય આગળ મુકયા. તે નહિ લેતાં ગોવિંદરાય બોલ્યોઃ "મોટાભાઇ એમ કેમ કરો છો? તે વખતે અડધો ભાગ આપવા કબુલ થયા હતા ને?"

તરતજ વિઠ્ઠલરાય ઉદાર મન કરીને બોલ્યોઃ ઠીક, ભાઇ? તેમ તો તેમ? એક વાર મ્હોંડામાંથી કાઢેલો બોલ હું કદી પણ પાછો લેવાનો નથી. અને જો, હું તને એક બીજી વાત કહું. મારા કહેવા પ્રમાણે જો તું ચાલીશ તો તને એમાં ફાયદો થશે, નુકસાન બીલકુલ થવાનું નથી, એ યાદ રાખજે."

"પણ મેં કદિ પણ તમારા કહેવા ઉપરાંત કંઈ પણ કર્યું છે કે? ગોવિંદરાયે કહ્યું.

વિઠ્ઠલરાયે કોથળીમાંથી રૂપિઆ બહાર કાઢીને તેના બરોબર સરખા બે ભાગ કર્યા. ત્રણુંસોને છ રૂપિઆ ગોવિંદરાયને આપ્યા, અને બાકીના ત્રણુંસોને છ રૂપિઆ તેણે ફરીથી કોથળીમાં નાંખ્યા. તે લઇને ગોવિંદરાય ઘણુંજ આનંદથી ઘેર ગયો. અને વિઠ્ઠલરાયની કરેલી યુક્તિ સફળ થઇ. અહીંઆ એ પણ કહેવું જોઇએ કે બાપની સાથે તકરાર કરીને ગોવિંદરાય સાસરે ચાલ્યો ગયો ત્યારથી તેની નિશાળ પણ બંધ થઇ હતી. કેટલેક દિવસે બીજા કોઈ માણસે નિશાળ કહાડી અને તરતજ ગોવિંદરાયની નિશાળના છોકરાઓ તે નવી નિશાળમાં દાખલ થયા. ગોવિંદરાયનું પછી બીજે કોઇ ઠેકાણે વળ્યું નહિ. આથી તેની બહારની આવક બંધ થઇ. વિઠ્ઠલરાયના આપેલા પૈસા ઉપર તે જેમ તેમ ઘર ચલાવતો હતો. વિઠ્ઠલરાયની

પણ તેજ સ્થિતિ થઈ. રજા લીધા વગર ચાલ્યો ગયેલો હોવાથી,તથા કેટલાક દિવસ સુધી પાછો નહિ આવવાથી તેના શેઠે તેને રજા આપી હતી. અને તેની જગાએ બીજા માણસની નીમણુક કરી હતી. પરંતુ તેને એ બાબતને માટે કાંઇ લાગ્યું નહિ. કેમકે પહેલેથી તેણે થોડા ઘણા પૈસા ભેગા કર્યાં હતા. અને તેમાં વળી બાપની પેટી-માંથી ત્રણ હજારની ત્રણ નોટ કાઢી લીધી હતી ! એ શિવાય લોકો તરફથી આવવાના રૂપિઆના કેટલાક દસ્તાવેજો તથા સોના ચાંદીના દાગીના પણ દબાવ્યા હતા. ન્યાયથી કહો, અગર અન્યાયથી કહો પણ એણે પોતાની પાસે સારા પૈસા સંગ્રહી રાખ્યા હતા. અને પૈસા ભેગા કરવા એ એનો મૂખ્ય નિયમ હતો; એને એ નિયમને ખાતર તેના અંતઃકરણમાં દુષ્ટ વિચાર ચાલ્યાં કરતા હતા. તેના અંતઃકરણમાં સારા વિચાર આવી શકતા જ નહિં.

## પ્રકરણ ૨૩ મું.

## ચાકરી મળી.

બહાર ગામ જઇને સારી નોકરીની તપાસ કરવી. એ વિચા-રથી વિનાયક ઘરની બહાર નીકળ્યો હતો. પરંતુ માની અને પત્નીની રજા લેતી વખતે તેમની થયેલી દુઃખમય સ્થિતિ આખો દિવસ નજર આગળ તરવા લાગી; અને તેથી તેને કંઇ સુઝે નહિ. અગાડી એક પગ મુકવાનું પણ તેને મન થાય નહિ. પણ કરે શું ? નોકરી કર્યા વગર તેનો છુટકોજ નહોતો. તેની એવી ખરાબ સ્થિતિ થઇ તોપણ

એના મગજમાં ભાઇઓને માટે બીલકુલ ખરાબ વિચાર નહોતો. અને તેજ વિઠ્ઠલરાય તથા ગોવિંદરાયને જુઓ ?—નોકરી લેવાને માટે વિનાયકને ઘરમાંથી બ્હાર નીકળતાંજ એ બંનેના પેટમાં ધ્રાસકો પડ્યો, કે વખતે એને ક્યાંય મુનસફની અગર મામલતદારની નોકરી મળે ! એથી તે બંને મનમાં ને મનમાં બળવા લાગ્યા. વિઠ્ઠલરાયે તો બાધા પણ લીધી કે એને નોકરી નહિ મળતાં પાછો આવે તો દેવને અમુક ધરાવીશ !

વિનાયક શુન્ય હૃદયે પોતાને રસ્તે પડ્યો. સંસાર એ શું છે તે તેને હવે જ સમજાયું. મા તથા પત્ની તેને આખો દિવસ યાદ આવવા લાગ્યાં. ક્યાં જવું, કોનો આશ્રય લેવો, કોની પાસે માગવું, એ વીગેરે વિચાર તેના મગજમાં આવવા લાગ્યા. સમુદ્રના મધ્યમાં તોફાનમાં સપડાયેલા વહાણના ખલાસીના જેવી તેની સ્થિતિ થઇ પડી. કઇ દિશાએ જવાથી સુખરૂપ કિનારો હાથે લાગશે, એજ સમજાય નહિ. એવા વિપત્તિના અર્ણવમાં ક્ષિતિજ ઉપર એક સુખમય તારો ચમકવા માંડ્યો. અને તેથી તેના મનને જરાક શાંતિ થઇ. ગમે ત્યારે આવો પણ મને મળ્યા વગર રહેતા નહિ. તમારૂં એકાદ કામ મ્હારેથી થાય, એવું હશે તો હું ખુશીથી કરીશ,' એમ બ્હાઇટ સાહેબે કહ્યું હતું, તે વિનાયકને યાદ આવ્યું. સાહેબ ઘણાજ દયાળુ સ્વભાવના છે, એમ પણ તેણે જાણ્યું હતું. તેથી પોતાની મા તથા પત્નીને દરિદ્રતાના દુઃખમાંથી મુક્ત કરવાને બ્હાઇટ સાહેબને શરણે જવું એમ વિચાર તેણે નક્કી કર્યો. અને જે ગામે સાહેબનો મુકામ હતો તે ગામે ગયો. ત્યાં પહોંચતાંજ સાહેબને બંગલે ગયો. સાહેબ વર્તમાનપત્ર વાંચતા હતા. વિનાયકને જોતાંજ તે ટેબલ ઉપર

ઝુકી દઇને હસતાં હસતાં તેને પાસેની ખુરશી ઉપર બેસવા કહ્યું. અને તેના કુશળ સમાચાર પૂછવા લાગ્યા. સાહેબનો કૃતજ્ઞતાપૂર્વક ઉપકાર માનીને વિનાયક બોલ્યોઃ "તમે મને એકદમ ઓળખશો એમ મેં ધાર્યું નહોતું—"

સાહેબ હસીને બોલ્યાઃ "તમે મ્હને એવો નિષ્ઠુર અને બે-પરવા માણસ સમજો છો કે?–ઠીક, પણ તમે આવા ખિન્ન અને ચિંતાતુર કેમ દેખાઓ છો? જે હોય તે મ્હને ખુલ્લા મને કહો."

સાહેબનું આ લાગણી ભરેલું બોલવું સાંભળીને વિનાયકને ધીરજ આવી. બાપીકી મીલ્કતમાંથી મ્હને કેવી રીતે દૂર કર્યો, બંને મોટાભાઇઓના ફસાવવાથી પોતે કેમ દરિદ્રતામાં આવી પડ્યો, તથા જૂદા રહેતાં કેવી રીતે તેઓએ તેને મુશ્કેલીઓમાં ઉતાર્યો, અને ઘર છોડીને શા ઉદ્દેશથી અહીંઆ આવ્યો હતો, તે એણે સાહેબને કહ્યું. આ સાંભળીને સાહેબ દિલગીર થયા. તે બોલ્યાઃ "તમારા મોટા-ભાઇઓ પોતાનું પેટ ટાઢું કરીને હવે નિરાંતે બેઠા હશે. પરંતુ તમારી મરજી હોય તો હજુ પણ ચોર પકડીને તેને બરાબર શિક્ષા કરા-વવાનું બની શકશે. પણ હું ધારૂં છું કે તમારી બીલકુલ મરજીજ નથી. તમારા લોકોમાં આ એક મોટો દોષ છે. પ્રેમને લીધે તમે કર્ત્તવ્ય ભૂલી જાઓ છો. એવા નીચ, સ્વાર્થી, ચોર માણસને–પછી તે પોતાનો બાપ હોય તોપણ અમે અંગ્રેજ લોકો તેને કાયદા પ્રમાણે યોગ્ય શિક્ષા કરાવવાને કદિ પણ ખંચાઇએ નહિ. એવા દુષ્ટ, સ્વા-ર્થથી અંધ બનેલા માણસો આ સમાજના શત્રુ ગણાય. તેથી તેમને શિક્ષા કરાવવામાંજ પુણ્ય છે. હું દિલગીર છઉં કે આ દેશમાં ભણેલા અગર વગર ભણેલા બધાજ લોકોનો મત આ બાબતમાં તદ્દન જૂદો

છે. એક ભાઈ કેદમાં જાય તો ઘરની આબરૂ જાય, એ ખોટી બીકથી પોતાનું કર્તવ્ય બજાવી શકતા નથી !"

વિનાયકે નમ્રતાથી કહ્યું: "સાહેબ, તમે કહો છો તે ખરૂં છે. ખરૂં જોતાં એવા માણસોને તેજ વખતે જો યોગ્ય શિક્ષા નહિ મલે તેથી તેમની દુષ્ટતા વધારે વધે છે. પણ કેટલાક કારણથી મેં બાપની મીલ્કતની આશા છોડી દીધી છે. તેથી તેમાં વાદવિવાદ કરવામાં કંઈ માલ નથી. મહેરબાની કરીને તમે મ્હને ક્યાંય પણ એકાદ સારી નોકરી અપાવો તો હું આપનો ઉપકાર જીંદગી સુધી ભૂલવાનો નથી."

આ ઉપર કેટલીક વાતો કર્યા પછી સાહેબે પૂછયું: "પોલીસ ખાતામાં નોકરી લેવાની તમારી મરજી છે કે ?"

"નોકરી ક્યાં લેવી તેનો હજુ સુધી મેં બરાબર વિચાર કર્યો નથી. કયા ખાતામાં નોકરી લીધાથી અગાડી ભવિષ્ય સુધરશે; તેની મ્હને બીલકુલ ખબર નથી. તમે જેમ કહેશો તેમ કરીશ."

બીજા કોઈ પણ સરકારી ખાતામાં હું કાંઈ કરી શકું તેમ નથી. પોલીસ ખાતામાં નોકરી લેવાની તમારી મરજી હોય તો હું જોઈશ. પણ પહેલાં હેડ કોન્સટેબલ (જમાદાર) નું કામ તમારે કરવું પડશે. એ જો તમને પસંદ નહિ હોય, અને કોઈ ખાનગી નોકરી લેવાની તમારી મરજી હોય તો તેમ કહો. હોય તો તે બાબતમાં મારાથી બનતી તજવીજ કરીશ. આ જુઓ, આજના વર્ત્તમાનપત્રમાં એક સારી નોકરીને માટે નોટીસ છે. પગાર પણ સારો, કેમકે શરૂઆતમાંજ પોણોસો રૂપિઆ મળશે. આ ખબર આપનાર ગૃહસ્થની સાથે મારે સ્નેહ છે. પરંતુ બ્રહ્મદેશમાં જવું જોઈશે. આ ગૃહસ્થ અને હું વિલાયતથી સાથેજ આવ્યા હતા. હું આ ખાતામાં

રહ્યો, અને તેણે બ્રહ્મદેશમાં મુલમૈનમાં જઇને વેપાર કરવા માંડયો. સારી ભલામણને માન આપ્યા વગર રહેવાનો નથી. તમારી એટલે દૂર જવાની મરજી હોય તો હું તેને તાર કરીને ત્યાંની એકંદર બાતમી પૂછું. આજે રાતના બરોબર વિચાર કરીને કાલે મ્હને આવીને મળજો."

"ઠીક સાહેબ હું વિચાર કરીને કાલે જણાવીશ. તમે મહેરબાની કરીને ત્યાંની વિગત મંગાવો." એમ કહીને સાહેબને સલામ કરીને વિનાયક ત્યાંથી ચાલ્યો ગયો.

વ્હાઇટ સાહેબને પોતાનો નિશ્ચય ઉતાવળનો તથા અવિચારનો લાગે નહિ, તેજ હેતુથી વિનાયકે સાહેબના કહેવા પ્રમાણે એક દિવસ વિચાર કરવાનો માંગી લીધો. ખરૂં જોતાં તેણે પોતાના મનમાં તો નિશ્ચય કર્યોજ હતો. અહીંઆ રહીને આખી જીંદગી સરકારી નોકરી કરીએ તોપણ પોણોસો રૂપિઆ મળવાના નથી. એ તે જાણતો હતો. વ્હાઇટ સાહેબના મિત્ર તેના જેવાજ દયાળુ અને ઉદાર સ્વભાવના હશે. અને તેમની પાસેથી આપણને ફાયદો થયા વગર રહેવાનો નથી. તથા હમણાં આપણને પૈસાની વિશેષ જરૂર છે. અને તે જો દૂર ગયાથી મળતા હોય તો તેવું સાહસ ખેડવાની શું હરકત છે? આમ મનમાં આવતાંજ બ્રહ્મદેશમાં જવાનો તેનો નિશ્ચય થતાં જરા પણ વાર લાગી નહિ. તેનો પોતાનો આ પ્રમાણે નિશ્ચય થતાંજ બીજો વિચાર તે શું કરવાનો હોય? તેને નોકરી જોઇતી હતી, અને તે સારી જોઇતી હતી. વ્હાઇટ સાહેબની મદદથી તેનો આ હેતુ સફળ થતો હતો પછી જરા દૂર જવું પડે તો શું થયું? નાની ઉંમર, અને કટાકટીને વખતે બ્રહ્મદેશમાં તો શું, પણ પૃથ્વીના કોઇ

પણ બાગમાં જવાને તે તૈયાર થાત! પોતાનાં સ્નેહી–સંબન્ધીની આવી બાબતમાં સલાહ લેવી જોઇએ, પણ તેમ કરવાનો હમણાં વખત નહોતો. એને ફક્ત જયંતિલાલની સલાહ લેવાની અપેક્ષા હતી. પણ જયંતિલાલ એમને ઘેર ગયેલા હોવાથી પૂછવાનો અવકાશ નહોતો. તે રાત જેમ તેમ પસાર કરીને બીજે દિવસે ફરીથી સાહેબ પાસે ગયો.

સાહેબ તેની રાહ જોતાજ બેઠા હતા. કારણકે તેમના મિત્ર તરફથી તેમને જોઇએ તેવો ખુલાસો તારથી મળ્યો હતો. વિનાયકને જોતાંજ તે બોલ્યાઃ–"કેમ, પછી શું વિચાર નક્કી કર્યો ?"

વિનાયકે વિનયથી જવાબ આપ્યોઃ "અહીંઆ પોલીસ ખાતામાં અગર બીજા સરકારી ખાતામાં પચીસ અગર ત્રીસ રૂપીઆમાં રહેવા કરતાં બ્રહ્મદેશ જવાનું મ્હને ઠીક લાગે છે પણ કદાચ મ્હને જો ત્યાંની હવા માફક નહિ આવશે તો વખતે મ્હારે પાછું આવવું પડે."

"ઠીક, ત્યારે જાઓ. જુઓ, આ હમણાંજ મ્હારા મિત્રનો જવાબ આવ્યો છે. તેમાં લખે છે કે 'જો તમારી ખાત્રીનો સારો સુશિક્ષિત મહેનતુ માણસ હોય તો તાબડતોબ મોકલી દો. તેને સો રૂપિઆ પગાર હું આપીશ.' વિનાયક, તમે જાઓ છો એ ઘણી સારી વાત છે. એમાં જો તમારો પગ ઠરશે તો અગાડી ઘણો ફાયદો થશે. પરંતુ એક વાત ધ્યાનમાં રાખજો કે ત્યાંની હવા સારી નથી."

"હું સંભાળીને ચાલીશ."

"ઠીક, જાઓ ત્યારે. ત્યાં જે કાંઇ વધારે ઓછું બને તે મ્હને વખતો વખત જણાવ્યા કરજો."

એમ કહીને સાહેબે પોતાના મિત્રને એક પત્ર લખીને તે વિનાયકના હાથમાં આપ્યો. વિનાયકે સાહેબનો ખરા મનથી ઉપકાર માનીને તેમની રજા લઇને મુંબાઇ ગયો. અને સાહેબના કહેવા પ્રમાણે જે પહેલી આગબોટ મળી તેમાં બેસીને બ્રહ્મદેશ જવા નીકળ્યો.

મુલમૈનના બંદરમાં આગબોટ ઉભી રહેતાંજ એક સીપાઇ 'વિનાયક કોનું નામ છે?' એમ બોલતો તેણે સાંભળ્યો. આ નવા મુલકમાં આપણું કોઈ ઓળખીતું નથી. તેથી કોઇનો બૂમ પાડવાનો પણ સંભવ નથી. બીજા કોઈ માણસનું એ નામ હશે. એવા વિચારથી વિનાયક કાંઇ બોલ્યો નહિ. પણ ઘણીવાર થઇ તોપણ સીપાઇ એક સરખી બૂમ પાડતો હતો એ જોઇને વિનાયકે તેને પૂછ્યું: "કયા વિનાયક વિષે પૂછો છો?"

"વ્હાઇટ સાહેબ તરફથી અમારા સાહેબ પાસે આવવાના હતા તેમને માટે."

"હુંજ વ્હાઇટ સાહેબ પાસેથી આવ્યો છઉં."

"ત્યારે ચાલો મારી સાથે."

એમ કહીને તે સીપાઇએ વિનાયકનો સામાન લઇ લીધો. વિનાયકે આશ્ચર્યથી તે સીપાઇને પૂછ્યું: "તમારા સાહેબને મ્હારા આવવાની કેમ ખબર પડી?—અને હું આજ આગબોટમાં આવવાનો છઉં તે કેમ સમજાયું?"

"વ્હાઇટ સાહેબનો તાર આવ્યો હતો. સાહેબ આગળ નોકરીને માટે ચાર પાંચ માણસ આવ્યા હતા. પણ વ્હાઇટ સાહેબનો તાર આવવાથી તેમાંના કોઇને તેમણે રાખ્યા નહિ."

વિનાયકે વ્હાઇટ સાહેબનો મનમાં ઘણોજ ઉપકાર માન્યો. કૃતજ્ઞતાથી તેની આંખમાં પાણી આવ્યાં. સાહેબને ધન્યવાદ આપતાં આપતાં તે પોતાની નોકરીની જગાએ સુખરૂપ આવી પહોંચ્યો. વ્હાઇટ સાહેબના આ મિત્રનું નામ મિસ્તર સ્માઇલ હતું. વ્હાઇટ સાહેબનો પત્ર વાંચીને વિનાયકને બરોબર જોઇને સ્માઇલ સાહેબ ખુશ થયા. વિનાયકને તરતજ દર મહિને સો રૂપિઆનો પગાર કરીને સ્માઇલ સાહેબે તેને પોતાના આસીસ્ટન્ટ મેનેજરની જગા આપી.

વિનાયકે આ આનંદની ખબર પત્રથી પોતાની માને, પત્નીને તથા જયંતિલાલને આપી. સો રૂપિઆનો પગાર સાંભળતાંજ મણિલક્ષ્મી તથા સરસ્વતીને અતિશય આનંદ થયો. પરંતુ વિનાયકના ઘણે દૂર જવાને માટે તેમને દિલગીરી થઇ. વિઠ્ઠલરાય, ગોવિંદરાય, મંગળા, વિગેરે માણસોના પેટમાં તો તેલ રેડાયું. વિઠ્ઠલરાયે તો એ વાત માનીજ નહિં. અને મંગળાને કહ્યું કે "કેવી નોકરી ને કેવી વાત? નોકરી કાંઇ એમ રસ્તામાં પડી છે કે?–મળી હશે બહુ તો આઠ દશ રૂપીઆની! અને મોટાઇ મારવાને માટે સો રૂપિઆ લખ્યા હશે, બીજું શું?"

## પ્રકરણ ૨૪ મું.

### બળતામાં ઘી !

કેટલાક દિવસ એમજ પસાર થયા. સરસ્વતીને પૂરે મહિને એક સુંદર પુત્ર આવ્યો. મણિલક્ષ્મીને આથી સ્વાભાવિક રીતે અતિશય આનંદ થયો. પડોશની સ્ત્રીઓ છોકરાને જોઇને તેના રૂપની પ્રશંસા કરવા લાગી. 'ઇશ્વર એને દીર્ઘાયુષ બક્ષે' એમ સર્વે જણા આશિર્વાદ આપવા લાગ્યાં. ઘણા લોકોએ વિઠ્ઠલરાય તથા ગોવિંદરાયના રાક્ષસી વર્તનને માટે તેમની નિંદા કરવામાં કાંઇ બાકી રાખ્યું નહિ. આડોશીપાડોશીનું આવું બોલવું સાંભળીને મંગળા તથા તેના કહ્યા પ્રમાણે ચાલનારી ગુલાબ એ બંને જણુ ખભળી ઉઠયાં. પણ પડોશીઓની સામા થવું, એ કાંઈ સહેલું ન હતું. તેથી તેઓ વૃદ્ધ સાસુ, નાની દેરાણી તથા કુમળો બાળક, એ ત્રણેને છૂટે મ્હોંયે ગાળો દેવા લાગ્યાં! અને "અહાહા, તે મુઓ છોકરો તો જુઓ, જાણે માંકડું!" એવી એવી અનેક સુંદર ઉપમાઓ પોતપોતાના મનમાં આવે તેમ આપીને પોતાનો ક્રોધાગ્નિ શાંત કરવા લાગ્યાં.

ઘેરથી જતી વખત વિનાયકે પોતાની મા અને પત્નીને આગ્રહપૂર્વક કહ્યું હતું કે: "ગમે તેમ થાય તોપણ તમે કોઇની સાથે તકરાર કરતાં નહિ. તેઓ ગમે તેટલી ગાળ દે, તોપણ તમે કાને ધરતાં નહિ. તેઓ તમને ગમે તેટલાં હેરાન કરે, તોપણ ધીરજથી સઘળું સહન કરજો. ઇશ્વર ઉપર ભરોંસો રાખીને સઘળું દુઃખ સહન કરજો."

મણિલક્ષ્મી તથા સરસ્વતી બંને જણાં એ કહેવાનું ધ્યાનમાં રાખીને તે પ્રમાણે ચાલતાં હતાં. આથી વિઠ્ઠલરાય, ગોવિંદરાય, મંગળા અગર ગુલાબ, કોઈ પણ ગમે તેવું મર્મભેદક વચન બોલે, ગમે તેવું સખ્ત મ્હેણું મારે અગર ગમે તેટલી ખરાબ ગાળ દે, તોપણ તેની સામાં એક અક્ષર પણ બોલવાની ખટપટમાં કોઇ પડતુંજ નહિ. બહુ થાય ત્યારે બંને જણા મુંગે મ્હોડે રડીને પોતાનું મન હલકું કરે. આમ થવાની મંગળા તથા ગુલાબની કંકાસ કરવાની ઇંતેજારીને નિષ્ફળતા મળતી હતી.

એક દિવસે મણિલક્ષ્મી અને સરસ્વતી સાંભળે તેમ મંગળાએ મોટે ઘાંટે બોલવા માંડયુંઃ "આવા માંકડા જેવા છોકરાનાં તે શું વખાણ કરતાં હશે? એ મુઆં બૈરાંઓને આંખ નથી કે શું? જો એવો માંકડો મારે પેટે આવ્યો હોતને તો હું તો તેને નખ દઇને તરતજ મારી નાંખ્યા વગર રહેત નહિં!"

કુમળા તથા સરળ બનની સરસ્વતી આ સાંભળીને અતિશય દિલગીર થઇ. તેનાથી હવે ખમાયું નહિ. તેથી રડતાં રડતાં બોલીઃ "ભાભીજી, એમાં કરવું શું? એ કાંઇ આપણા હાથની વાત છે? ઇશ્વરે જે આપ્યું તે ખરૂં! જે આપ્યું તેનેજ સારૂં માનવું જોઇએ કેની? વાંદરા જેવો હોય કે માંકડા જેવો હોય, પણ પેટના છોકરાને કંઇ નાંખી દેવાય?"

સરસ્વતી ફક્ત આટલુંજ બોલીને મુંગી રહી પણ મણિલક્ષ્મી તથા કાશીથી આ સહન થયું નહિ. બધું અપમાન સહન કરવાની તેમને ટેવ પડી હતી. પરંતુ મંગળાના એ કુમળા બાળકને માટેના બોલ તેમનાથી સહન થયા નહિ. તેઓ અતિશય ગુસ્સે થયાં, અને

મંગળાને કહ્યું: "સમજી કે, આવું અભિમાન કામનું નહિ. હજુ ઇશ્વર કંઈ આ દુનિયામાંથી ગયો નથી, તથા ધર્મ પણ ડુબ્યો નથી. તું યાદ રાખજે કે એમ કર્યાથી ઇશ્વર કદિ સારૂં કરવાનો નથી! એમ રોજને રોજ બીજાને દુઃખ દેશો તો છેવટે તમારેજ દુઃખી થવું પડશે-" આટલું બોલતાં બોલતાં મણિલક્ષ્મીનો કંઠ રૂંધાયો, અને આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં;

રાત્રે છોકરાંના સુઈ ગયાં પછી મંગળાએ તોરમાં પતિને કહ્યું: "સાંભળ્યું કે, હવે મ્હારાથી આ સહન થતું નથી. એનો તમારેથી થાય તો બંદોબસ્ત કરો, નહિ તો હું અહીંઆ રહેવાની નથી."

"તને હવે હું એક નવો બંગલોજ બાંધી આપું તો કેમ?" વિઠ્ઠલરાય હસતાં હસતાં બોલ્યા.

"બધી બાબતમાં એમ મસ્કરી કરો તે મને નહિ ગમે. પડોશનાં બૈરાંનું બોલવું સાંભળીને મારા શરીરનાં રૂંવેરૂંવાં ઉભાં થઇ જાય છે. સુઆં કહે છે કે "તમે પાંચ હજાર રૂપીઆ ચોર્યા છે, ભાઇઓને ફસાવ્યા, અને નાના ભાઇને પરદેશ કાઢ્યો."

"એમાં ખોટું શું કર્યું? અને એમાં એમના બાપનું શું ગયું? અરે, પરદેશજ શું-પણ વખત આવે આ દુનિયામાંથી પણ કાઢી મુકીશ, સમજી કે?"

"આ બધું મ્હોડે બોલવાનું છે. તમારાથી કંઇ પણ થવાનું નથી, જુવોને ઘરને આંગણે એ લોકોને કાંઇ થઇ શકતું નથી તો પછી દુનિયામાંથી કાઢી મુકવા તો વાતજ છે! પેલાએ દૂર જઇને પોતાની હીંમતથી નોકરી મેળવી છે. મહિને સો રૂપીઆ પગાર મેળવે છે. તેથી આજે આખી દુનિયાં તેનાં વખાણ કરે છે. બધા કહે છે

કે વિનાયક હોંશીયાર, અને અંગ્રેજી ભણેલો અને તેના ભાઇઓ જુઓ તો, બંને મૂર્ખ અને અક્કલ વગરના ! વિનાયકે પોતાની મેળેજ તે બંનેને બધું આપી દીધું. તેને શું ઓછું છે? તકરારની બીકે ઘર છોડીને ગયો, કે તરતજ સાહેબે કેવડી મોટી નોકરી અપાવી? પણ એનામાં લાયકાત હતી તો નોકરી મળીને? હા. ને એ તો ખરેસ્તો. એ મુઆંનું કહેવું કંઇ તદન ખોટું નથી. હમણાંજ એને નોકરી મળી, ને તેટલામાં ઘેર કેટલા બધા રૂપીઆ મોકલ્યા? તે દિવસે પણ બીજા ચાળીસ રૂપીઆ આવ્યા હતા—"

"આ જો, હું ગમે તેટલો મૂર્ખ છઉં અગર ગમે તેટલો અક્કલ વગરનો છઉં, પણ મારા મનમાં આવવું જોઇએ કે, જરાવારમાં જેવી જોઇએ તેવી નોકરી મેળવું." વિઠ્ઠલરાય બોલ્યા.

"એ બધી મ્હોટાની ડંફાસ રહેવા દો! હાથથી જો કાંઈ થાય તો ખરૂં, નહિં રામનું નામ!" પતિને ખીજવવાને માટે મંગળાએ કહ્યું અને પછી રડવા જેવો સ્વર કાઢીને બોલી: "હું બધું સહન કરીશ, પણ તે ડોસલીનું બોલવું મ્હારાથી સહન થતું નથી. આજે હું સહેજજ તે છોકરાને જોવા ગઇ, તેટલા ઉપરથી તેણે મ્હને ન સંભળાય તેવી ગાળો દીધી. અને કહેવા લાગી કે, 'મુઆંના હાથે ઘરમાંનું કાંઇજ ઠેકાણે રહેતું નથી. જરાક જો કાંઇ ચીજ ભૂલ્યાં કે તરતજ તે ગઇ.!' એમ બધા લોકોના દેખતાં બોલ્યાં."

વિઠ્ઠલરાય તથા મંગળાના શુભ શિક્ષણથી તથા સદુપદેશથી છોકરાં એવાં થયાં હતાં કે, સરસ્વતીના ઘરમાં કાંઈ ચીજ આગળ રહેવી જોઇએ કે તરતજ પસાર! સુકાવવા નાંખેલાં કપડાં ફાડવાનું, તથા પથરા બાંધીને તેને કુવામાં નાંખી દેવાનું કામ રોજજ ચાલતું

હતું. પરંતુ આ બાબતને માટે સરસ્વતી એક અક્ષર પણ બોલતી નહોતી. ઉલટું કાશી અગર ભીખો જો બોલે તો તેમને કહેતી કે “ તે કંઇ પારકાં છોકરાં છે કે ? એમને કંઇ કહેતાં નહિ.”

કાશી અને ભીખો પોતાની ખુશીથી વિનાયકની પાસે રહ્યાં હતાં, તે વાંચકોએ ધાર્યું હશેજ.

પોતાના બોલવાનો કંઇ વિશેષ ઉપયોગ થયો નહિ એમ જોઇને છેવટના શસ્ત્રનો ઉપયોગ મંગળાએ કર્યો. લુગડાના છેડાએ આંખ લુંછતાં લુંછતાં બોલી: “તમને રોજ ને રોજ ચોર, મૂર્ખા, આપસ્વાર્થી, વિગેરે કહે તે મારાથી સંભળાતું નથી તમારો જાણે અહીંઆ કંઇ હીસાબજ નથી! એ લોકો શાનાં એમ બોલે ?”

મંગળાની પતિભક્તી જોઇને વિઠ્ઠલરાયનું હૃદય પીગળ્યું. પોતાના સ્વભાવને માટે પણ તેમને શરમ લાગી. વિનાયક તથા સરસ્વતીનો કાંઇ પણ વાંક નથી તે તે જાણતા હતા. છતાં પણ તેને અને પોતાની માને માટે તેના મનમાં અતિશય ક્રોધ આવ્યો. વિનાયકનો સ્વભાવ સારો છે, તેમાંજ લોકો વિઠ્ઠલરાયની નિંદા કરે છે; વિનાયક અંગ્રેજી ભણેલો છે, તેમાંજ વિઠ્ઠલરાયને લોકો મૂર્ખા કહે છે; વિનાયક ઘર છોડીને પરદેશ ગયો તેમાંજ તેને માટે લોકો સહાનુભૂતિ દર્શાવે છે. અને સરસ્વતી પડોશીના ઉપર રોજ ઉપકાર કરે છે, તેમાંજ તેની પ્રશંસા અને મંગળાની નિંદા કરે છે. આવી આવી વિવિધ વાતો સાંભળીને ખૂબ વિચાર કરીને વિઠ્ઠલરાયે મનમાં નક્કી કર્યું કે ‘ એ જીવતો છે ત્યાં સુધી આપણને સુખ મળવાનું નથી. અને ત્યાં સુધી લોકો વિનાયક અને સરસ્વતીનાજ ગુણ ગાશે, અને આપણી તથા આપણી સ્ત્રીની નીંદા કરશે. તેમાં વળી વિનાયકને હવે

નોકરી સારી મળી છે, તેથી જોઇએ તેટલા પૈસા મેળવશે, અને સત્કાર્ય કરશે, અને તેને લીધે હમણાં જે કંઇ પૈસાને લીધે આપણું ક્યાંય સન્માન થાય છે તે પણ પછી થશે નહિ. આવા વિચારથી વિઠલરાયના અંતઃકરણમાં ઈર્ષ્યા ઉત્પન્ન થઇ. એ ઇર્ષ્યાને લીધે તેનો ક્રોધાગ્નિ બળતામાં ઘી હોમાયું હોય નહિં એમ ભભુકી ઉઠયો, અને તે ક્રોધાગ્નિની શાંતિ કેમ કરવી તેનો વિચાર કરતાં કરતાં તેણે મંગળાને કહ્યું: "પડોશીના છૈરાંઓને જે કહેવું હોય તે કહેવા દે, હું એમને બધાંને ઠેકાણે કરીશ ત્યારેજ નિરાંતે બેસીશ."

## પ્રકરણ ૨૫ મું.

### વિઠ્ઠલરાયની રીતભાત.

વિઠ્ઠલરાય ગામમાં કોઇની પણ સાથે સારી રીતે વર્તતા નહિ. બધાજ જાણે તેના દુઃશમન ! તેની પાસે પૈસા સારા હતા, રળવાની કંઇ ફીકર નહોતી, તેને લીધે તેમનું અભીમાન માતું નહોતું. આ દુનિયામાં હવે તેને કોઇનોજ ડર રહ્યો નહોતો. કોઇ પણ માણસના સાથે સાધારણ વાતમાં પણ તેને ખોટું લાગે એમ બોલવાનો તે જરા પણ વિચાર કરતા નહોતા. કોઇનું પણ અપમાન કરવાનું પણ તેમણે બાકી રાખ્યું હોય એમ નહિં હતું. એવું રાક્ષસી વર્તન તેઓએ સ્વીકાર્યું હતું. 'હું એવો માણસ છઉં કે સગા બાપની પણ શરમ રાખવાનો નહિં, તો પછી બીજાની તો કયાંથીજ રાખું ? એમ જેને

તેને રોકડમાં ને રોકડમાં કહેવામાં તેને આનંદ થતો હતો. ગરીબ લોકોને પજવવામાં તેનો પહેલો નંબર હતો. જુદા નીકળ્યા પછી વ્યાજે પૈસા ધીરવાનો ધંધો તેણે કરવા માંડયો હતો. પણ એટલાથી કંઇ તેની રાક્ષસી વૃત્તિ તૃપ્ત થતી નહોતી. જેને લખતાં વાંચતાં બીલકુલ આવડતું નહિ હોય તેના નામના ખોટા લ્હેણાના દસ્તાવેજ તૈયાર કરીને તેવા બિચારા નિરપરાધિ માણસોની ઉપર કોર્ટમાં ફરિયાદ માંડીને, પોતાના તરફનો નિકાલ આવે કે તરતજ તેનાં ઘર બાર વેચીને પૈસા વસુલ કરે. તેના પાપી હૃદયમાં તેવા ખોટા કામને માટે કાંઇ પણ શરમ લાગતી નહોતી. ધર્મ, નીતિ અને કર્તવ્ય, એ ત્રણેને તેના અંતઃકરણમાંથી નાસી જવું પડયું હતું! દયા એ શું ચીજ છે, તે એ બિચારાને સ્વપ્ને પણ ખબર નહોતી?

બાપની પેટીમાંથી પૈસા અને દાગીનાની સાથે દસ્તાવેજ પણ તેણે ચોર્યા હતા, એ વાંચકોને યાદ હશેજ. કેટલાક મહિના જવા દઇને પછી દસ્તાવેજ લખી આપનારી દરેક માણસને એકાંતમાં મળીને, "તારી પાસે વ્યાજ સાથે આટલા રૂપીઆ અમારા માગતા છે. આ તારો દસ્તાવેજ છે. તે જો હવે તું જો મારૂં કહ્યું સાંભળે તો મુદલ રકમથી હમણાં ને હમણાં નીકાલ કરી નાંખીએ. અને જો તું એમ કરતો હોય તો વ્યાજ હું બધું છોડી દઉં છું ને દસ્તાવેજ પણ ફાડી નાંખું."

વિઠ્ઠલરાયની આ યુક્તિ ઘણાને પસંદ પડી. બધાએ પૂરા પૈસા તો ન આપ્યા. પણ કોઇએ અડધા, તો કોઇએ ત્રીજા ભાગના અને કોઇએ ચોથા ભાગના આપીને પોતાનું દેવું પતાવી દીધું. આટલાં બધાં માણસમાં તેને એકજ માણસ ખરો મળ્યો. તેણે વિઠ્ઠલરાયને

ચોખ્ખે ચોખ્ખું કહી દીધું કે " મારે જે દેવું છે, તે હું પુરેપુરૂં આપું નહિં તો હું પાપમાં પડું. માટે તમારા ત્રણે ભાઇઓની આગળ હું નીકાલ કરીશ. એમ ચોરી છુપીથી હું કાંઇ કરવાનો નથી."

છતાં પણ આ પ્રમાણે કાંઇ નહિ તોપણ વિઠ્ઠલરાયને પાંચ હજાર રૂપીઆ મળ્યા. ગોવિંદરાયને આ બાબતની તેણે બીલકુલ ખબર પડવા દીધી નહિં. અને ગોવિંદરાય એટલો અક્કલ વગરનો હતો કે તે પાસે હતો તોપણ એને કાંઇ પણ ખબર પડી પણ નહિ! ચોરેલા દાગીના પણ હવે વિઠ્ઠલરાયના થયા. ગીરો મુકનારા લોકોને તે ચોરીમાં ગયેલાની ખબર પડવાથી તે છોડવવાની ખટપટમાં કોઇ પડયું જ નહિં. આથી મંગળાનો આનંદ ઓર વધ્યો!

આ યુક્તિ બરોબર સફળ થતાંજ બાપની સ્થાવર મીલ્કત ઉપર વિઠ્ઠલરાયની નજર ગઇ. અને તે પણ પચાવીને ભાઇઓને બરોબર રડાવવાનો વિચાર તે કરવા લાગ્યો. પરંતુ પૈસા તથા દાગીના જેમ ગુપચુપ ગપ આવ્યાં, તેમ કાંઈ જમીન ચોરાય એમ નહોતું. કાંઇ પણ યુક્તિ કરીને દેખીતી રીતે કેવી રીતે તે પોતાને હાથ થાય એનો વિચાર તે હવે રાત દહાડો કરવા લાગ્યો. મંગળાનો ભાઇ કલેકટર ઑફીસમાં મુખત્યારનું કામ કરતો હતો. તેથી તેને ત્યાં જઇને તે મળ્યો. બંનેએ મળીને પંડિતજીના નામનું ખોટું 'વીલ' તૈયાર કર્યું. તેમાં એટલું જ લખ્યું કે 'સ્થાવર મીલ્કત જે કાંઈ હોય તે બધી મોટા છોકરા વિઠ્ઠલરાયને આપવી, અને ગોવિંદરાય તથા વિનાયક એ બંનેએ રોકડમાંથી અડધો અડધ વહેંચી લેવું. અને તે ઉપર વિઠ્ઠલરાયનો બીલકુલ હક નહિ.'

આ બનાવટી 'વીલ' ઉપર પંડિતજીના જેવી આબેહુબ સહી

કરી. મંગળાનો ભાઈ માધવલાલ તથા તેના લાવેલા બીજા લુચ્ચા ત્રણ માણસો, એ મળીને ચાર જણાએ તે 'વીલ' ઉપર સાક્ષી તરીકે સહી કરી. આ પ્રમાણે વિઠ્ઠલરાયે પોતાના આત્મઘાતની તૈયારી કરી મુકી હતી. પરંતુ તેનો પાપનો ઘડો હજુ બરોબર ભરાયો નહોતો. વિઠ્ઠલરાયે તે 'વીલ' તરત બહાર કાઢ્યું નહોતું. પણ પોતાના બાપે 'વીલ' કરીને એકંદર સ્થાવર મીલ્કત પોતાને આપી છે, એવી ગપ ઉરાડી. તેને વિનાયકની બીક હતી. 'આ 'વીલ' જો હમણા બહાર કાઢું તો સઘળા લોકો તેની તરફ જશે, અને તેથી આ 'વીલ' ને ખરૂં ઠરાવવું મુસ્કેલ પડશે. એટલુંજ નહિ પણ બનુંજ ચક્કર ફરીને ઉલટું આપણે માથે જોખમ આવશે. તેથી વખત જોઈને કામ કરવું એ સારૂં.' એમ તેણે વિચાર કર્યો. ગોવિંદરાયને માટે તેને બીલકુલ બીક નહોતી. બહુ થાય તો પાંચ પચીસ રૂપીઆ આપીશું કે એનું મ્હોડું બંધ! વિઠ્ઠલરાયને આ અનુભવ ઉપરથી સમજાયું હતું.

---

## પ્રકરણ ૨૬ મું.

### સારમણીનો માર.

વિઠ્ઠલરાયની નીચ અને બેશરમ વર્તણુકને લીધે ગામનાં લોકો સાથે તેને દુશમનાવટ થઇ હતી. કોઇ પણ તેને માટે સારૂં કહેતું નહોતું. જે તે તેની નિંદા કરતા હતા. વિઠ્ઠલરાયને એનું કાંઇ લાગતું નહોતું. ઉલટું જેમ જેમ આવો પ્રકાર તેને જણાવા લાગ્યો તેમ

તેમ તેના મનમાંનો વિનાયક, સરસ્વતી અને મણિલક્ષ્મી વિષેનો ક્રોધાગ્નિ વધારે ને વધારે પ્રદીપ્ત થવા લાગ્યો. તેના પાપી હૃદયમાં તેમને માટે ભયંકર રાક્ષસી વિચારો આવવા લાગ્યા. આજ વખતે વિનાયક એ મહિનાની રજા લઇને ઘેર આવ્યો હતો. તેના અનેક સદ્‌ગુણોથી તેના ઉપરી સાહેબ ઘણાજ ખુશ થયા હતા. તેથી ઘેર આવતી વખતે તેણે બસો રૂપીઆ તેને પગાર ઉપરાંત બક્ષીસ તરીકે આપ્યા હતા. અને કહ્યું હતું કે રજા ઉપરથી પાછા આવશો ત્યારે તમને હું દોઢસો રૂપીઆ પગાર કરી આપીશ.

આ બધી હકીકત સાંભળીને વિઠ્ઠલરાય વધારે ને વધારે બળવા લાગ્યો. તેને હૃદયમાં કારી ઘા વાગ્યો હોય તેમ લાગ્યો. પોતાના પેટના છોકરાનું મરણ સાંભળીને પણ તેને એટલું ખોટું લાગત નહિ! વિનાયકને બ્રહ્મદેશ ગયાને આશરે દોઢેક વર્ષ થયું હશે. ત્યાંનાં હવા પાણી તેને બરોબર માફક આવ્યાં નહોતાં. પણ ઘેર આવ્યા પછી આઠ દશ દિવસમાંજ તેની તબિયત સુધરવા માંડી હતી. આ દોઢ વરસમાં તેણે પાંચસે સાતસે રૂપીઆ બચાવ્યા હતા. તેથી આ અને પત્નીના કહેવાથી અડધું રહેલું ઘર પુરૂં કરવાનો વિચાર કર્યો. અને તેને લગતા લાકડાં તથા ચુનો ઈંટો વિગેરે ખરીદ કર્યાં. આવતે વર્ષે આનાથી વધારે રૂપીઆ બચશે તેથી આમજ રજા લઇને આવીશ, અને આ ઘર બરોબર પુરૂં કરી નાંખીશ. એમ એણે પોતાના મનથી નક્કી કર્યું. માના આગ્રહથી છોકરાને માટે સોનાના એક બે દાગીના પણ કરાવ્યા હતા. બધે વિનાયકનાં વખાણ થવા લાગ્યાં. કેટલાક દિવસ સુધી હવે મણિલક્ષ્મી તથા સરસ્વતીનું કષ્ટ દુર થયું હોય નહિં એમ જણાવા લાગ્યું.

ઘરને માટે લીધેલાં લાકડાં, વિગેરે સામાન તથા છોકરાને ઘાલેલા દાગીના જોઇને વિઠ્ઠલરાય અને મંગળાના જીવ બળવા માંડયો. એક દિવસ મંગળાએ વાંકુ મ્હોડું કરીને પતિને કહ્યું: "તમે તેને આ દુનિયામાંથી કાઢી મુકવાના હતા ને ? એને હજુ બે વરસ નોકરી કરવા દો, એટલે તમારે મ્હોડું સંતાડીને બેસવાનો વખત નહિ આવે તો મને કહેજો! જુઓ, એણે ઘર બાંધવાને માટે કેટલાં બધાં લાકડાં તથા બીજો સામાન આણ્યો છે ? કાંઇ નહિ તોપણ એ ભણેલો છે. એ કાંઇ તમારા જેવો નથી! તમને અહિને માંડ માંડ આઠ દશ રૂપીઆ મળતા હતા. અને તે પણ તમે ગુમાવ્યા!"

મંગળાનો દરેક શબ્દ વિઠ્ઠલરાયને કારી ઘા જેવો લાગતો હતો. તેણે મ્હોડેથી કાંઇ પણ જવાબ આપ્યો નહિ. પરંતુ તેના અંતઃકરણમાં આગ લાગી હતી. તે કાવરો બાવરો બન્યો હતો. કાંઈ પણ ભયંકર વિચાર તેના મનમાં ઘોળાવો જોઇએ, એમ દેખાતું હતું.

રજા પુરી થતાંજ વિનાયક પાછો બ્રહ્મદેશ ગયો. જતી વખત તેણે પોતાની મા, તથા પત્ની બંનેને ધીરજથી દરેક વાત સહન કરવાનું પહેલાંની પેઠે કહ્યું. વિનાયકને પાછો જતો જોઇને અખિલક્ષ્મીનું હૈયું ભરાઇ આવ્યું. અશ્રુપૂર્ણ નેત્રે તેણે પોતાના છોકરાને અનેક આશિર્વાદ દીધા. વિઠ્ઠલરાય અને મંગળાએ શુભ આશિર્વાદ દેવાને બદલે તેના મૃત્યુ વિષેની અશુભ કલ્પના મનમાં કરી. અને ગોવિંદરાયે શુભ આશિર્વાદ આપ્યો નહિ તથા અશુભ શાપ પણ આપ્યો નહિ. સરસ્વતીનું લાંબા કાળનું દુઃખ જોઇને ગુલાબના મનમાં ધીરે ધીરે દયાનો સંચાર થયો હતો. પતિના અતિશય મૂર્ખ સ્વભાવને લીધે તેની સ્થિતિ દિવસે દિવસે ખરાબ થતી હતી; તેને

લીધે પોતાને પણ હવે થોડું ઘણું કષ્ટ ભોગવવું પડતું હતું. તેથી તેને અનુભવથી હવે સરસ્વતીએ સહન કરેલી પીડાની કલ્પના આવતી હતી અને તેથીજ સરસ્વતી તરફ તેના મનમાં પ્રેમ ઉત્પન્ન થયો હતો. વિનાયકને તેણે ખુલ્લા મને આશિર્વાદ આપ્યો હતો. મોટા જોડ સાથે મળી જવામાં પતિએ સારૂં કર્યું નહિ, એ પણ તેના મગજમાં આવવા માંડ્યું હતું.

વિનાયક ઘેરથી જતાંજ વિઠ્ઠલરાયે પોતાની નીચ રાક્ષસી રીતથી મા તથા સરસ્વતીને હેરાન કરવાની શરૂઆત કરી. તેમને હેરાન કરવાને તથા પજવવાને માટે નવી નવી યુક્તિ શોધવામાં તે હમેશાં તૈયાર થતો. આવી યુક્તિ—એટલે રાત્રે પથરા ફેંકવા, તથા તેના બારણા આગળ ખરાબમાં ખરાબ જાતની ગંદકી કરવામાં પણ તે બાકી રાખતો નહોતો. એક દિવસ એવુંજ કાંઇ બન્યું હતું, તેથી સવારમાં મણિલક્ષ્મી તે જોતાં વારને અતિશય ખીજવાયાં, અને બોલ્યાં: “ જે આવી રીતે અમને વગર કારણે હેરાન કરશે, તેને ભગવાન હેરાન કર્યા વગર રહેવાનો નથી. મુઆંનું સત્યાનાશ ગયા વગર રહેવાનું નથી ! ”

કાશી પણ મ્હોડેથી એમજ ગાળ દેવા લાગી. તકરાર ઉભી થવાની વિઠ્ઠલરાય રાહ જોઇનેજ બેઠો હતો. તે ખીજવાઇને બહાર આવ્યો, અને મોટા ધાંટા પાડીને બોલ્યો: ‘જો મા, તું આમ સવારના પહોરમાં જો ગાળ દેઇશ તો પછી સંભાળજે. હું એ બધું સાંભળવાનો કે સાંખી રહેવાનો નથી. ચૂપ રહીશ તો ઠીક, નહિં તો તારા માથાની ખોપરીજ ભાંગી નાંખીશ. સમજી કે ? ”

છોકરાના આવા શબ્દ સાંભળીને મણિલક્ષ્મી રડતાં રડતાં

બોલ્યાં: " ભાઇ, મેં કોઇનું પણ નામ લીધું નથી—ને તું કેમ આટલો બધો ખીજવાય છે? મારી ઘરડીની જો ખોપરી કાઢવામાં તને સુખ મળતું હોય તો ખુશીથી તેમ કર. હું તારી મા છઉં, મેં તને નવ મહિના પેટમાં રાખ્યો છે, તેથી ઇશ્વરને ઘેર એ બાબતનો ન્યાય થયા વગર રહેવાનો નથી."

"તારી જીભ તો બહુ લાંબી ચાલી ખરું ને? હજી તો ગાળ દેતી બંધ થતી નથી! ઉભી રહે! તને જોઇ લઉં છું!" એમ કહીને ક્રોધથી આંધળો બનેલો વિઠ્ઠલરાય હાથ ઉગામીને મણિલક્ષ્મીની પાસે દોડતો આવ્યો.

"મુઆ કુલાંગાર છોકરા! ઇશ્વરે આવો તે કેમ મારે પેટે આપ્યો?" એમ કહીને ડોશી મોટે મોટે રડવા લાગ્યાં. આસપાસનાં ઘરનાં માણસો પણ ભેગાં થયાં હતાં. છેવટે ગોવિંદરાયે વચ્ચે પડીને વિઠ્ઠલરાયને સમજાવ્યો.

"તમે નકામાં રડો નહિ. રડયાથી શું થવાનું છે? નસીબમાં જે લખ્યું હોય તે બન્યા વગર રહેજ નહિ." એમ કહીને સરસ્વતી સાસુના મનનું સમાધાન કરવા લાગી. મણિલક્ષ્મીને આ વખતે વિનાયક યાદ આવ્યો. વિનાયક જો આજે અહીંઆં હોત તો આવો બનાવ બનત નહિં, એમ તેને લાગ્યું. "વિનાયક! વિનાયક!" કહીને રડવા લાગ્યાં. એટલામાં પડોશનાં ધનલક્ષ્મી તેની પાસે આવ્યાં અને તેનું સમાધાન કરવાને બોલ્યાં: "કેમ રડો છો મણિલક્ષ્મી! તમારો વિનાયક ઇશ્વર કૃપાથી જીવતો રહેશે તો તમારી બધી હોંસ પુરી કરશે! માટે હવે મુંગા રહો."

ધનલક્ષ્મીનું આ સમાધાનનું બોલવું મંગળાને ગમ્યું નહિ. તે

વચ્ચેજ મ્હોઢું વાંકું કરીને બોલી: " હા, જુઓને, એ તો આખો દહાડો 'વિનાયક, વિનાયક' કરીને રડે છે ! જાણે કોઇ એમજ જાણે કે એનો વિનાયક સ્વર્ગમાંજ ગયો ! ભર્યા ઘરમાં આ શું બોલવાનું આખો દિવસ ? "

મંગળા ફરી ફરીને એવા અભદ્ર શબ્દ બોલવા લાગી, એ જોઇને સરસ્વતી તથા મણિલક્ષ્મી રડવા લાગ્યાં. સરસ્વતીને રડતી જોઇને તેના ખોળામાંનું નાનું બાળક પણ રડવા લાગ્યું. ધનલક્ષ્મી મંગળાને ધિક્કારીને બોલ્યાં: " મંગળા, આવું ગમે તેમ બોલવાનું તમને શોભતું નથી. એવું કોઇને ખરાબ લાગે તેવું બોલવાથી ઇશ્વર આપણું સારૂં કરે નહિ. "

આ બોલવું મંગળા કયાંથી સાંભળે ? તેણે ધનલક્ષ્મીને ગાળ દઇને ત્યાંથી કાઢી મુકયાં ?

અહીંઆં ગોવિંદરાયના વચ્ચે પડવાથી વિઠ્ઠલરાયની ધારણા પુરી પડી નહિ. અને તેથી તેનો ક્રોધ પણ શાંત થયો નહિ. આજે કોઇના પણ સાથે બરાબર લડયા વગર એનો ક્રોધ શાંત થવાનો નહોતો. મણિલક્ષ્મીની સાથે કાશી પણ બબડતી હતી. વિઠ્ઠલરાય લાલ હીંગળોક જેવી આંખ કરીને તેની તરફ વળ્યો. કાશીએ અત્યાર સુધી ઘણું સહન કર્યું હતું. પરંતુ આજનું વિઠ્ઠલરાયનું આવું બેશરમ વર્તન જોઇને તેનાથી સહન થયું નહિ. તે એક સરખી બબડતી હતી. વિઠ્ઠલરાય ખીજવાયો અને ગુસ્સામાં ગાંડો બનીને તેણે એ બિચારી કામ-કરનારી ઉપર હાથ ચઢાવ્યો. કાશીનું પણ મગજ તપી ગયું. અને પોતે શું કરે છે તેનું પણ ભાન રહ્યું નહિ. હાથમાં સારમણી ( સાવરણી ) હતી, તેનાથી તેણે પણ વિઠ્ઠલરાયના મસ્તક

ઉપર, મ્હોંડા ઉપર, અને તેના શરીર ઉપર બરોબર પુષ્પાંજલિ ધરી. ગોવિંદરાય ફરીથી વચ્ચે પડ્યા. તેણે ઘણીજ મહેનતે વિઠ્ઠલરાયને દૂર ખસેડ્યો. કાશી કોઇનું પણ સાંભળે નહિ. મ્હોંડેથી જેમ આવે તેમ તે પણ હવે ગાળો દેતી હતી. સરસ્વતીએ તેને વિનતી વિનતી- ને કહ્યું પણ વ્યર્થ.

છેવટે મઝા જોવા માણસો આવેલાં તેમાંથી કોઇએ કાશીને ચડાવી. અને તેથી તેણે વિઠ્ઠલરાય ઉપર પોતાને માર માર્યાની પોલી- સમાં ફર્યાદ કરી આત્મ રક્ષણને ખાતર પોતે પણ સારમણી વિઠ્ઠ- લરાયને મારી હતી તે એણે છુપાવ્યું નહિ. વિઠ્ઠલરાયના ઉપર મેજી- સ્ટ્રેટ સાહેબને ત્યાંથી સમન્સ આવ્યો. પરંતુ નીમેલી તારીખે કોર્ટમાં હાજર થવાની વિઠ્ઠલરાયને જરૂર લાગી નહિ. મેજીસ્ટ્રેટ સાહેબ સમજી ગયા કે શ્રીમંત માણસને બોલાવવાને સિપાઇ—પોલીસ વિગેરે સાધન મોકલવું જોઇતુ હતુ. તેથી તેણે તરતજ પોતાની સહીનું વારંટ કાઢીને વિઠ્ઠલરાયને બોલાવવાને યોગ્ય સાધન મોકલવાને પોલીસને આજ્ઞા આપી. તરતજ પોલીસના માણસો વિઠ્ઠલરાયની મરજી ઉપરાંત તેને ખેંચી લાવ્યા. ઘણીજ મહેનતે તેને જામીન ઉપર છોડ્યો. પાણી- ની પેઠે પૈસો ખર્ચ્યો, મોટા મોટા વકીલો કર્યા, ફરિયાદ તદ્દન ખોટી છે, એમ ખોટા પુરાવા પણ કોર્ટ આગળ રજુ કર્યા. પણ તેનો કાંઇ જ ઉપયોગ થયો નહિ. મેજીસ્ટ્રેટ સાહેબે વિઠ્ઠલરાયના તથા તેના સાક્ષીદારોના કહેવા ઉપર બીલકુલ ભરોંસો રાખ્યો નહિ. તે બોલ્યા: “કાશીએ કોર્ટ આગળ ચોકખે ચોકખું કહ્યું છે, કે, આરોપી ઉપર આત્મરક્ષણને ખાતર પોતાને સારમણીનો ઉપયોગ કરવો પડ્યો હતો. આ તેનું કહેવાનું કોર્ટને તદ્દન ખરૂં લાગે છે. તેના કહેવા ઉપરથી

સાબીત થાય છે, કે, આરોપીએ જો પ્રથમ મારામાર કરી હોત નહિ તો તેને પણ સારમણીનો માર મારવો પડત નહિ. આરોપી જેવો સંભાવિત ગૃહસ્થ આવું વર્તન કરે એ એને માટે શરમાવનારૂં છે. આરોપીને હું અઢી સો રૂપીઆ દંડ કરૂં છું. એ દંડની રકમમાંથી ફરિયાદી બાઇ કાશીને નુકસાની દાખલ સો રૂપીઆ આપવા."

વિઠ્ઠલરાય દંડની રકમ ભરીને છુટો થયો. તેને શિક્ષા થઇ તેને માટે કોઇને ખોટું લાગ્યું નહિ. કાશી પણ સો રૂપીઆ લઇને આનંદથી પાછી ફરી.

## પ્રકરણ ૨૭ મું.

### ઘરને આગ લાગી !

બળતા અગ્નિમાં પાછું ઘી હોમાયું ! વિઠ્ઠલરાય કાવરો બાવરો બન્યો. દંડ ભરીને આવ્યો. પછી તેનું પાપી હૃદય ખરેખરૂં ઉશ્કેરાયું. નરહત્યા, સ્ત્રીહત્યા, શિશુહત્યા, ગૃહદાહ વિગેરે અધમ વિચાર તેના મનમાં અહોરાત્ર આવવા લાગ્યા. મનમાં કલ્પના આવે કે તરત પોતાને હાથે એ કામ થવું જોઇએ. અને તે જો નહિ થાય તો પોતે પોતાના ઉપર ખીજવાય. યુદ્ધનો આરંભ થતા પહેલાં શૂરવીર સૈનિકને જેવું એક પ્રકારનું અપૂર્વ સ્ફુરણ ચઢીને અને ઉત્સાહ આવીને તેમાંજ તે લીન બને છે, તેવીજ સ્થિતિ આજ વિઠ્ઠલરાયની થઇ હતી. ફક્ત વિચાર કરીને બેસવાથી કાંઇ હવે તેના મનનું સમાધાન

થવાનું નહોતું. હાથથી કાંઇ પણ કામ કરવાને માટે તે અધીરો બન્યો, દંડ ભરતી વખત તેણે ભિષ્મ પ્રતિજ્ઞા કરી હતી કે, આજથી સાત દિવસની અંદર આનું વેર લઉં તો જ મારૂં નામ વિઠ્ઠલરાય ખરૂં ! પરંતુ એ વાતને ચૌદ પંદર દિવસ થઈ ગયા હતા. તોપણ તેના હાથથી કાંઇ પણ થયું નહોતું. આજ લગણમાં તેણે એવી કેટલીએ પ્રતિજ્ઞાઓ કરી હશે; પણ તેમાંની એક પણ પળાઇ નહોતી; તેથી તે સાપે ડંસેલા માણસની પેઠે બેભાન જેવો તરફડતો હતો.

વદ અગીયારસની રાત, જ્યાં ને ત્યાં અંધકાર છવાઇ ગયો હતો. આંખ આગળ આંગળી ધરીયે તો તે પણ દેખાવી મુસ્કેલ, એવે વખતે એક માણસ ઘણીજ સાવધતાથી હાથમાં કાંઇ લઇને વિનાયકના ઘર આગળ આવ્યો. ઝાડનાં પાંદડાના હાલવાના અવાજથી પણ તે માણસ ચમકાતો હતો. ઝાડ ઉપરનાં પક્ષીઓની જરાક પાંખ હાલે તો તેથી પણ તે બ્હીતો હતો. રાતના બાર વાગી ગયા હતા. ઘરનાં મનુષ્યો નિદ્રા દેવીના શાંતિમય પાસમાં લુબ્ધ બન્યાં હતાં. એવે વખતે આ માણસ અહીંઆં શું કરતો હશે ? આવી ભયંકર રાત્રે એકાદ ચોરની પેઠે ધીમે ધીમે પગ મુકતો તે પહેલાં આગલા બારણા પાસે આવ્યો. અને ધીરે રહીને તે બારણાને બાહરથી સાંકળ દીધી. પછી તે પાછલે બારણે ગયો ને ત્યાં પણ એમજ બહારથી સાંકળ દીધી. ફરીથી તે આગલે બારણે આવ્યો, એટલામાં સોનાની થાળી જેવો પૂર્વ ક્ષિતિજ ઉપર ચંદ્ર દેખાવા લાગ્યા. તેથી તેણે ગભરાઇને દીવાસળી સળગાવીને હાથમાંનો કાકડો સળગાવ્યો. અને તે ઘરના ખુણામાં નાંખી દીધો. આખા દહાડાના તાપથી તપેલાં લાકડાં ધીરે ધીરે સળગવા લાગ્યાં. ઘરમાં એક ખુણામાં કાકડો નાં-

ખ્યો અને હવે તે એકદમ સળગવા માંડ્યાં તે જોઇને પેલો મનુષ્ય દેહધારી રાક્ષસ વિઠ્ઠલરાયના ઘર આગળ દોડી ગયો. એટલામાં ઘરનો એક વાંસ કડડ કરતો પડ્યો. તે અવાજથી કાશી બહાર સુતી હતી તે જાગી. કોઈ પણ વિઠ્ઠલરાયના ઘર તરફ દોડીને જાય છે, એમ તેને લાગ્યું. તેથી તરતજ 'કોણ છે?' એમ કહીને 'ચોર! ચોર!' કરીને બૂમ પાડવા માંડી. તેની બૂમો સાંભળીને ભીખો ઉઠીને આવ્યો. જુએ છે તો ઘર ભડભડ બળતું હતું. શું કરવું તે પણ કોઇને સુઝે નહિ. મણિલક્ષ્મી અને સરસ્વતીનું નામ દઇને તે બંનેએ બૂમ પાડવા માંડી. આ બધી ગરબડ સાંભળીને બંને અંદર જાગૃત થયાં. મણિલક્ષ્મીએ 'શું થયું, કાશી?' એમ ગભરાઇને પૂછ્યું.

"કેર વર્ત્યો!—બારણું ઉઘાડો—અરે આગ લાગી છે–આગ!" એમ કાશી બૂમ પાડવા લાગી.

સંકટ વખતે અક્કલ બહેર મારે છે, એ વાત કંઇ ખોટી નથી. આ વખતે તેમજ બન્યું. બહારથી ભીખો અને કાશી મણિલક્ષ્મીને 'બારણું ઉઘાડીને બહાર આવો, બારણું ઉઘાડીને બહાર આવો'— એમ બૂમ પાડીને કહેતાં હતાં. પણ અંદરથી બંનેને બારણું ક્યાં છે તે જડે નહિ. કેટલીક વાર સુધી માથાફોડ કર્યા પછી બારણું હાથ લાગ્યું. પણ તે કેમે કર્યું ઉઘડે નહિ. મણિલક્ષ્મી અને સરસ્વતી બારણું ઉઘડતુ નથી કરીને હાંક મારે પણ તે કોઈનાથી સંભળાય નહિ. બહાર પણ એક સરખી બધાં બૂમ પાડતાં હતાં. કોઇનો બોલ કોઇથી સંભળાતો નહોતો. બધાંજ મોટે સાદે બુમાબૂમ કરતા હતા. બહારથી બારણાં બંધ કરેલાં તેની તરફ કોઇનું પણ ધ્યાન ગયું નહિ. અગ્નિની ભયંકર જ્વાળા પ્રસરેલી હતી. કાશી બિચારી રડતી હતી. મણિ-

લક્ષ્મી અને સરસ્વતી અગ્નિની જ્વાળાથી ગભરાયાં હતાં. તેમને એમ લાગતું હતું કે આટલી બધી આગ લાગી ગઇ છે અને આટલા બધા લોકો ભેગા થયા છે તોપણ આપણને બહાર કાઢવાને કેમ કોઈ તૈયાર થતું નથી. તેથી મણિલક્ષ્મી તથા સરસ્વતી મોટે ધાટે અકળાઇને બૂમ પાડવા લાગ્યાં. એટલામાં ગોવિંદરાય અને ગુલાબ આ ગડબડથી જાગી ઉઠયાં, આસપાસના કેટલાક બધા લોકો ભેગા થયા હતા, પણ વિઠ્ઠલરાયનું બારણું કંઇ હજુ સુધી ઉઘડયું નહોતું. હવે આખું ઘર સળગવા માંડયું. મણિલક્ષ્મી, સરસ્વતી અને નાનું બાળક, એ ત્રણે બડથુ થઇ જવાનો વખત પાસે આવ્યો હતો, ચારે બાજુથી ભયંકર જ્વાળા તેમના શરીર ઉપર આવતી હતી આ જોઇને ગોવિંદરાય રડવા લાગ્યો. ગુલાબ તો ગભરાઈ ગઈ. એકઠાં થયેલાં માણસોમાંથી કોઈ પણ અંદરના માણસોને બચાવવાને તૈયાર થતા નથી, એ જોઇને ગોવિંદરાયને શૂર ચઢયું. હીંમત ધરીને તેણે આગમાં ભુસ્કો માર્યો. એ જોતાં ભીખો પણ તેની સાથે ગયો. તે બંનેએ બારણું ઉઘાડીને તે મૃતવત્ બનેલાં ત્રણે માણસોને અગ્નિમાંથી બહાર કાઢયાં, મણિલક્ષ્મીને તે દિવસે અગીયારસ હતી. તેથી અપવાસ કરવાને લીધે તે અશક્ત બન્યાં હતાં. આ જ્વાળા તેને અસહ્ય લાગી, અને તેથી તે બેભાન થઇને પડયાં હતાં. શરીર ઉપર દેવતા પડયો હતો તેથી તે પુષ્કળ દાઝયાં હતાં. સરસ્વતી પણ થોડું ઘણું દાઝી હતી. છોકરો તો તરફડતો હતો. ગુલાબ તે બધાંને પોતાના ઘરમાં લાવી. અને તે તથા કાશી બંને જણાં તે ત્રણેને પંખો નાંખવા લાગ્યાં.

આગ ઓલવવા માટે લોકોએ કરેલા પ્રયત્ન વ્યર્થ ગયા. આખું ઘર બળીને ખાખ થયું. સુતરનો તાર સુદ્ધાં બહાર કાઢી શકાયો નહિ.

વિઠ્ઠલરાયના ઘરને પણ થોડું નુકસાન થયું. વિઠ્ઠલરાયને આજ કારણે બારણું ઉઘાડવું પડયું. આટલી વાર ઘોંઘાટ થયો પણ બીલકુલ જાગ્રત થયો નહોતો. પણ પોતાના ઘર ઉપર અગ્નિની જ્વાળા આવે છે, એમ સાંભળતાંજ એકદમ બારણું ઉઘાડયું. બહાર આવીને આગમાંથી પોતાના ઘરનું રક્ષણ કરવાની તજવીજ કરવા લાગ્યો. વિઠ્ઠલરાયના ઘરને બહુ નુકસાન થયું નહોતું.

## પ્રકરણ ૨૮ મું.

### બે મરણ.

સવારનો પહોર થયો. ઘર બળીને ખાખ થયું હતું, તોપણ આગ તદન ઓલવાઇ નહોતી. રાતના આવેલા લોકો આજીને પોત પોતાને ઘેર ગયા, જે લોકો રાત્રે આવ્યા નહોતા, તેઓ ગંમત જોવાને હમણાં આવતા હતા. વિઠ્ઠલરાય મળસ્કામાં ઉઠીને કંઇ કામ નિમિત્તે બહાર ચાલ્યો ગયો હતો. અને ત્યાં જઇને પોતાના એક મિત્રની મારફતે વિનાયકને પત્ર લખીને મોકલ્યો. તેમાં ફક્ત એટલુંજ લખાવ્યું હતું કે, 'તમારા ઘરને ગઇ રાત્રે એકાએક આગ લાગી, અને તેમાં તમારી મા, પત્ની, અને છોકરો એ ત્રણે જણાં બળીને મરી ગયાં છે.' જાણે વિનાયકનું ઘર બાળીને પણ હજુ એના મનનું સમાધાન થયું ન હોય તેમ આ રાક્ષસે એનું મન બાળવાની પણ તૈયારી કરી.

મણિલક્ષ્મી વેદનાથી તરફડતાં હતાં. વિનાયકનો છોકરો કુમુદ

'બા, બા,' કરીને રડતો હતો. સરસ્વતીની તબિયત રાતના કરતાં અત્યારે સારી થઇ હતી. છોકરાને ખોળામાં લઇને તે રડતી બેઠી હતી. મણિલક્ષ્મીના માથા ઉપર, છાતી ઉપર અને જમણા પગ ઉપર સળગતાં લાકડાના ટુકડા પડવાથી તે અતિશય દાઝયાં હતાં. માથા ઉપર તો ચામડી પણ ઉખડી જઇને મોટા મોટા ફોલ્લા થયા હતા. કુમુદ તો ન્હાનું કુમળું બાળક! અગ્નિની ભયંકર જ્વાળાથી તેનું કુમળું શરીર લાલ હીંગળોક જેવું થયું હતું. તેને આખે શરીરે ઝ-ઝેલા ફુટયા હતા. અને તેથી તેને એટલી બધી વેદના થતી હતી કે તેનાથી બરાબર સુવાતું પણ નહોતું. શરીર ઉપર હાથ લગાડતાંજ "બા, બા," કરીને ચીસો નાંખતો હતો. સરસ્વતીને પણ આખે શરીરે વેદના થતી હતી. પણ ધીમે ધીમે તેને ઠીક થતું લાગતું હતું. પેટના છોકરાનું અને સાસુજીનું દુઃખ જોઇને તેની આંખમાંથી એક સરખાં અશ્રુ વહેતાં હતાં. તેમનું દુઃખ જોઇને તેને પોતાના દુઃખનું કંઇ પણ લાગતું નહોતું.

જેમ જેમ તડકો વધારે સખત પડવા લાગ્યો, તેમ તેમ મણિ-લક્ષ્મી અને કુમુદને શરીરે લાહ્ય લાહ્ય ઉઠવા લાગી. દુઃખને લીધે તેઓ બંને તરફડવા લાગ્યાં. ભીખો અને કાશી બંને જણા પંખો નાંખતાં હતાં. પડોશનાં જે કોઇ ખબર લેવા આવતાં તેઓ આ બંનેની અવસ્થા જોઇને દિલગીર થતાં. અને પછી આ આગ કેમ લાગી એ એની મેળે લાગી કે કોઇએ હાથે કરીને લગાડી, એ સવાલ સહેજજ નીકળતો.

"કોઇ પણ દુષ્ટ રાક્ષસે આવું કામ કરીને વેર વાળ્યું હોવું જોઇએ! નહિ તો ઘરના ખુણામાંથી પહેલી આગ ક્યાંથી સળગે?

અને જો કોઈએ જાણી જોઇને આ કામ કર્યું નહોત તો બહારથી બારણાં કેમ બંધ થાત? અરે, આવા દયાળુ અને સદ્‌ગુણી માણસોની સાથે શત્રુવટ રાખનારો એવો કયો ચંડાળ હોવો જોઇએ? આવાં નિરપરાધી માણસોનો નાહક જીવ લેવાને તૈયાર થનારો નિર્દય રાક્ષસ કોણ હશે?" એમ જે તે કહેવા લાગ્યાં.

કાશી દુઃખથી તથા ક્રોધથી બેબાકળી બનીને રડતાં રડતાં બોલી: "હું ખાત્રીથી કહું છું કે એ મોટાભાઇનું જ કામ હોવું જોઇએ. મેં તેને મારી આંખે જોયા હતા. આખું ગામ આગ ઓલવવાને ભેગું થયું હતું પણ તેણે-ઢુંકીને પણ જોયું નહિ?"

કાશીની પોતાની આંખે જોયાની વાત તો ખોટી હતી, તે કહેવાની જરૂર નથી.

ભીખો બોલ્યો: "કાશીની બૂમ સાંભળીને હું ઝબકીને ઉઠયો અને બહાર આવ્યો ત્યારે મેં મોટાભાઇને તેના ઘર આગળ ઉભેલા જોયા. મને જોતાંજ તેણે અંદર જઇને બારણું બંધ કર્યું."

આ પ્રમાણે અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. વિઠ્ઠલરાય ઉપર બધાને વહેમ આવવા માંડયો. તેમાં વળી વિઠ્ઠલરાયના સવારમાં ઉઠીને બહાર ચાલ્યા જવાથી તો વહેમ વધારે દૃઢ થયો. પડોશીના લોકો તેના ઉપર ખીજવાવા લાગ્યા.

મણિલક્ષ્મી જે આટલીવાર બેભાન પડયાં હતાં તેઓ જરા શુદ્ધિમાં આવ્યાં. અને તેથી તેમને કાને આ બધી વાત ગઇ. વૃદ્ધનો જીવ તલપાપડ થવા લાગ્યો. કપાળ ઉપર હાથ મારીને તે બોલ્યાં: "ભગવાન! આવોજ શું તારો ન્યાય? અરે, મેં એવાં કયાં

ભયંકર પાપ કર્યાં હતાં, કે જેથી આ બધું જોવા હું જીવી? નારાયણ—"

અસહ્ય સંતાપથી મણિલક્ષ્મીએ કપાળ ઉપર હાથ માર્યો, તે માથા ઉપરના ફોલ્લા ઉપર પડવાથી તે ફોલ્લો ફુટ્યો, અને તેમાંથી પાણી વહેવા માંડયું અને તેથી તેની આંખ તથા મ્હોંડામાં તે પાણી જવાથી તે ફરીથી બેભાન થયાં!"

આખે શરીરે વેદના થતી હોવાથી કુમુદ ઘણોજ તરફડતો હતો. 'બા, બા,' કરીને રડતો હતો, ધીમે ધીમે તેનો કંઠ રૂંધાવવા માંડયો. સરસ્વતીની આંખમાંથી અશ્રુ વહેતાં હતાં. બિચારી મન કઠણ રાખીને તે બાળકની સારવાર કરતી હતી. તે સુંદર બાળકની સ્થિતિ જોઇને તેનો જીવ બળી જતો હતો. "સરસ્વતી, તું કંઇ વિચાર કર, આમ રડ નહિ." એમ કહીને ગુલાબે તેના મનનું સમાધાન કરવા માંડયું. માનું જોઇને વિમળા પણ આજે પોતાની ડોશીની તથા કાકીની સારવાર કરવામાં પડી હતી.

મણિલક્ષ્મી ફરીથી શુદ્ધિમાં આવ્યાં, અને સરસ્વતીને રડતી જોઇને ગદ્‌ગદિત કંઠે બોલ્યાં: "બ્હેન, રડ નહિ! તું રડીશ તો મારો કુમુદ રડી રડીને જીવ કાઢશે?"

કુમુદની કેવી સ્થિતિ છે, તેની હજુ સુધી મણિલક્ષ્મીને ખબર નહોતી. તેથી તે બોલ્યાં: "ક્યાં ગયો મ્હારો કુમુદ? લાવોની તેને મારી પાસે આજે આખા દિવસમાં મેં મારા કુમુદને લીધો નથી?"

કાશી તેને પંખો નાંખતી મુંગે મ્હોડે બેઠી હતી. મણિલક્ષ્મીનું આ બોલવું સાંભળીને તેનાથી હવે મુંગાં રહેવાયું નહિ. તે બોલી: "મુઆંનું સત્યાનાશ જજો? મુઆંનું મન તો જાણે પથ્થરનું જ!

આવા રૂપાળા છોકરાની આવી સ્થિતિ કરવા નીકળતાં તેના હાથ પગ કેમ ભાંગ્યા નહિ? જોજોને ભગવાન એ મુઆંને બાર મહિનાની અંદરજ આનું ફળ ચખાડે છે કે નહિ ?"

ધીમે ધીમે મણિલક્ષ્મી તથા કુમુદની સ્થિતિ વધારે ને વધારે ખરાબ થવા લાગી. સરસ્વતીથી તે સ્થિતિ જોવાય નહિ. કુમુદને કાશીના ખોળામાં આપીને તે એક તરફ જઇને રડવા બેઠી. આ લાગ જોઇને મંગળા ગુલાબને પોતાના ઘરમાં બોલાવીને કહેવા લાગીઃ "આ તમે માંડયું છે શું, ગુલાબ? હજુ તમારૂં મન તેણી તરફજ વળે છે? અરે, એ રાંડને ખાતર આટલું બધું દુઃખ વેઠવામાં તમને ફાયદો શું થવાનો છે? એ લોકો તમારો ઉપકાર સુદ્ધાં માનવાનાં નથી? હજુ તમે એ લોકોને બરોબર ઓળખ્યાં નથી?"

પરંતુ આજે ગુલાબે પોતાની મોટી જેઠાણીનો ઉપદેશ માન્યો નહિ. મંગળાનો રાક્ષસી સ્વભાવ તેણે આજે ઓળખ્યો તેનો તિરસ્કાર કરીને બોલીઃ "ભાભીજી, તમે પણ શું આવું બોલો છો? અરે, પથ્થરનું દિલ હોય ત્હેવા માણસને પણ આ લોકોની આવી સ્થિતિ જોઇને દયા આવ્યા વગર રહે નહિ. ઘરબાર બળી ગયાં, પહેરવાને એક લુગડું સુદ્ધાં રહ્યું નહિ, સાસુજી તથા તે કુમળું બાળક હમણાં કે કયારે જશે તેનો ભરૂંસો નથી! ભાભીજી, હું ખરૂં કહું છું કે મેં આવો સુંદર છોકરો કયાંય જોયો નથી. અને એટલો તો વિચાર કરો, કે તે બિચારાંએ સ્વપ્ને પણ કોઇનો અપરાધ કર્યો છે કે? આપણે તેને વગર કારણે કેટલાં હેરાન કર્યાં, કેટલું દુઃખ આપ્યું? પણ તેઓ મ્હોંડેથી એક અક્ષર પણ બોલ્યાં છે કે? કોણ એટલું

સહન કરે ? એમ નકામા કોઇનો પીછો લેવામાં માલ નહિ ! ભાભીજી, તમે એટલાં બધાં નિર્દય કેમ ?"

બોલતાં બોલતાં ગુલાબની આંખમાં પાણી આવ્યાં. મંગળા નાસીપાસ થઇને વાંકુ મ્હોકું કરીને ત્યાંથી ચાલી ગઇ.

રાતના તેઓનું દુઃખ વધવા માંડ્યું. મણિલક્ષ્મીને પોતાના દુઃખનું કંઇ પણ લાગતું નહોતું. પણ પોતાના કુમુદની સ્થિતિ સાંભળીને તેનો જીવ વખવખતો હતો. અતિશય દુઃખથી ખીજવાઇ જઇને તે મોટે મોટે ઘાંટે ગાળ દેતાં હતાં: "જેણે મારા કુમળા બાળકની આવી દુર્દશા કરી તે મુઆંનું ધુળધાણી થજો ? મારા જેવી ઘરડી દુઃખિયારીના નિસાસા લીધા તે મુઆં તરફડી તરફડી મરજો ! આવી રીતે ઇશ્વર તેમને સુખમાં રહેવા દેવાનોજ નથી ?" બોલતાં બોલતાં મણિલક્ષ્મી પાછાં બેભાન થયાં.

વિઠ્ઠલરાય અને મંગળાથી આ શબ્દ સંભળાતા હતા. તેથી તે વૃદ્ધના દરેક શબ્દથી તે થરથર ધ્રુજતાં હતાં. મંગળાના શરીર ઉપર તો રૂંવાં પણ ઉભાં થયાં હતાં. વિઠ્ઠલરાય ઉંઘમાંથી પણ ઝબકીને ઉઠતો હતો.

રાતના ત્રણ વાગ્યા હતા. દીવો ઝીણો ઝીણો બળતો હતો. ગઈ રાતના ઉજાગરો તથા થાકને લીધે ગોવિંદરાય ઉંઘી ગયો હતો, મણિલક્ષ્મી વચ્ચે વચ્ચે પાસું બદલતાં હતાં, કુમુદને કાશી પાસેથી પોતાના ખોળામાં લઇને સરસ્વતી ચિંતાતુર ચહેરે બેઠી હતી. ગુલાબ પાસેજ હતી. બધાંની આંખમાંથી અશ્રુ વહેતાં હતાં, પછી ધીરજ તે કોણ કોને આપે !

કુમુદની સ્થિતિ હવે ઘણીજ ભયંકર થઇ હતી. તેને અતિ-

શય વેદના થતી હોય એમ લાગતું હતું. થોડી થોડી વારે તે એક-દમ ચમકીને ઉઠતો હતો. હવે તો તેને લોહીની ઉલટી થવા માંડી હતી. શ્વાસ લેતાં પણ તેને ભારે પડતું હતું. તેની આવી સ્થિતિ જોઇને સરસ્વતી અને કાશી રડવા લાગ્યા. ગુલાબે ગભરાઇને પોતાના પતિને ઉઠાડયો. ગોવિંદરાય આંખ ચોળતો ચોળતો ત્યાં આવીને ઉભો. એટલામાંજ સરસ્વતીના ખોળામાંજ કુમુદનો જીવ ચાલ્યો ગયો. સરસ્વતીએ હૃદયભેદક ચીસ નાંખી. ગુલાબે કુમુદનું અચેતન શરીર સરસ્વતીના ખોળામાંથી લઇ લીધું અને પોતે પણ રડવા લાગી. બેભાન પડેલાં મણિલક્ષ્મીને આ દુઃખદ વાતની બીલકુલ ખબર પડી નહિ. તેની પોતાની સ્થિતિ પણ ધીમે ધીમે વધારે ભયંકર બનતી હતી. સવાર પડતામાં તે ગમે તેમ બબડવા લાગ્યાં.

"ભાઇ! તેં સારૂં કર્યું!—સારૂં કર્યું હોં!—આપીશજ તો—કેમ નહિં આપું?—તું કોણ મારા કુમુદને લેનાર?—નહિં—નહિં—જુઓ તે મારો બાલુડો રડે છે તે—આ—આ! મારો ભાઇ સુનો પડી ગયો છે—મ્હારા વગર! આવ—કુમુદ—આવ—મારી પાસે આવ તો ભાઇ! અરે ચોર! મારાથી બીએ છે!"

મણિલક્ષ્મી જરાક અટકીને ફરીથી રડતાં રડતાં મોટેથી બોલ્યાં: "લઇ જાય છે—લઇ જાય છે—મારા કુમુદને જોને કોઇ લઇ જાય છે! અરે વિનાયક, તું તો દોડ—અરે—પકડ—પકડ—તે મુઆને. મુઆ લુચ્ચા—મારા વિનાયકને પણ લઇ ગયા—અરે ઈશ્વર!"

સવારના આઠ વાગ્યા હતા. પણ હજુ મણિલક્ષ્મીનું બબડ-વાનું કંઇ અટકયું નહોતું. "જુઓ મુઓ ચંડાળ ફરીથી આવ્યો—હજુ કોને લઈ જવાનું બાકી છે?—માર—માર—મુઆ રાક્ષસ—જીવ

લેવો હોય તો લઇ લે—હવે રડવાની નથી—હવે શાને માટે હું રડું?—મારો કુમુદ મોટો થશે—કોણ કહેતું હતું કે તે મોટો થશે નહિ એમ? મારો કુમુદ તો—"

મણિલક્ષ્મીનું આવું વિચિત્ર બોલવું સાંભળીને બધાંની આંખમાં પાણી આવતાં હતાં. બે વાગતાને સુમારે મણિલક્ષ્મી પાછાં શુદ્ધિમાં આવ્યાં. સરસ્વતીને રડતી જોઇને તે બોલ્યાં: "બ્હેન, તું રડ નહિ! આ દુઃખ કંઇ તારૂં ઘણો વખત રહેવાનું નથી—ભગવાન તારૂં કલ્યાણ કરશે. આવ—બ્હેન—આવ—મારી પાસે આવ—"

પછી મણિલક્ષ્મી ગુલાબ તરફ નજર ફેરવીને બોલ્યાં: "ગુલાબ મારા મનનું સમાધાન થયું—સુખી રહો. ઈશ્વર તમને દીર્ઘાયુષ્ બક્ષે—મંગળા ક્યાં છે—કંઈ દેખાતી નથી—"

મંગળાને ક્યાં સાસુ મરે છે કે જીવે છે તેની પરવા હતી? મણિલક્ષ્મીએ સરસ્વતી તથા ગુલાબને ખરા મનથી આશિર્વાદ આપીને આકાશ તરફ આંખ ફેરવી તે ફેરવીજ!

## પ્રકરણ ૨૯ મું.

## વિનાયકની ગંભીર માંદગી.

મુલમૈનની હવા આ વખતે વિનાયકને બીલકુલ માફક આવી નહિ. ઘેરથી આવ્યા પછી થોડાજ દિવસ સારૂં લાગ્યું. પણ તે પછી ટૂંકી મુદતમાં પાછો તે તાવમાં સપડાયો. ડૉકટરની દવા ચાલુ હતી

પણ તેનાથી પણ કાંઇ તાવ નરમ પડે નહિ. ડૉકટર રોજ એમ કહેતો હતો કે " હજુ થોડા દિવસ આજ દવા લો એટલે તમારો તાવ ચાલ્યો જશે." પરંતુ તેના કહેવા પ્રમાણે કંઇજ બન્યું નહિ. વચ્ચે વચ્ચે થોડા દિવસ તાવ આવતો નહિ એ વાત ખરી, પણ પાછો થોડા દિવસ રહીને એનું એ! વિનાયકની તબિયત આને લીધે ખરાબ થઇ હતી. દિન પર દિન અશક્તિ વધતી જતી હતી. આવી સ્થિતિમાં એને વિઠ્ઠલરાયે પોતાના મિત્રની મારફતે મોકલેલો પત્ર મળ્યો. વિનાયકને દુઃખ દેવાનોજ વિઠ્ઠલરાયનો હેતુ હતો, તે આ પત્રથી સફળ થયો. પત્રમાંની દુઃખદાયક હકીકત વાંચતાંજ વિનાયક ગભરાઇ ગયો. પત્ની, પુત્ર અને માતાના અકસ્માત મરણની ખબર પડતાંજ અતિશય દુઃખને લીધે તેનું અંતઃકરણ બળવા લાગ્યું. તેજ દિવસે તેને ઘણોજ જોરમાં તાવ ભરાયો, અને તે બેભાન થયો.

સ્માઇલ સાહેબ વિનાયકની ખબર જોવા આવ્યા હતા. તેની આ સ્થિતિ જોઇને ડૉકટરને પૂછ્યું: " આજે એને એકાએક આટલો બધો જોરમાં તાવ આવવાનું કારણ શું ?"

ડૉકટરને વિનાયક સાથે સારો પરિચય થયો હતો. વિનાયક ઉપર આવેલા પત્રની હકીકત તેણે સાહેબને કહી. અને બોલ્યા: " પત્રમાંની દુઃખદાયક હકીકત સાંભળીને તેના અંતઃકરણને ધક્કો લાગ્યો છે. શરીરમાં અશક્તિ હોવાને લીધે આ દુઃખદ સમાચાર સહન થઇ શક્યા નહિ."

" તમને એની સ્થિતિ જોઇને કેમ લાગે છે ?"

" મને કંઇ ઠીક લાગતી નથી! માનસિક દુઃખ ઓછું થાય

નહિ ત્યાં સુધી એને સારૂં થવું મુશ્કેલ અને એનું આ દુઃખનું નિવારણ કરવાનો કંઈ રસ્તો મ્હને સુઝતો નથી."

સ્માઈલ સાહેબ દિલગીર થયા. ઘણીજ વાર સુધી તે એક ચિત્તે વિનાયકના સામું જોતા હતા. વિનાયક બેશુદ્ધ થઈને પડયો હતો. થોડી થોડી વારે તે કંઇ કંઇ બબડતો હતો. છેવટે એક નિઃશ્વાસો નાંખીને સાહેબે ડૉકટરને કહ્યું: "આ જુઓ, તમે તમારાથી બનતા ઉપાય કરો; તમારે જોઈએ તો કોઇ બીજા ડૉકટરને બોલાવો. હું જેટલા જોઇએ તેટલા પૈસા ખર્ચીશ. તમારે તેની બીલકુલ ફીકર રાખવી નહિ. આને જો તમે આ મંદવાડમાંથી સારો કરશો તો હું તમારી મહેનતનો બદલો આપ્યા વગર રહેવાનો નથી."

"હું મારાથી બનતી મહેનત કરવામાં બાકી રાખવાનો નથી. પરંતુ યશ આપવાનો ભગવાનના હાથમાં છે."

રૂમાલવતી કપાળ ઉપરનો પરસેવો લુંછતાં લુંછતાં સાહેબ ત્યાંથી ગયા. તેને આંફીસમાં કંઈ કામ સુઝે નહિ. વિનાયક ઉપર તેને ઘણોજ પ્રેમ હતો. હમણાંજ સાહેબે એને મુખ્ય મેનેજરની જગા આપી હતી. વિનાયક કામ ઉપર હોય ત્યારે સાહેબ આઠ આઠ દશ દશ દિવસ સુધી તે તરફ બીલકુલ લક્ષ નહિ આપે તોપણ સઘળું બરોબર ચાલતું હતું. એટલો સાહેબનો તેના ઉપરનો વિશ્વાસ દિન પર દિન વધ્યે જતો હતો.

ડૉકટર પોતાનાથી બનતા પ્રયત્નો કરતા હતા. સ્માઇલ સાહેબ જાતે ઘડીએ ઘડીએ વિનાયકની ખબર લેવા આવતા હતા. પરંતુ તાવ કાંઇ ઓછો થતો નહોતો. ધીમે ધીમે રોગીની સ્થિતિ વધારે ખરાબ થતી જતી હતી. સ્માઇલ સાહેબ આથી ગભરાયા. વિના-

ચકના મિત્રોમાંથી કોઇને પણ આ હકીકતની ખબર આપવી જોઇએ, એમ એને લાગ્યું; પરંતુ કોઇનું પણ સરનામું તેને ખબર નહોતું. છેવટે તેણે વ્હાઇટ સાહેબને તારથી આ હકીકત જણાવી.

બીજે દિવસે વિનાયક રોજના કરતાં જરાક હોંશીયાર થયો હતો. એ જોઇને "તારા મંદવાડની હકીકત કોઇને જણાવવી છે કે?" એમ સ્માઇલ સાહેબે તેને પૂછ્યું.

"મારૂં હવે કોણ છે–કોને ખબર આપવાની?" બોલતાં બોલતાં વિનાયકની આંખમાં પાણી આવ્યાં. અને તકીયા નીચેનો પત્ર કાઢીને તે સાહેબના હાથમાં આપ્યો.

સાહેબ બોલ્યા: "અંદરની હકીકતની મ્હને ખબર પડી છે. પણ વિનાયક, આ પત્રને વિષે મ્હને સંશય આવે છે. આ વાત જો ખરી હોત તો તારો ભાઇ પત્ર લખીને તને નહિ જણાવત?"

જમણો હાથ કપાળ ઉપર મુકીને વિનાયક બોલ્યો: "મ્હારે હવે ભાઇજ ક્યાં છે? હું તો તેમનો દુઃશમન છું!–મ્હારૂં હવે આ દુનિયામાં કોઇજ રહ્યું નથી. બધાંજ મ્હને છોડીને—"

બોલતાં બોલતાં વિનાયકનું હૈયું ભરાયું. વિનાયકનું મન જરા સ્થિર થતાંજ પેલા પત્ર વિષે સ્માઇલ સાહેબે કાઢેલી શંકાનો વિચાર તેના મગજમાં આવવા માંડ્યો. હવે તેને પણ પત્રને માટે સંશય આવવા માંડ્યો. સાહેબ કહે છે તે તદ્દન ખોટું નથી, એમ એને લાગ્યું, અને તેથી તેનું મન જરાક શાંત થયું. પરંતુ તે ક્ષણિકજ રહ્યું. કેમકે અતિશય ચિંતાગ્નિને લીધે તેનું કુમળું અંતઃકરણ બળી રહ્યું હતું. પોતાનાં અશ્રુપૂર્ણ નેત્ર તે દયાળુ સ્માઇલ સાહેબની તરફ જોઇને વિનાયક બોલ્યો: "સાહેબ, તમે કહો છો તે ખરૂં હશે કે?

પણ નહિ ! મ્હારૂં મનજ મ્હને કહે છે કે પત્રની હકીકત ખરી હોવી જોઇએ. મ્હારૂં હૃદય આકુળ વ્યાકુળ થઈ ગયું છે, અને મન પણ ઉદાસ તથા શૂન્ય બન્યું છે. સાહેબ, મ્હારૂં નસીબજ ફુટેલું છે ! કંઇ મંદવાડ આવીને તેગાંજ જો ખોટું થયું હોત તો મ્હને આટલું લાગત નહિ; પરંતુ ઘરની અંદર બધાં બળી મુઆં, એ સાંભળીને મ્હારૂં હૃદય ચિરાઇ જાય છે. મ્હારી મા યાદ આવે એટલે મનમાં પત્ની અને પુત્ર તો આંખ આગળ તર્યા કરે છે એટલે ક્ષણે ક્ષણે મ્હારા મનને કાંઇ કાંઇ થઇ જાય છે."

વિનાયકનું પાછું હૈયું ભરાયું. આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. થોડીવાર રહીને આંખ લુંછીને તે ગદ્દગદિત સ્વરે બોલ્યો: "સાહેબ ! મ્હારે હાથે તેમને જરા પણ સુખ મળ્યું નથી ! અરેરે, તેમનું કેવી ખરાબ રીતે મરણ આવ્યું ? હું આટલે દૂર શામાટે આવ્યો ? જે મને માટે મેં મ્હારા જીવની પણ દરકાર કરી નહિં, તેજ આજે મને છોડીને ગયાં !"

આ હૃદયભેદક વચનો સાંભળીને સાહેબ પણ ઘણાજ દિલગીર થયા. વિનાયકનો હાથ પોતાના હાથમાં લઇને તે મમતાથી બોલ્યા: "વિનાયક, તું નકામો આમ ગભરા નહિ. તારા મિત્રોમાંથી મ્હને કોઇનું પણ સરનામું કહે, એટલે હું હમણાજ તેને તાર કરીને ત્યાંની ખબર મંગાવું. એ વગર મારા મનનું સમાધાન થવાનું નથી. હું આવી ઉપલકીયા ખબર માનવાનો નથી."

વિનાયક જરાક હસ્યો અને બોલ્યો: "સાહેબ, હવે મ્હારે સારા થઇને કામ શું છે ? આ દુનિયાનો મ્હને અતિશય કંટાળો આવ્યો છે, સાહેબ, તમેજ કહો, કોઇ મ્હારૂં આ દુનિયામાં છે—અને

સારો થઈને કોને માટે આ બધી માથાફોડ કરૂં ? જેનું કષ્ટ દુર કરવાને ખાતર હું ઘરબાર છોડીને–જેનો અસહ્ય વિયોગ સહન કરીને હું આ દૂર દેશમાં આવ્યો. તે બધાં તો મ્હને છોડી ગયાં. હવે આ દુનિયામાં મ્હારે રહીને કામ શું છે ?"

એમ કહીને વિનાયકે આંખ ઉપર ઓઢવાનું લીધું અને અશ્રુ ઢાળવા લાગ્યો. તેની સાથે હવે વધારે બોલવામાં માલ નથી, એમ લાગવાથી સ્માઇલ સાહેબ મુંગા રહ્યા. કેટલીક વારે સાહેબ તરફ જોઇને વિનાયક આવી સ્થિતિમાં પણ નમ્રતાથી બોલ્યો: "સાહેબ! તમારી મરજી હોય તો જયંતિલાલને તાર કરો, એટલે ખરી હકીકત સમજાશે; પરંતુ મહેરબાની કરીને મ્હારી માંદગીની વાત તેને બીલકુલ જણાવશો નહિ. કેમકે, સદ્‌ભાગ્યથી જો આ પત્રની હકીકત ખોટી હશે તો તે માણસો નકામાં ગભરાઇ જશે. જયંતિલાલ તો તરતજ અહીંઆં દોડી આવશે. આ દુનિયામાં જયંતિલાલ એજ એક મ્હારો ખરો મિત્ર છે. મ્હારા સારા માઠાની ખબર પણ તમે તેને આપજો. એટલે તે બરોબર વ્યવસ્થા કરશે. તમારા આગ્રહથી મેં પાંચ હજારનો વીમો ઉતરાવેલો છે, એ પાંચ હજાર રૂપીઆ મ્હારી પછી જો મ્હારી પત્ની જીવતી હોય તો તેને મળે એમ તજવીજ કરજો. તમારો ઉપકાર હું કદી પણ ભૂલવાનો નથી—"

"અરે, તું તો જાણે જવાને રસ્તે લાગ્યો હોય એમ બોલે છે! વિનાયક, તું આટલો બધો ગભરાય છે કેમ ?"

"શું ! હું ગભરાઉં છું ! નહિ, નહિ સાહેબ ! મૃત્યુથી હું હવે શું કામ બીઉં ?" વિનાયક આવેશથી બોલ્યો, અને "સરસ્વતી, સરસ્વતી !" એમ કહીને મોટે સાદે બુમો પાડવા લાગ્યો.

સ્માઇલ સાહેબ ગભરાયા. તેણે તરતજ ડૉકટરને બોલાવવા મોકલ્યું. રંગુનમાં તેના ઓળખાણનો એક યુરોપીઅન ડૉકટર હતો. તેને પણ એકદમ આવવાને માટે તાર કર્યો. અને તેજ દિવસે જયંતિલાલને તાર કરીને ત્યાંની ખરી હકીકત મંગાવી. વિનાયકની માંદગી વિષે તેને હાલમાં જણાવવાનું ઠીક નહિ લાગ્યાથી તારમાં તે બાબત કંઇજ લખ્યું નહિ.

વિનાયકને ચિતભ્રમ થયા જેવું થયું. "સરસ્વતી સરસ્વતી!" કરીને ગાંડાની માફક તે બૂમો પાડતો હતો. ડૉકટરના કહેવા ઉપર તેણે બીલકુલ ધ્યાન આપ્યું નહિ, તથા સ્માઇલ સાહેબના ધમકાવવાનું પણ કંઇ પરિણામ આવ્યું નહિ. ઘડીમાં તે 'સરસ્વતી' કહીને ખડખડ હસે, તો ઘડીમાં 'ક્યાં છે તે?' કહીને રડે. કોઇ કોઇ વખત તો ગમે તેમ બબડયાજ કરતો હતો. એક વખત તો તે કહેવા લાગ્યો કે "બા—બા—બા—ઉભી રહે; જા નહિ. અરેરે, શું દુઃખ?—જશે—એ પણ દિવસ જશે—તેની શું કામ ફીકર કરવી? આવા ભયંકર પાપનું ઈશ્વર પ્રાયશ્ચિત પણ ભયંકરજ આપશે—જુઓ, જુઓ, ઉપરથી પ્રભુ પણ 'હા' એમ કહે છે.—અહાહા, કેવું સુંદર—કેવું—?"

ડૉકટરને અને સ્માઇલ સાહેબને લાગતું હતું કે વિનાયક કાંઇ પણ ખોટું ખોટું લવે છે. પણ વિનાયકનો એકંદર વૃતાંત જેને જેને ખબર છે, જેને જેને તેના ભાઇનાં ઘોર કૃત્યોની ખબર છે, તેમાંનું કોઇ પણ જો આ વખતે વિનાયકની પાસે હોત તો તેની નક્કિ ખાત્રી થાત કે આ બબડે છે તેમાંનો એક શબ્દ પણ ખોટો નથી. માના દુઃખથી, પત્નીના દુઃખથી તથા મોટાભાઇના રાક્ષસી વર્તનને લીધે તેનું હૃદય તપી રહ્યું હતું. મોટાભાઇઓએ એને અતિશય હેરાન કર-

વાને લીધેજ વિનાયક ઘરબાર છોડીને બ્રહ્મદેશ જેવા દૂર દેશમાં આવ્યો—કે જ્યાં તેનાં પોતાનાં કોઇ પણ નહોતાં. એવે ઠેકાણે એ ગંભીર માંદગીને બીછાને પડયો હતો. સાહેબ એની માંદગીનું આ સ્વરૂપ જોઇને અતિશય દિલગીર થયા.

---

## પ્રકરણ ૩૦ મું.

### સરસ્વતીનું સૌભાગ્ય.

વિનાયકનું ઘર બળી ગયું, તે વખતે જયંતિલાલ મુંબાઈ હોવાથી તેને એ વાતની ઘણા દિવસ સુધી ખબર પડી નહોતી. ઉડતી ઉડતી તે વાતની ખબર પહેલાં એને ઘેર પડી; અને ત્યાંથી શારદાએ પત્ર લખીને તે વાત એને જણાવી. પત્ર વાંચતાંજ તે પોતાને ઘેર જવા નીકળ્યો. એટલામાં સ્માઇલ સાહેબનો મુકેલો તાર તેને મળ્યો. વિનાયકના મંદવાડથી ગભરાઈ જઇને સ્માઇલ સાહેબે પહેલાં વ્હાઇટ સાહેબને તાર મુકયો હતો, તે વાંચકોને યાદ હશેજ. કર્મસંજોગે વ્હાઇટ સાહેબ એક ઠેકાણે સ્થિર નહિ રહેવાથી તેની તરફની માહિતી જયંતિલાલને મળી નહોતી: તેથી સ્માઇલ સાહેબનો આ તાર વાંચીને તેને તે બાબતનો સંશય આવ્યો નહિ. ઉલટું, આ હકીકત એટલી બધી જલદી ત્યાં જઇ કેમ પહોંચી, તેને માટે તે આશ્ચર્ય પામ્યો. "હશે, વખતે સરસ્વતીએ પત્ર લખ્યો હશે," એમ સમજીને તેણે સ્માઇલ સાહેબને તરતજ તારથી જવાબ આપ્યો કે "હા, વિનાયકનું ઘર બળી ગયું; એ વાત ખરી છે; તેની મા, અને

છોકરાને અતિશય ઇજા પહોંચી છે; એની પત્નીની તબિયત સારી છે, ગભરાવાની જરૂર નથી. ફક્ત મહેરબાની કરીને તેને થોડા દિવસ અહીંઆ મોકલશો." અને તે પોતાને ઘેર ગયો. વિનાયકની મા અને છોકરાના મૃત્યુની ખબર તેણે શા હેતુથી ગુપ્ત રાખી, તે વાંચકોના ધ્યાનમાં આવ્યું હશેજ.

સ્માઇલ સાહેબનો તાર પહોંચ્યો કે તરતજ રંગુનનો તેનો સ્નેહી ડૉકટર ત્યાંથી નીકળીને મુલમૈન આવી પહોંચ્યો હતો. કોઈ પણ જવાબ આવ્યો કે નહિ તેની તપાસ કરવાને માટે ઘડીએ ઘડીએ સાહેબ પોતાના સિપાઇને તે તાર ઑફીસમાં મોકલતા હતા. અને તેને એ શિવાય બીજાું સુઝતુંજ નહોતું. તેના સ્નેહી ડૉકટરે પણ વિનાયકને દવા આપવામાં તથા માવજત કરવામાં કાંઈ પણ બાકી રાખી નહોતી. અને વિનાયકના આયુષ્યની દોરી મજબુત હતી તેમાં–કે સરસ્વતીનું સૌભાગ્ય બળવાન હતું તેમાં,–પણ ગમે તે કારણથી એ હવે સારો થવાનાં ચિન્હ દેખાવા લાગ્યાં. વિનાયકનો ચિત્તભ્રમ ઓછો થયો હતો, અને તાવ પણ ધીરે ધીરે ઓછો થતો હતો, આ જોઇને દયાળુ સ્માઇલ સાહેબના જીવને ધીરજ આવી; પરંતુ તે સાથેજ જયંતિલાલ તરફના તારને માટે તે અધીરા બન્યા હતા. એટલામાં તે જવાબ પણ તેના હાથમાં આવ્યો. ઘણીજ ઉત્સુકતાથી તે તાર ફોડયો ને વાંચ્યો, અને પોતાના મિત્રના હાથમાં આપ્યો. બંનેના મનનું સમાધાન થયું. "હવે બીલકુલ ગભરાવવાનું કારણ નથી. થોડીવાર રહીને તેનું મન બરાબર સ્થિર થાય એટલે આ વાત જણાવીશું. મને લાગે છે કે, હવે એ જલદી સારો થશે. પણ એટલું છે કે, અહીંઆં રહેવાથી એનો તાવ જડમુળથી જવાનો

નથી. માટે એને ઓછામાં ઓછા બે ત્રણ મહિના એને દેશ જવા દેજો. અને ખરૂં કહું તો એની તબિયતને અહીંઆંની હવા બીલકુલ માફક આવવાની નથી. માટે એને આ તરફ બીલકુલ બોલાવો નહિ તો વધારે સારૂં. સ્માઇલ સાહેબ આ બધી વાત મુંગે મ્હોડે સાંભળતા હતા. પણ તે કાંઇજ બોલ્યા નહિ. તે પોતે કાંઇ પણ મોટા વિચારમાં છે, એમ એના મ્હોડા ઉપરથી દેખાતું હતું.

તે રાતે વિનાયકને ઉંઘ સારી આવવાથી બીજે દિવસે સવારે એ વધારે હોંશીયાર થયો હતો. એ જોઇને ડૅાક્ટરના કહેવા પ્રમાણે જયંતિલાલનો જવાબ તેને જણાવવાના હેતુથી સ્માઇલ સાહેબ તેની પથારી આગળ આવ્યા. અને પહેલાં "આજે કેમ લાગે છે?" વિગેરે એક બે સવાલ પૂછ્યા. અને પછી તેઓ બોલ્યાઃ "વિનાયક, હું તને નહોતો કહેતો કે તે પત્રની હકીકત ખોટી છે? આ જો જયંતિલાલનો તાર આવ્યો છે, તેમાં તે લખે છે, કે, તારી પત્ની મક્કામાં છે—"

"અને ઘર બળી ગયા વિષેની ખબર પણ ખોટીજ છે કે?" વિનાયકે અધીરતાથી પૂછ્યું.

સાહેબે એક નિસાસો નાંખ્યો, અને ગંભીરસ્વરે બોલ્યાઃ "નહિ, કમનસીબથી તે વાત ખરી ઠરી છે. અરે? પણ તેમાં શું થયું, તારાં વ્હાલાં માણસો હયાત છે તો તેમને માટે તું બીજું મકાન બંધાવીશ."

વિનાયક કેટલીક વાર સુધી કંઇ પણ બોલ્યો નહિ. તેના નિસ્તેજ થયેલા ચહેરા ઉપર તેજ દેખાવા માંડયું. કપાળ ઉપર હાથ

ફેરવતાં ફેરવતાં કેટલીક વારે તે બોલ્યોઃ " મારી બાને માટે કંઈ લખ્યું છે કે ? "

" હા, તારી મા તથા તારા છોકરાને થોડી ઈજા પહોંચી છે ખરી. "

" સરસ્વતી તો મઝામાં છે ને ? " એટલું કહીને વિનાયકે આંખ મીંચી. સ્માઇલ સાહેબ પણ ત્યાંથી ઉઠીને ચાલ્યા ગયા.

માનસિક રોગનું કારણ આ પ્રમાણે દૂર થતાંજ શારીરિક રોગ ઉપર ડૉક્ટરની દવા ઝડપથી અસર કરવા લાગી. વિનાયકને તે રાત્રે સારી ઉંઘ આવી. ગયા દશ બાર દિવસમાં તેને એવી નિરાંતની ઉંઘ કદિ આવી નહોતી. બીજે દિવસે તેનામાં ઘણીજ વધારે હોંશીયારી આવી. સ્માઇલ સાહેબ ત્યાં આવતાંજ જયંતિલાલ તરફનો આવેલો તાર તેણે માગી લીધો. અને તેણે જાતે વાંચી જોયો. પછી કેટલીક વાર સુધી વિચાર કરીને તે બોલ્યોઃ " ત્યારે, સાહેબ, હું ઘેર જાઉં ? "

સ્માઇલ સાહેબને અતિશય આનંદ થયો. તે બોલ્યાઃ " વિનાયક, તું એટલો બધો ઉતાવળો નહિ થા, તારૂં ઘર કંઈ પાસે છે કે? તારામાં ત્યાં જવા જેટલી શક્તિ આવશે એટલે હું તને અહિં એક ઘડી પણ રાખવાનો નથી. "

વિનાયકની આંખમાં પાણી આવ્યાં. પરંતુ આ અશ્રુ દુઃખનાં નહિ પણ કૃતજ્ઞતા દર્શાવતાં હતાં. તે બોલ્યોઃ " સાહેબ ! તમારો મહાન ઉપકાર હું કેવી રીતે વાળીશ ? "—સાહેબે કાંઇ પણ જવાબ નહિં દેતા હશીને ખરા અંતઃકરણના પ્રેમથી તેનો હાથ પોતાના હાથમાં લઈ દાબ્યો.

દિન પર દિન વિનાયકની તબિયત હવે સુધરવા લાગી. દશ

બાર દિવસમાં તે હરવા ફરવા લાગ્યો. હવે સમુદ્રના પ્રવાસથી તેની તબિયતને કાંઇ પણ નુકસાન પહોંચશે નહિ, એમ ડૉક્ટરના અભિપ્રાય ઉપરથી તે પરોપકારી સ્માઇલ સાહેબે આગબોટમાં તેની બરોબર વ્યવસ્થા કરાવીને તથા એક સિપાઇ સાથે આપીને તેને ઘેર મોકલ્યો. અને તેના નીકળી ચુકયા વિષેનો તાર જયંતિલાલને કર્યો.

## પ્રકરણ ૩૧ મું.

### ભયંકર પ્રસંગ?

સરસ્વતીના સૌભાગ્ય બળથી વિનાયક ગંભીર માંદગીમાંથી ઉઠીને ઘેર જવા નીકળ્યો હતો. માને કેટલી ફીકર થઇ હશે, છોકરાની સ્થિતિ કેવી હશે, આવે વખતે સરસ્વતીની શી દશા થઇ હશે, તેને કોણે મદદ કરી હશે, હવે અગાડી શું કરવું, વિગેરે વિચાર તેના મગજમાં રાત દહાડો આવવા લાગ્યા. રજા આપતી વખતે સ્માઇલ સાહેબે કહ્યું હતું કે: "મારો પત્ર આવ્યા વગર તું અહીંઆ બીલકુલ આવતો નહિ." આ કહેવામાં સાહેબનો શું હેતુ હશે, તે પણ વિનાયકથી સમજાયું નહિ. સાહેબને વખતે મારી જરૂર નહિ હશે કે શું એમ પણ એને લાગ્યું. જેમ આગબોટ વિશાળ મહાસાગરના વિવિધ તરંગોમાં આમ તેમ ડોલતી હતી, તેમ તેનું અંતઃકરણ પણ અનેક વિચારનાં મોજાંમાં ઝોલાં ખાધા કરતું હતું.

આગબોટનો પહેલા દિવસનો પ્રવાસ નિર્વિઘ્નપણે થયો; પરંતુ

બીજો દિવસ અડધો ગયો નહિ, એટલામાં એકદમ પવન જોરમાં નીકળ્યો. પર્વત જેવી પ્રચંડ છોળોથી તે ભયાનક વિશાળ મહાસાગર રાક્ષસી નૃત્ય કરવા લાગ્યો. પ્રબળ વાયુ તથા પ્રચંડ ઉર્મિઓના ભીષણ તોફાનમાં સપડાયેલી આગબોટ, એક નિરાધાર, નિરાશ્રિત નિર્બળ મનુષ્યની પેઠે આમ તેમ ભ્રમણ કરવા લાગી; યંત્રના તથા યંત્રને ચલાવનારા મનુષ્યના હાથમાં તે બીલકુલ રહી નહિ હતી. ખરો માર્ગ છોડીને તે ઝડપથી તણાવા લાગી હતી. મનુષ્યના અનેક રંગી નસીબ પ્રમાણે તેની પણ અત્યારે સ્થિતિ થયેલી જણાતી હતી. ક્ષણમાં તે પર્વત જેવી પ્રચંડ છોળોના શિખર ઉપર વિરાજમાન થયેલી દેખાય, તો ક્ષણમાં તે જાણે અતિ ઉચ્ચ સ્થિતિમાંથી ઢળી પડીને એકદમ રસાતળમાં ઉતરી ગઇ હોય નહિં એમ દેખાય ! બંને બાજુથી ઉછળતી સાગરના પાણીની બે પ્રચંડ છોળોનો સંગમ થઇને આગબોટ તથા તેની સાથે આપણા બધાને જળસમાધિ થવાને હવે એક ઘડીનો પણ વિલંબ લાગવાનો નથી, એ ભયંકર વિચારથી આગબોટમાંનાં સઘળા મનુષ્યોનો જીવ ઠેકાણે નહોતો. તે મહાસાગરમાંની એક પછી એક ઉછળતી છોળોમાંથી જાણે મૃત્યુ પોતેજ તે બિચારા મુસાફરોની સામે તાકીને જોતુ હોય નહિં, એમ જણાતું હતું. એક પળ ગઇ. અને આવતી પળમાં આપણી શી દશા થશે, એવા વિચારોમાં સઘળા ગભરાઇ ગયા હતા. કેટલાક ભાવિક લોકો ભક્તિભાવથી ઇશ્વરની સ્તુતિ કરતા હતા. કેટલાક માંહોમાંહ છેવટની રજા લેતા હતા. પાઇ પાઇ કરીને ભેગો કરેલો પૈસો હવે આવી રીતે એકદમ સમુદ્રાર્પણ થશે, એ દુઃખદાયક વિચારથી દ્રવ્યલોભી મનુષ્યો દિલગીર થતાં હતાં. એ બિચારાને યમ રાજાની દાઢમાં સપડાયા હતા, તોપણ

પૈસા શિવાય બીજું કાંઇ પણ સુઝતું નહોતું ? કેટલાક દૂરદર્શી લોકો પોતાનાં કપડાં બરાબર કરીને આગળ આવતા પ્રસંગની સામે બાથ ભીડવા તૈયાર થઇને ઉભા હતા. ભયંકર મૃત્યુ તેમની સામે ઉભું હતું, તોપણ તેના તડાકામાંથી કેમ છૂટી શકાય, એનોજ વિચાર બધાના મનમાં આવતો હતો. નાશવંત અને ક્ષણભંગુર એવા આ માનવી જીવનની તરફ આ બધા લોકોની આવી અતિશય આસક્તિ જોઇને, તે આગબોટમાં કલકત્તા જવા નીકળેલા એક સાધુ મહાત્મા હતા, તે ગંભીર વાણીએ બોલ્યા: "ભાઇઓ ! અત્યારે છેક ગળે પાણી આવી પહોંચ્યાં છે છતાં, એકલા મૃત્યુના તડાકામાંથી છૂટવાનો વિચાર કરવામાં વ્યર્થ કાળ ગુમાવવા કરતાં, વખતસર સાવધ થઇને જન્મ અને મૃત્યુ એ બંનેના તડાકામાંથી છૂટવાનો પ્રયત્ન કરશો, તો આ મનુષ્ય દેહનું સાર્થક નહિ થશે કે ? અરે, આ મૃત્યુ એટલે શું ? આ જન્મ અને પુનર્જન્મની વચ્ચેનું એક પગથીયું છે. તો પછી એનાથી ગભરાએ શું થવાનું છે ? આજે આ મહાસાગરમાં નહિ, તો કાલે ઘેર અત્યંત સુખમય સ્થિતિ હોય તો પણ જન્મેલા પ્રત્યેક પ્રાણીને મૃત્યુ એ તો આવવાનું જ. મનુષ્યોએ એ મૃત્યુને અટકાવવાનો પ્રયત્ન કરવો, એ ઘણુંજ હાસ્યજનક છે ? કેટલાક પ્રસંગ તો એવા આવે છે, કે, તે વખતે આ મૃત્યુજ ફક્ત મનુષ્યનો ખરેખરો મિત્ર બને છે—."

સાધુમહારાજના આવા વેદાન્ત બોધ તરફ લક્ષ આપીને એના અણિના પ્રસંગે એવા ઉપદેશની વાતો સાંભળીને નિરાંતે બેસનારા મનુષ્યો વિરલાજ હોય છે ! ત્રિદોષ થઇને છેવટનો ઘરેડો બોલતો હોય તોપણ "વૈદનું અજમાવ્યું, હવે ડૉકટરને બોલાવો; દેશી ડૉકટર

આવી ગયો-હવે ગોરા ડૉકટરને બોલાવો" એવી દોડાદોડ કરનારા માણસો પુષ્કળ! તે આગબોટનાં મનુષ્યો તરફજ જુઓ! ક્ષણે ક્ષણે પ્રચંડ છોળો પોતાનું વિકરાળ સ્વરૂપ વધારે ને વધારે ભયંકર રીતે દર્શાવતી હતી. પવનનું જોર પણ અતિશય વધતું જતું હતું. સૂર્યનારાયણ ક્યારનાએ અસ્ત પામીને જ્યાં ત્યાં ઘોર અંધકાર છવાઇ રહ્યો હતો. ખલાસી લોકોના સઘળા પ્રયત્ન વ્યર્થ જઇને તે નિરાશ થયા હતા. ક્યાંથી મદદ મળશે, એ આશા વિષે વિચાર કરવાની પણ હવે જગા નહોતી. આખો દિવસ તે છોળો એક સરખી અફળાવવાથી છેવટે આગબોટને એક મોટું ગાબડું પડયું. અને તેમાંથી જોરમાં પાણી અંદર આવતું હતું. સમુદ્રે કંઇ એવું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું કે, હોડી વિગેરે ઉતારીને આગબોટમાંનાં માણસોને તે વડે બચાવવાને પ્રયત્ન કરવાનો પણ વખત રહ્યો નહોતો. છતાં બધા ઉપાય ખૂટયા, આગબોટ પકડીને બેસવામાં પણ હવે ભયજ હતો. એમ જોઇને છેવટે કેપ્ટને હોડી છોડવાનો હુકમ કર્યો. તરતજ આજ્ઞાંકિત ખલાશીઓએ અતિશય પ્રયત્ન કરીને એક હોડી નીચે ઉતારી. ક્ષણે ક્ષણે નીચે ને નીચે જનારી તે આગબોટ છોડીને હોડીમાં બેસવાને સઘળા ઉતારૂ એકઠા થયા. બધાજ તે નાની હોડીમાં જવાને ઉતાવળ કરવા લાગ્યા. એ જોઇને આગબોટનો ઉપરી બધાની સામા ઉભો રહીને બરોબર બંદોબસ્ત કરવા લાગ્યો. પરંતુ એક બે ઉતારૂઓએ તો તેને નહિ ગણકારતાં હીમતથી હોડીમાં કુદકો માર્યો. હજુ બીજા બધા લોકો ઉતરતા હતા એટલામાંજ એક ભયંકર છોળ જોરમાં આવી કે તરતજ તેના ધક્કાથી હોડીને આગબોટ સાથે બાંધેલો દોર તડડ દઇને તુટીને આગબોટ પાસેથી તે એક ક્ષણમાં છુટી પડી

ગઇ અને પ્હેલીજ છોળની સાથે તે પ્રચંડ વેગથી ક્યાંની ક્યાં તણાવા લાગી! રાતનો વખત, ઘોર અંધકાર છવાયેલો, એવે વખતે તે હોડીની શી દશા થઈ હશે, એ સમજવાનો બીલકુલ માર્ગ નહોતો. દુર્દૈવી કહો કે સુદૈવી કહો-પરંતુ એક બે ઉતારૂ શિવાય તે હોડીમાં કોઈ ખલાશી સુદ્ધાં નહોતા. તે પર્વત જેવી આગબોટ જ્યાં ટકી નહિં, ત્યાં તે આટલી નાની નબળી હોડી શું કરવાની હતી, અને ક્યાં જવાની હતી, એ કહેવુંજ મુશ્કેલ! તેમાંનાં મનુષ્યો આ ભયંકર પ્રસંગ જોઇને મૃતવત્ બેશુદ્ધ પડેલાં હતાં. તે આગબોટમાંના લોકોને પણ આ હોડીની તપાસ કરવાને કમનશીબથી બીલકુલ વખત મળ્યો નહિ. જે ભયંકર છોળથી તે હોડી આગબોટ પાસેથી છુટીને ક્યાંની ક્યાં તણાઇ ગઇ, તેજ છોળના આચકાથી આટલી વાર સુધી જેમ તેમ ટકી રહેલી તે આગબોટ પણ અદ્દશ્ય થઈ ગઇ અને તેનું કાંઈ નામ નિશાન જાણવાનું સાધને પણ રહ્યું નહિ! કેવો તે ભયંકર પ્રસંગ?

---

## પ્રકરણ ૩૨ મું.

---

### ઇસ્માઇલ સાહેબની ઉદારતા.

ઇશ્વરની લીલા વિચિત્ર છે. વિનાયક ગંભીર માંદગીમાંથી ઉઠીને પોતાને ઘેર જવા નીકળ્યો ત્યારે આગબોટ ડુબી! તેની ખબર પણ કોઇને પડી નહિ. વિનાયકના નીકળી ચુક્યા વિષેનો તાર

આવવાથી શારસ્વતીને તે દુઃખના વખતમાં પણ અતિશય આનંદ થયો હતો. પરંતુ તેને આનંદ અગર સુખ ઘણો વખત ટકે નહિ, એવી જ એની અત્યાર સુધીની ગ્રહદશા હતી. જયંતિલાલ અને શારદાની સોબતમાં તેના એક બે દિવસ ગયા નહિ એટલામાં સ્માઇલ સાહેબે જે હકીકત વ્હાઇટ સાહેબને જણાવી હતી, તેજ હકીકતનો વ્હાઈટ સાહેબ તરફનો પત્ર જયંતિલાલને શોધતો શોધતો ત્યાં આવી પહોંચ્યો હતો. આ હકીકત સાંભળીને જયંતિલાલ અતિશય ખિન્ન થયા. તે હકીકત ક્યારની છે, તેની તપાસ કરવાનું પણ એને સુઝયું નહિ. વિનાયકના અહીંઆ આવવાને નીકળતાં પહેલાં એકાએક તેની તબિયત બગડવી જોઇએ, અને જ્યારે બારોબાર વ્હાઇટ સાહેબને તાર મુકયો ત્યારે એની તબિયત વધારે જ ખરાબ હોવી જોઇએ, એમ જયતિલાલને લાગ્યું. વિનાયકને માટે તેને અતિશય લાગણી હતી. તેથી તેના જીવને કંઈ પણ ચહેન પડે નહિ. પોતાની પત્નીને એકલીને જ તે ખરી હકીકત જણાવીને પોતે તરત જ મુંબાઇ ગયો. અને "હવે વિનાયકની તબિયત કેમ છે" કરીને સાહેબને તારથી પૂછાવ્યું. બ્રહ્મદેશમાંથી મુંબાઇ જવા નીકળેલી એક આગબોટ ભયંકર તોફાનમાં સપડાઈને ડુબી, એ હકીકત તેણે મુંબાઇમાં જ સાંભળી હતી. પરંતુ વિનાયક માંદો હોવાથી હજુ સુધી નીકળ્યો જ નહિ હોય એમ એને લાગતું હતું. એના મગજમાં આમ હોવાથી તેને આગબોટ ડુબ્યાની ખબર સાંભળીને કંઇ પણ લાગ્યું નહિ. તાર મુકયાને બે દિવસ થયા, તો પણ સ્માઇલ સાહેબ તરફનો કંઇ પણ જવાબ આવ્યો નહિ. એ જોઇને વિનાયક નીકળ્યો નહિ હોય, પણ વધારે માંદો હોવો જોઇ-

એ, એમ જયંતિલાલને લાગ્યું, તેથી તે બીજો ત્રીજો વિચાર નહિ કરતાં તે મુલમૈન જવા નીકળ્યો. કલકત્તા સુધી આગગાડીમાં જઈ ને, ત્યાંથી આગબોટમાં બેસીને તે મુલમૈન જઈ પહોંચ્યો. સ્માઈલ સાહેબનો પત્તો મેળવવાને તેને બીલકુલ વાર લાગી નહિ. સાહેબની મુલાકાત થતાં જ પહેલાં પોતાનું ઓળખાણ આપીને તેણે પૂછ્યું: "વિનાયકની તબિયત કેમ છે?"

આ પ્રશ્ન સાંભળતાં જ સાહેબનો ચહેરો ખિન્ન થયો. આટલી તજવીજ કરીને વિનાયકને ઘેર મોકલવાના હેતુથી જે આગબોટમાં બેસાડ્યો. તે આગબોટ અહીંઆંથી નીકળ્યા પછી તેની શું સ્થિતિ થઇ તેની સાહેબને ખબર પડી હતી. તેથી 'વિનાયકને કેમ છે? એ પ્રશ્નનો અર્થ જ તેનાથી સમજાયો નહિ. એક મોટો નિસાસો નાંખીને તે સ્તબ્ધ બેઠા.

સાહેબ ઘણીવાર સુધી કંઈ પણ બોલ્યા નહિ, એ જોઈને જયંતિલાલ ગભરાયો. તેની કંઇ પણ ગેરસમજ થઇ હોવી જોઈએ, એમ હવે સાહેબના ધ્યાનમાં આવ્યું. તેથી સ્માઇલ સાહેબે જયંતિલાલને વિગતવાર હકીકત કહેવા માંડી. વિનાયકના મંદવાડની બનેલી એકંદર હકીકત તેણે કહી. વિનાયક જે આગબોટમાં બેસીને ગયો, તે આગબોટ એકાએક કેમ અદ્દશ્ય થઇ, પછી તે તોફાનમાં સપડાઇને બુડ્યાની ખબર કેમ આવી, વિગેરે વૃતાંત્ત સ્માઇલ સાહેબે કહ્યો. અને તે બોલ્યા: "ઘણીજ આશ્ચર્યની વાત તો એ છે કે આગબોટમાંના આટલા બધાં માણુસોમાંથી એક પણ માણસનો પત્તો હજી સુધી લાગતો નથી. મેં અત્યાર સુધી ઠેક ઠેકાણે તપાસ કરી પણ આશા કરવા લાયક કાંઇ પણ વાત સંભળાતી નથી. ઈશ્વરની

મરજી !" એમ કહીને સાહેબે રૂમાલથી આંખ લુંછી અને એક નોકરને બૂમ પાડીને તેને જયંતિલાલની વ્યવસ્થા કરવાનું કહ્યું.

'મનમાં નહિ ને ચિત્તમાં નહિ,' એવો આ વિપરિત બનાવ સાંભળીને જયંતિલાલની કમર જ ભાંગી ગઈ. વિનાયકને માટે તે અત્યંત શોક કરવા લાગ્યો. સરસ્વતીની શી દશા થશે, એ દુઃખદ વિચારથી તેનું અંતઃકરણ ચિરાવા લાગ્યું.

જયંતિલાલનો વિનાયક તરફ આટલો બધો ગાઢ, આકૃત્રિમ પ્રેમ જોઈને ઈસ્માઈલ સાહેબ આશ્ચર્ય પામ્યા. જયંતિલાલનો શોક જોઈને તે પણ દિલગીર થયા. જયંતિલાલના મનનું સમાધાન કરવાને તે બોલ્યાઃ "વિનાયકના ઉપર મ્હારો ઘણો જ પ્રેમ હતો. આટલા થોડા વખતમાં પણ તેણે મ્હારો પૂર્ણ વિશ્વાસ સંપાદન કર્યો હતો. તેના જેવો વ્યવહાર કુશળ, બુદ્ધિવાન, અને પ્રમાણિક માણસ મેં આજસુધી જોયો નહોતો. પણ કરવું શું ? તે ઘણો વખત ટકે નહિ એમ ઇશ્વરી સંકેત હશે—"

"વિનાયકના મંદવાડમાં આપે તેને માટે અતિશય મહેનત કરી અને પૈસો પાણી પ્રમાણે ખર્ચ્યો, એ બધું મને ડૉક્ટર સાહેબે કહ્યું."

"તેની તબિયતને અહીંઆની હવા બીલકુલ માફક આવતી નથી, એમ ડૉક્ટરના કહેવાથી મેં એને માટે બીજોજ બંદોબસ્ત કર્યો હતો. મુંબાઇમાં વેપારની એક સ્વતંત્ર શાખા ઉઘાડવી, એવું કેટલાક દિવસ થયાં મારા મનમાં હતું. બે ત્રણ મહિનામાં વિનાયકની તબિયત સુધરે એટલે તેની જ દેખરેખ નીચે આ વ્યવસ્થા

કરવાનું મેં નક્કિ કર્યું હતું. પરંતુ આપણે ધારીએ કાંઇ અને ઇશ્વર કરે બીજું જ!"

બોલતાં બોલતાં સ્માઇલ સાહેબની આંખમાંથી પાણી પડવા લાગ્યાં. તેની આટલી બધી લાગણી જોઇને આવા દુઃખમાં પણ જયંતિલાલના મનનું જરાક સમાધાન થયું. કૃતજ્ઞતાથી તેનું હૃદય ભરાયું. સ્માઇલ સાહેબ બોલ્યાઃ "વિનાયક ગંભિર માંદગીને બીછાને પડ્યો હતો, ત્યારે તેણે તમે જ ફક્ત તેના ખરેખરા મિત્ર છો એમ મ્હને કહ્યું હતું. તેથી તમે અહીંઆથી એનું જે કાંઇ હોય તે લઇ જાઓ. વિનાયકે પાંચ હજારનો વીમો ઉતરાવ્યો છે, તેના કાગળીઆ પણ લઇ જાઓ, અને કંપનીમાંથી પૈસા લઇને તે નિરાશ્રિત સ્ત્રીને માટે કાંઇ પણ સારી વ્યવસ્થા કરો."

જયંતિલાલનું અંતઃકરણ ભરાઇ આવ્યું. તેનાથી બોલાયું નહિ. સાહેબ અગાડી બોલ્યાઃ "હવે નકામો શોક કર્યાથી શું થવાનું છે? તેની બિચારી અનાથ સ્ત્રીની શી દશા થશે, એ વિચારથી મારૂં મન મુંઝાયું હતું; પરંતુ તમને જોઇને તે ચિંતા દુર થઇ. તમારા જેવા તેને ધીરજ આપનાર મિત્ર હોવાથી, તેને બીલકુલ આપદા પડવાની નથી. પણ મારી એક વિનંતિ તમારે સ્વીકારવી પડશે. વિનાયકની નિરાશ્રિત સ્ત્રીને કંઇ થોડી ઘણી દ્રવ્યની સહાય-"

સ્માઇલ સાહેબને આગળ બોલવા નહિ દેતાં, વચ્ચેજ જયંતિલાલ બોલી ઉઠયોઃ "સાહેબ, તમારૂં અંતઃકરણ ઘણું જ ઉદાર છે. વિનાયકની પત્નીને હવે કાંઇ પણ બીજી વધારે મદદની જરૂર નથી. આ વીમાના પાંચ હજાર રૂપીઆ આવશેઃ તથા જરૂર પડશે તો મ્હને ઇશ્વરે એટલું આપ્યું છે, હું તેને સગી બ્હેન તરીકે માનું છું—"

" તે મ્હને ખબર છે. તમારા બાપ મોટા અમલદાર હતા, ઇશ્વર કૃપાથી તમારી સ્થિતિ સારી છે, એ બધી વાત મ્હને વિનાયકે કહી હતી. પરંતુ તે બિચારીને મ્હારી તરફની કંઈ પણ મદદ આપ્યા વગર મ્હારા મનનું સમાધાન થવાનું નથી."

એમ કહીને સ્માઇલ સાહેબે તે વીમાના કાગળો સાથે એક હજારની નોટ જયંતિલાલના હાથમાં આપ્યાં. સાહેબને સંતુષ્ટ કરવાની ખાતર જયંતિલાલે બહુ આનાકાની કરી નહિ અને તે લીધાં. વિનાયકનો સઘળો સામાન લઇને, તથા સ્માઇલ સાહેબનો ઘણો ઘણો ઉપકાર માનીને તે ઘણાજ દુઃખમાં વિનાયકને ગામે પાછો આવ્યો.

જયંતિલાલના એકાએક બ્રહ્મદેશ ગયાનું શારદાને મ્હોડેથી સાંભળ્યા પછી દુઃખથી અકળાયેલી સરસ્વતીનું ચિત્ત ઠેકાણે નહોતું. ત્યાં કંઇ પણ સારૂં માઠું બન્યુંજ હોવું જોઇએ, નહિ તો જયંતિલાલ ભાઇ ત્યાં દોડીને જાય શું કામ? તથા ઘણા દિવસ થયાં એમનો પત્ર નથી–તેથી તેમની માંદગી ગંભીર હોવી જોઇએ," વિગેરે વિચાર સરસ્વતીના મગજમાં ઘૂમવા લાગ્યા. પતિને માટે અનેક શંકા તેના મનમાં આવવા લાગી. કાંઈ પણ અનિષ્ટ પ્રકાર બનવો જોઇએ, એને માટે તેને સંશય આવવા લાગ્યો. પરંતુ પોતાના ઉપર ઇશ્વર કોપ્યો છે–આકાશ માથા ઉપર તૂટી પડયું છે, એ તેના સ્વપ્ને પણ નહોતું.

જયંતિલાલ બ્રહ્મદેશમાંથી પાછો આવ્યો. પણ વિનાયક તેની સાથે આવ્યો નહિ, એ જોઇને તેનું અંતઃકરણ ચિરાઇ ગયું. " ત્યાં જો કંઈ પણ અનિષ્ટ બનાવ બન્યો નહિ હોય, બધા મઝામાં હોય, તો પછી જયંતિલાલ આમ બોલતા કેમ નથી ? તેનું રોજનું હસતું

મ્હોડું આજ ખિન્ન કેમ? આંખમાં પાણી આવવાનું કારણ શું? તેનું શરીર પણ આવું નિસ્તેજ કેમ?" એવી જાત જાતની શંકા તે બિચારી કમનસીબ સરસ્વતીના મનમાં એક પછી એક આવવા લાગી. તે એકદમ નીચે બેઠી. તેનું માથું ફરવા લાગ્યું. આખું જગત્ તેને શૂન્યમય ભાસવા લાગ્યું. આસપાસની સઘળી વસ્તુ ફરતી હોય, એમ એને લાગવા માંડયું, તથા જયંતિલાલને તેનાથી કાંઇ પણ પૂછાયું નહિ. અનિષ્ટ શંકાની ચિંતાથી તે તદ્દન ગાંડા જેવી થઇ ગઈ હતી. મ્હોડું ઉઘાડીને પતિના કુશળ સમાચાર પૂછવાની પણ તેનામાં શક્તિ રહી નહોતી. તેનું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. એટલામાં કાશી પાસે હતી તેણે જયંતિલાલને પૂછ્યું: "અમારા ભાઇ ખુશીમાં છે ને?"

બિચારો જયંતિલાલ શું જવાબ આપે? આંખે હાથ દઇને તે સ્તબ્ધ બેઠો હતો. હૃદયમાં ઉભરાતો દુઃખનો વેગ તેણે ઘણીજ મહેનતે આવર્યો હતો. તે કંઇજ બોલતો નથી, એમ જોઇને સરસ્વતીથી સ્તબ્ધ રહેવાયું નહિ. તે ઘણીજ મહેનતે બીહતાં બીહતાં બોલી: "જયંતિલાલ ભાઈ! એઓ ત્યાં મઝામાં છે ને?"

જયંતિલાલ એકદમ રડી પડયો. રડતાં રડતાં તે ત્યાંથી ઉઠીને બ્હાર ઓટલા ઉપર આવીને ધપ દઇને જમીન ઉપર બેઠો. જયંતિલાલનો કંઇ પણ જવાબ નહિ મળવાથી સરસ્વતી સમજી ગઇ. તેનો હૃદય વેગ હવે હાથમાં ન રહ્યો. માથા ઉપર જાણે મોટો પથરોજ આવી પડયો હોય નહિં એમ તે ત્હેને લાગ્યું. પહેલેથીજ અશક્ત થયેલી, પુત્ર અને સાસુના વિયોગ દુઃખાગ્નિથી બળી રહેલી દુર્દૈવી સરસ્વતી, ગાંડા જેવી થઇને જમીન ઉપર પડી અને ત્યાર પછી તો તે તદ્દન ગાંડી થઇ.

# પ્રકરણ ૩૩ મું.

## આ શું ?

સરસ્વતી ખરેખર ગાંડાની માફક કરવા લાગી. ચાર પાંચ દિવસ થયા, તોપણ તેણે પાણી સુદ્ધાં પીધું નહોતું, શરીર ઉપરનાં સઘળાં ઘરેણાં તેણે કાઢી નાંખ્યાં હતાં, શરીર છેક ખરાબ કરવા માંડયું હતું. અને અતિશય દુઃખને લીધે પોતાના જીવની પણ પરવા તેને રહી નહોતી. તેની આવી હૃદયભેદક સ્થિતિ જોઇને શારદાની આંખમાંથી આખો દિવસ આંસુ સૂકાતાં નહોતાં તો પછી તેનાથી સરસ્વતીનું સાંત્વન પણ કેવી રીતે કરી શકાય? સરસ્વતીનું શરીર સુકાઇ ગયું. તેનું પહેલાંનું સૌંદર્ય રહ્યું નહિ. તેના મોહક ચહેરા ઉપર અહરનીશ રહેનારૂં તે મૃદુ મધુર હાસ્ય ચાલ્યું ગયું. સરસ્વતીના બોલવામાં હવે પહેલાંની મધુરતા રહી નહોતી. અને તે સરળતા પણ રહી નહિ. બીજાના શબ્દને માન આપવાની તેની રીત, તથા સ્વાર્થત્યાગની બુદ્ધિ પણ અંતર્ધાન થઇ. પહેલાંનો તેનો કોમળ સ્વભાવ પલટાઇને તેનામાં કઠોરતા આવી.

જયંતિલાલ અને શારદાનું કહેવું તે બીલકુલ સાંભળતી નહોતીઃ "શાને માટે હું આમ કરૂં? હવે કોને માટે મારે આ બધું કરવું અને જીવવું જોઇએ?" એવુંજ તે કાંઇ પણ પૂછે એટલે બોલવા માંડે અને બહુ થાય ત્યારે રડવા માંડે. એકાદ વખત ક્યાંય જઇને રડવા માંડે, તો એકાદ વખત ખડખડ હસવા માંડે! એકાદ વખત પોતાના મનથી ને મનથી બબડવા લાગે અને તે બબડવાનો ભાવાર્થ

બીજા કોઇથી પણ સમજાય નહિ! તેનું આવું બબડવાનું સાંભળીને એક દિવસ શારદાએ તેને પૂછ્યું: "સરસ્વતી, તું આમ શું બબડયા કરે છે?"

સરસ્વતી આ સવાલથી ખીજવાઇ ગઇ. તે શારદાના શરીર ઉપર હાથ મારીને બોલી: "મને ફાવશે તે હું કરીશ! તું મ્હને પૂછનાર કોણ?"

"તું કાંઇ ગાંડી બાંડી થઇ છે કે શું?"

"વાહવા, ત્યારે તો બહુજ સારૂં!" એમ કહીને સરસ્વતીએ ખડખડ હસવા માંડયું.

"આ તેં માંડયું છે શું? જરા તારૂં મગજ ઠેકાણે તો રાખ."

"હવે તે એક વખત કાયમનુંજ ઠેકાણે આવશે!"

"સરસ્વતી, તું આમ ગમે તેમ સાવ ગાંડીની પેઠે ચાલ નહિ!"

"કેમ, મ્હને ફાવશે તેમ હું કરીશ. તેનું તારે શું?"

યુક્તિ પ્રયુક્તિથી સરસ્વતીને ઠેકાણે લાવવાનો પ્રયત્ન કરતી શારદા બોલી: "બ્હેન, અહીંઆં હજુ બીજાં માણસો રહે છે. તું આમ ગાંડા ચાળા કરીને તે લોકોને હેરાન કરે, એ કંઇ સારૂં છે? જરા કંઈ વિચાર કર—"

"મુઆં ચુલામાં કેમ પડતાં નથી એ બધાં માણસો! મ્હારે હવે તેઓનું શું કામ છે?" સરસ્વતી ફરીથી મ્હોટા અવાજથી બોલી.

આ સાંભળીને શારદાએ જરા ખીજવાયા જેવું કરીને કહ્યું: "ખબરદાર! હવે એવું એવું બોલીશ નહિ!"

ભ્રમિત ચિત્ત થયેલી સરસ્વતી પહેલાં કરતાં પણ ઉગ્ર સ્વરે બોલી. "મ્હને જે ઠીક લાગશે તે હું કરીશ,—મરજીમાં આવશે તેમ

બોલીશ,–જેણે જે કરવું તે તેણે ખુશીથી કરવું ! મ્હને હવે કોણ મારનાર છે ? હવે મ્હારૂં પોતાનું કોઇ છે કે ?" એમ કહીને તેણે ડૂસકે ડૂસકાં ભરીને રડવા માંડયું.

**શારદા**, ગુલાબ, અગર જયંતિલાલ એ કોઇનું પણ તે માનતી નહોતી. એના મન તથા શરીરની આવી કઠિન સ્થિતિ જોઇને **શારદા** અને **જયંતિલાલ** તો એના ઘરમાંજ રાત દહાડો રહેતાં હતાં.

દિવસે દિવસે **સરસ્વતી**ને સંસારનો અતિશય કંટાળો આવતો ગયો. કોઇ પણ વાતની તેને ફીકર રહી નહોતી. કાંઇ પણ બાબતમાં તેને આસક્તિ રહી નહિ. દિન પર દિન જવા લાગ્યા, પરંતુ **સરસ્વતી**ની હાલતમાં કંઇ પણ ફેર પડયો જણાયો નહિ. તેનું મગજ કાંઇ ઠેકાણે આવે નહિ. બળી ગયેલા ઘરનું અત્યાર સુધી કાંઇ પણ બન્યું નહોતું. નવું ઘર બાંધવાનો **જયંતિલાલ**નો વિચાર હતો. પણ **સરસ્વતી** કંઇ તે વાત કબૂલ કરે નહિ. તે કહે કે: "મ્હારે હવે ઘરનું શું કામ છે ? કોને લઇને હું ઘરમાં બેસું ?"

**જયંતિલાલે** ઘણોજ આગ્રહ કર્યો. **શારદા** અને ગુલાબ પણ તેને સમજાવવા લાગ્યાં. ત્યારે તે ગાંડાની માફક રડતી રડતી બોલી: "હા, બાંધો, ખુશીથી ઘર બાંધો. પણ હું એમાં પગ મુકવાની નથી: જે ઘરમાં મ્હારા સાસુજી બળી મુઆં, જે ઘરમાંથી મ્હારો કુમુદ મ્હને છોડી ગયો, તે ઘર તમે સોને મઢશો, તોપણ મ્હારે નકામું છે."

એનું મન અત્યારે કાંઇક ઠેકાણે હોય એવી રીતે એને વાત કરતી જોઇને તેનું સમાધાન કરતો **જયંતિલાલ** બોલ્યો: "**સરસ્વતી**, તું મારી એક વાત સાંભળ. તું મ્હને સગા ભાઇ પ્રમાણે માને છેને ? મારા બોલવા ઉપર જરાક ધ્યાન આપ. આ ઘર તૈયાર થવા દે,

પછી તને નહિ ગમે તો તું તેમાં રહેતી નહી. તને એ બાબતનો કોઇ પણ આગ્રહ કરવાનું નથી. અહીંઆં નાની બંગલી બાંધીશું, અને તેમાં તું રહેજે!"

સરસ્વતી રડતી રડતી બોલીઃ "ભાઇ! મ્હારે હવે શાને માટે એવડું મોટું ઘર જોઇએ? મ્હારે માટે તમે આટલી બધી ફીકર શું કામ કરો છો? અને બીજી જુદી બંગલી બાંધવાને નકામા શું કરવા પૈસા ખર્ચો છો?"

"પણ હું મ્હારી પાસેના પૈસા ક્યાં ખર્ચું છું? વીમાના પાંચ હજાર રૂપીઆ આવશે; તેમાંથી આ બધો ખર્ચ થશે. એ શિવાય સાહેબે પણ તને એક હજાર રૂપીઆ આપ્યા છે."

સરસ્વતી અને શારદા બંને આ સાંભળીને રડવા લાગ્યાં. સરસ્વતી ના ના કહેતી હતી તે છતાં ઘરનું કામ શરૂ થયું. સરસ્વતીએ ફક્ત જુદી બંગલી બાંધવા દીધી નહિ. કેટલેક દિવસે જયંતિલાલ પોતાને ઘેર જવા નીકળ્યો. જતી વખતે તેણે શારદાને કહ્યુંઃ "મ્હારે હવે એક વખત ઘેર જવું પડશે. માટે તું અહીંઆ હજુ થોડા દિવસ રહે; હું હમણાં એકલો જાઉં છું. અગાડી શું કરવું તેનો વિચાર પાછળથી થશે."

"એ તો ઠીક! પણ હું અહીંઆ એકલી રહીને શું કરૂં?"

શારદા પહેલાં એમ બોલી ખરી, પોતાની અન્તર્વૃત્તિ સરસ્વતીને એકલી મૂકવાની થતી નહોતી અને જયંતિલાલનો આગ્રહ પણ હતો તેથી તે તેમ કરવા કબૂલ થઇ. તેજ દિવસે સરસ્વતીના મનનું વિવિધ રીતે સાંત્વન કરીને જયંતીલાલે તેને બધાના દેખતાં કહ્યુંઃ "આ જો બ્હેન સરસ્વતી! આમ નકામો શોક કરીને તારા જીવને

દુઃખી કર નહિ. એ બધી ઇશ્વરી લીલા છે. થવું નહિ થવું એ કંઇ આપણા હાથમાં નથી. તું ગર્ભવતી છે, માટે આમ ખાઇશ પીશ નહિ, અને આખો દિવસ શોક કર્યા કરીશ તો તારા શરીરને નુકસાન પહોંચશે અને ત્હને બાળહત્યા લાગશે. મ્હારે આવતી કાલે ઘેર જવું પડશે,—મ્હારે ઘણુંજ જરૂરનું કામ છે. એક તને કહી મુકું છું કે જે પાંચ હજારનો વીમો ઉતરાવ્યો છે તેનો આ કાગળ છે; તે તું તારી પાસે રાખ. હું પાછો આવીશ, પછી તેની બરોબર તજવીજ કરીશ. તથા સાહેબે પણ તને હજાર રૂપીઆ આપ્યા છે, તે જુદાજ છે. "

એમ કહીને જયંતિલાલે તે કાગળ સરસ્વતીની પાસે મૂક્યો. સરસ્વતીની આંખમાં પાણી આવ્યાં તે ગદ્ગદિત કંઠે બોલી: "ભાઇ! આ કાગળ લઇને હું શું કરૂં? તમારી પાસેજ રહેવા દોની ? "

" નહિ, એમ ગાંડાની માફક નહિં કર. એ તારી પાસે હોય તેજ સારૂં. એ તું નહિ લઇશ તો પછી કોણ રાખશે ? "

" મારોજ છે ને ? ત્યારે હું લઉં છું. પણ ભાઇ, મને જે ઠીક લાગશે તે હું એનું કરીશ ! "

" જેમ તારા મનમાં આવે તેમ તું કર, પછી તો થયું ને ? "

" વાહ ! પછી શું ? " એમ કહીને સરસ્વતીએ તે વીમાનો કાગળ પોતાના હાથમાં લીધો, અને એક ક્ષણમાં તેના ફાડીને કકડા કર્યા ! "

" આ શું ? " એમ કહીને જયંતિલાલ તેનું નિવારણ કરતો હતો, એટલામાં તે ઉઠીને ચુલા આગળ ગઇ, અને તે કકડા તેણે ભેગા કરીને ચુલામાં નાંખી દીધા !

## પ્રકરણ ૩૪ મું.

### મારો કુમુદ ક્યાં ગયો?

શારદા અને ગુલાબ એ બંનેને સરસ્વતીને સંભાળવાનું સોંપીને જયંતિલાલ પોતાને ગામ ગયો. સરસ્વતીનો ચિત્તભ્રમ દિવસે દિવસે વધવા માંડ્યો.

રાતના બાર વાગ્યા હતા. જ્યાં ને ત્યાં સુનકાર હતું. પરંતુ આ વખતે પણ તે કમનસીબ સરસ્વતીની આંખમાં બીલકુલ ઉંઘ આવી નહોતી. ઘણે જ દિવસે આજે એને જરાક ઝોકું આવ્યું. અને તેજ સ્થિતિમાં તેને સ્વપ્ન પણ આવ્યું. તેને લાગ્યું કે વિનાયક કુમુદને લઇને ઉભો છે; સાસુજી પાસે બેસીને માળા ફેરવે છે; વિનાયકના હાથ ઉપરથી સાસુજી પાસે જવાને કુમુદ હસતો હસતો ઉછાળા મારે છે, પણ વિનાયક તેને નીચે ઉતરવા દેતો નથી—

આ સ્વપ્ન જોઇને સરસ્વતી પથારીમાંથી ઉઠીને બેઠી થઇ. તેનાથી કાંઇ પણ દેખાયું નહિ. એટલે "ગયા—મને છોડીને ગયા—!" એમ મોટેથી ચિસો નાંખીને તે ધપ દઇને પથારીમાં પડી. આજે સરસ્વતીના શોકસાગરમાં અતિશય મ્હોટી ભરતી આવી હતી. બંધ ફુટવાથી પાણીનો પ્રવાહ જેમ પ્રબળ વેગથી બહાર પડે છે, તેમ આજે તેનો શોક પ્રવાહ ઉછળવા લાગ્યો. તે મધ્ય રાત્રિની વખતે તેનું હૃદય-ભેદક આક્રંદ સાંભળીને સઘળાં ઉઠીને આવ્યાં. જોઇને તે આવી શોચનીય સ્થિતિમાં પણ ખીસીયાણી પડી. અને પોતાનો શોક આવરીને થોડીવાર પછી તે પાછી નિરાંતે સુતી હોય તેમ દેખાવ

કરીને પડી રહી. બધાંને લાગ્યું કે, એ હવે થાકીને સુઇ ગઇ છે. પરંતુ તે વખતે જો કોઇએ તેના અંતઃકરણમાં પ્રવેશ કર્યો હોત તો અસહ્ય શોકાગ્નિથી તેનું હ્રદય કેવું દગ્ધ થાય છે તે, તેનાથી બરોબર દેખાત. બીજે દિવસે સવારમાં શારદા અને ગુલાબે તેને આમ મધ્ય રાત્રિએ શોક કરીને ઉઠવાનું કારણ શું, એમ વાળી વાળીને પૂછ્યું; પણ સરસ્વતીએ બીલકુલ જવાબ આપ્યો નહિ. સરસ્વતીના મનમાં આજે અનેક તરેહના વિચાર આવતા હતા, અને તેને પોતાના જીવનું કાંઇ પણ કરવું, એમ રહી રહીને લાગતું હતું. દિવસ ઉગ્યા પછી શારદા કાંઇ કામ માટે બ્હાર ગયેલી હતી તે વખતે તે ઉઠીને ગુલાબની પાસે ગઇ. ગુલાબ તરતનીજ ઉઠીને બહાર આવી હતી. ગોવિંદરાય અને બંને છોકરીઓ તો સુતેલી જ હતી. સરસ્વતીએ પોતાની જેઠાણીનો હાથ જોરમાં પકડ્યો અને બોલી: " ભાભીજી, આજે મારી એક વાત તમારે સાંભળવી જ પડશે. "

સરસ્વતીના દુઃખથી ગુલાબનું હ્રદય સરસ્વતીને માટે હવે ઘણું જ દાઝતું હતું. તેનું દુઃખ બને તેટલું દૂર કરીને પૂર્વનાં કૃત્યોનું પ્રાયશ્ચિત કરવાને તે ખરા મનથી પ્રયાસ કરતી હતી. તેથી તે ખુલ્લા મને બોલી: " કઇ વાત ? "

તે પછી,-પહેલાં તો તમે સાંભળવાનું કબૂલ કરો. "

" સરસ્વતી ! શું તને એમ લાગે છે કે હું તારૂં સાંભળીશ નહિ ? "

" ત્યારે જરાક ઉભાં રહો—"

એમ કહીને તે ઘરમાં જઇને એક નાનકડી જસતની પેટી લઇ આવી અને બોલી: " આ મારાં ઘરેણાં તમે લો, ના કહેતાં નહિ.

તમારી છોકરીઓ મ્હોટી થાય એટલે તેને એ આપજો! આ લો, ના લો તો તમને મારા ગળાના સમ છે!"

"આ શું તું આમ ગાંડાની માફક કરે છે?" એમ કહીને ગુલાબ જરાક આઘી ખસી. જે ગુલાબે એક વખતે પોતાની નાની છોકરીની પાસેથી વીટલીની ડબ્બી કુવામાં નંખાવી દીધી હતી, જે ગુલાબે પહેલાં સરસ્વતીને હેરાન કરવામાં બીલકુલ બાકી રાખ્યું નહોતું—તેજ ગુલાબનું અંતઃકરણ આજે બદલાયું હતું. આજે તેના અંતઃકરણમાં સદ્વિચારનો ઉદય થયો હતો. તેથી ફક્ત વીટલી જ નહિ પણ પોતાનાં સઘળાં કીમતી ઘરેણાં સરસ્વતી જાતે આપવાને તૈયાર થઇ છતાં તેણે તે લીધાં નહિ. તે બોલીઃ "નહિ! સરસ્વતી તું આમ ગાંડાની માફક કર નહિ! અરે, ઇશ્વરે જ તને દુઃખ સાગરમાં ડુબાડી છે અને તે જ દયાળુ ભગવાને તને એમાંથી મુક્ત કરશે. ઇશ્વર કૃપાથી તને પુત્ર અવતરીને તું નાહી ધોઇને ઉઠશે, એટલે આ તારૂં દુઃખ થોડું ઓછું થશે. અને વિનાયક ભાઇ પણ તે આગબોટમાંથી બચ્યા નહિ હોય એમ પણ કેમ કહેવાય?"

સરસ્વતી ગુસ્સામાં મોટેથી બોલીઃ "હા, હા, હવે મારૂં દુઃખ જલદી જ જવાનું છે. પણ તે ફક્ત આ જન્મમાં નહિ!"

આટલું કહીને તે સ્તબ્ધ ઉભી રહી. તેના દુઃખમય અંતઃકરણમાં અનેક તરેહના વિચાર ઘોળાતા હતા.

"ખરેખર, ઇશ્વરને તારી દયા આવ્યા વગર રહેવાની નથી. અરે, શું ભગવાન કાંઇ આ જગત્માંથી જતો રહ્યો છે કે?"

"અરે, તદ્દન ખોટું! ઇશ્વર પણ રહ્યો નથી, અને ધર્મ પણ

રહ્યો નથી. ઇશ્વર હોત તો, ભાભીજી, આમ છેક જ મારું નસીબ કેમ ફુટત ?"

સરસ્વતી રડવા લાગી. ગુલાબનું હૃદય પણ ભરાઇ આવ્યું. સરસ્વતીની આંખનાં આંસુ પોતાના છેડાએ લુંછીને તેણે તેને હૃદય સરસી ચાંપી અને તે બોલી: "સરસ્વતી, હું તારી બ્હેન નહિ કે? ત્યારે મારું એક સાંભળ. જરા શાંત થા—"

"પહેલાં તમે મ્હારું સાંભળો, પછી તમે જે કહેશો તે હું સાંભળીશ—"

"ઠીક છે ત્યારે, હું તારું સાંભળું છું, પછી તો થયું ને? બોલ તારે જે બોલવું હોય તે ?"

"બીજું કંઈ નહિ; આ ઘરેણાં લો અને વિમળા તથા સરલા મોટી થાય એટલે તેને એ આપજો. અને એક બીજું કામ—"

તે ઘરેણાંની પેટી હાથમાં લઇને ગદ્‌ગદિત સ્વરે ગુલાબે પૂછ્યું: "હજુ શું કામ રહ્યું છે, બ્હેન?"

"હજુ એક મ્હારું કામ કરો. આજે ગમે તેમ કરીને પણ નાનુને મારી પાસે લાવો. પણ તેની માને ખબર પડવા દેતાં નહિ હાં નહિ તો—જાણશે તો તે બિચારા છોકરાનું તે ખૂન કરવાને પણ ચૂકે એમ નથી!"

સરસ્વતી આંખ ઉપર છેડો દઇને રડવા લાગી. ગુલાબે તેના ફરીથી આંસુ લુછ્યાં, અને તેનું સમાધાન કરવા લાગી. તે જ દિવસે બપોરે બે એક વાગે તે નાનુને લાવી, અને સરસ્વતીને સ્વાધીન કર્યો. તેને ખોળામાં લઈને સરસ્વતી રડવા લાગી. ઘણે દિવસે નાનુને આજે નાની કાકીના ખોળામાં બેસવાનું મળ્યું હતું; પરંતુ

કાકીને રડતી જોઇને તે અજ્ઞાન બાળકે પોતાના મધુર સ્વરે પૂછ્યું: "નાની કાકી, તમે રડો છો કેમ ?"

પોતાનાં આંસુ લુંછી નાંખીને સરસ્વતી બોલી: "કોણ! હું કાંઇ રડતી નથી."

"તમે જો રડશો, તો હું તમારા ખોળામાં બેસવાનો નથી!"

"નહિ. ભાઇ! જો હું કાંઇ રડતી નથી," એમ કહી સરસ્વતી ચૂપ રહી. અને પોતાના આંસુ પણ તેણે તે છોકરો સમજે નહિ એવી રીતે લોહી નાંખ્યા. ઘરમાંથી સાકરનો એક કકડો લાવીને તેણે નાનુના મોઢામાં મુકયો. હજુ પણ આંખમાંથી અશ્રુ નીકળીને તેના ગાલ ઉપર પડતાં હતાં; અંતઃકરણમાં એક પછી એક વિચાર તરંગ આવતા હતા. નાનુના મ્હોડા સામું જોતાં જ કુમુદનું સુંદર મુખ તેની દષ્ટી આગળ આવીને ઉભું, અને તરત જ દુઃખનો અતિશય ઉભરો તેના દિલમાં ઉછળી આવ્યો. મૃત્યુ શિવાય આ અપાર દુઃખમાંથી પોતાનો છૂટકો થવાનો નથી, એમ તેણે નક્કી કર્યું. કેટલીક વારે તે ગદ્દગદિત કંઠે બોલી: "નાનુ!"

નાનુ પોતાનું મ્હોડું ફેરવીને કાકીની સામે જોવા લાગ્યો. સરસ્વતી રડતાં રડતાં બોલી: "નાનુ ભાઇ—!"

આટલું જ બોલીને તે પાછી અટકી. એ જોઇને નાનુએ પૂછ્યું: "શું કહો છો, કાકી?"

"તું ભણીને હોંશીયાર થજે! કોઇનું ખોટું કરતો નહિ, ખરાબ કામ કદિ કરતો નહિં, હો!"

બોલતાં બોલતાં તે ફરીથી મોટે ઘાંટે રડવા લાગી. એ જોઇને

નાનુ બોલ્યો: "નાની કાકી, તમે રડો છો કેમ? તમારા પેટમાં દુઃખે છે કે શું?"

તે અજ્ઞાન બાળકે આવી રીતે જાત જાતના નિર્દોષ પ્રશ્ન કર્યા. પરંતુ સરસ્વતી કંઇ પણ બોલી નહિ. છેવટે નાનુએ અધીરા થઇને પૂછ્યું: "કાકી! તમારો કુમુદ ક્યાં ગયો?"

કમનસીબ સરસ્વતીએ માથા ઉપર હાથ મુક્યો અને બોલી: "ક્યાં ગયો મ્હારો કુમુદ?" એમ કહીને તે વિચાર કરતી બેઠી.

## પ્રકરણ ૩૫ મું.

### આત્મહત્યા કે વંશચ્છેદ!

શોકથી, દુઃખથી, તથા બનેલી વાત યાદ આવવાથી સરસ્વતીએ પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. મૃત્યુનો ભયંકર વિચાર કરતાં કરતાં તે ગુલાબની પાસે ગઇ. તેની તે સમયની ભયાનક મુદ્રા જોઇને ગુલાબે ગભરાઇને પૂછ્યું: "સરસ્વતી! આજે તું આમ કેમ દેખાય છે?" ભ્રમિત ચિત્ત બનેલી સરસ્વતીએ આનો કંઇ પણ જવાબ નહિ આપતાં ઉતાવળથી પૂછ્યું: "ભાભીજી! તમારૂં આજે મારી સાથે છેવટનું બોલવું—!"

"છેવટનું બોલવું? નહિં, નહિં,–કદિ નહિં! એવા અપશુકનના શબ્દ તું મોંઢેથી બોલીશ નહિ!"

"ઠીક, ત્યારે, તમારી આગળ હું નહિ બોલીશ!" એમ કહીને સરસ્વતી ત્યાંથી જવા લાગી. તેનો આજનો વિચિત્ર ચહેરો જોઇને

ગુલાબને બીક લાગી. અને પાછળ જઈને તેનું લુગડું પકડીને તેને જતી અટકાવી. તેણે ધીમેથી કહ્યું: " સરસ્વતી, તું આમ ગાંડાની માફક કર નહિ—મારૂં સાંભળ. કાલે મેં તારા ઘરેણાં લીધાં, ત્યારે તેં કબુલ કર્યું હતું કેની, કે હું તમારૂં સાંભળીશ? મેં તારૂં સાંભળ્યું; હવે તારે મારૂં સાંભળવું પડશે. તું હજુ સુધી કદિ પણ ખોટું બોલી નથી—ખોટું કરતી નથી. ત્યારે તું મારૂં સાંભળીશ કેની ?"

" શું—? " સરસ્વતીએ ઉતાવળથી પૂછ્યું.

ગુલાબે સરસ્વતીનો હાથ પકડીને કહ્યું: " પણ તું તારૂં મન સ્થિર કરીને સાંભળે ત્યારે કહુંને. "

" હા, સાંભળીશ. "

" ત્યારે તને મારા જીવના—આ છોકરાંના સમ છે. તું તારા મનમાં શું છે તે મ્હને ખરેખરૂં કહે ! "

" મારા મનમાં ? મારા મનમાં શું હોવાનું છે ? "

" ત્યારે તેં આ માંડયું છે શું ? ખાતી નથી, પીતી નથી, ચોવીસે કલાક અપવાસ કરે છે, કોઈ દિવસ જો જોર કરીને જમવા બેસાડીએ તો બે ચાર કોળીયા ખાધા નહિ ખાધા કરીને ઉઠી જાય, અને આખો દિવસ કાંઈ ને કાંઇ પણ ચિંતા કરતી બેસે છે ! આ તારા શરીરની સામું તો જો, કેવું થઇ ગયું છે ? તેં પાંચ હજારનો વીમાનો કાગળ ફાડી તોડીને ચૂલામાં નાંખી દીધો, અને તે બિચારા સાહેબે આપેલા પૈસાની પણ તેજ વલે કરી !—એ તેં માંડયું છે શું ? બ્હેન, કાંઇ વિચાર તો કર. "

અહિં એક વાત કહેવી જોઇએ કે સરસ્વતીએ સાહેબના આપેલા હજાર રૂપીઆ જયંતિલાલને હવાલે કરીને તેમાંથી આંધળાં

પાંગળાં, અપંગ, અને માબાપ વિનાનાં અનાથ છોકરાંઓમાં તે રકમ વહેંચી આપવાનું કહ્યું હતું.

ગુલાબનું આ બોલવું સાંભળીને સરસ્વતીએ આંખ ફેરવીને કર્કશ સ્વરે કહ્યું: " જાય–ચુલામાં પડે એ બધું! મારે હવે આ શરીરની અને પૈસાની સાથે શું કામ છે? મારૂં સઘળું પતી ગયું!"

ગુલાબે સમજાવતાં કહ્યું: " સરસ્વતી, તું આમ નહિ કર. તારા મનમાં જે હોય તે મને બરાબર કહે. આમ તું ત્રાગાં કરે, તે કાંઇ ઠીક કહેવાય નહિ."

સરસ્વતીએ કાંઇ જ જવાબ આપ્યો નહિ. તેની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. ગુલાબે પોતાની છાતી સાથે તેને ચાંપી, અને તેનાં આંસુ લુછીને કરૂણાજનક સ્વરે કહ્યું: " મારી આગળ તું કહેતી નથી, તેથી મ્હને એમ લાગે છે કે તને મારો ભરૂસો જ આવતો નથી. તને મારો વિશ્વાસ ક્યાંથી આવે? મેં તારૂં કેટલું બધું અનિષ્ટ કર્યું, કેટલી તને હેરાન કરી; દુષ્ટ માણસોની સાથે ચાલીને મેં તને કેટલી વખત નહિ ઘટે તેવી ગાળ દીધી. અમારે લીધે તારૂં બધું નાશ પામ્યું–અમે જો સારે માર્ગે ચાલ્યાં હોત તો વિનાયક ભાઇ ઘર છોડીને શું કામ જાત, અને પછી આવો ભયંકર પ્રસંગ પણ તારા ઉપર કેમ આવત? આ પાપોના ફળ અમારે કેટલાં ભોગવવાં પડશે તે તો ઇશ્વરને ખબર—"

ગુલાબ રડવા લાગી. પહેલાંની વાત મનમાં આવવાથી તેનું હૃદય બળવા માંડયું. સરસ્વતી પણ રડતી હતી. તે બોલી: " તમે આમ શું બોલો છો? ભાભીજી! એમાં તમારો શું વાંક? નસીબમાં જે લખ્યું હોય તે બન્યા જ કરે, એની આગળ કંઇ આપણું ચાલ-

વાનું છે! તમે શું એમ કહો છો કે મારો તમારા ઉપર વિશ્વાસ નથી? તમે મ્હને જે આ વિપત્તિમાં સહાય કરી છે તે હું શું ભૂલી ગઇ! જે દિવસે ઘરબાર બળીને રાખ થયાં, તે દિવસે તમે જ અમને બચાવ્યાં, તમારાજ ઘરમાં અમને આશ્રય મળ્યો. મ્હારો કુસુ—અને સાસુજી તમારા જ ઘરમાં—!"

સરસ્વતીનો કંઠ રૂંધાયો. બંને જણા રડવા લાગ્યાં. સાંત્વન કરવાને કોઇ પણ પાસે નહોતું. બંને જણા ઘણી જ વાર સુધી રડ્યાં. પછી સરસ્વતી ગાંડાની માફક કર્કશ અવાજે બોલી: "તમારો મ્હને વિશ્વાસ નહિ આવે, તો આવશે કોનો? મ્હને સગી બ્હેન નહિ હતી, તે ઘર બળ્યું તે દિવસે મ્હને મળી. પછી તમારા ઉપર મ્હારો વિશ્વાસ કેમ નહિ હોય?"

ગુલાબનું હૃદય આજે શોકથી તથા સંતાપથી ભરાઇ આવ્યું હતું. સરસ્વતીનું આ બોલવું સાંભળીને વધારે જ ભરાયું. પહેલાં કરતાં પણ વધારે જોરમાં રડવા લાગી. સરસ્વતીએ પોતાની આંખ લુછીને કહ્યું: "મ્હારા મનમાં શું છે તે તમારે જાણવું છે કે? સાંભળો ત્યારે, પણ કોઇની આગળ બોલશો નહિ! શારદાને પણ કહેતાં નહિ—"

ગુલાબ સરસ્વતીની સામે જોવા લાગી. સરસ્વતીએ ગદ્‌ગદિત કંઠે કહ્યું: "ભાભીજી! મ્હારા મનમાં શું છે તે તમને કહું કે? મ્હારા મનમાં તે હવે શું હોય? મ્હારૂં કપાળ બીજું શું! અત્યાર સુધી મેં ઘણી ધીરજ રાખી; પણ હવે મ્હારાથી આ દુઃખ સહન થતું નથી. તેથી મેં એવો વિચાર કર્યો છે કે—ભાભીજી, હું હવે કોઇનું સાંભળવાની નથી, કોઇને પત કરવાની નથી—આજે જ હું મારા

પોતાના જીવનું કાંઇ પણ કરવાની છઉં. માણસ તે કેટલું સહન કરે—?"

સરસ્વતી સ્તબ્ધ રહી. તેનું આ બોલવું સાંભળી ગુલાબે કપાળ ઉપર હાથ મુકયો અને નીચે બેઠી. તેનું માથું ફરવા લાગ્યું. રડતાં રડતાં સરસ્વતીના બંને હાથ પોતાના હાથમાં પકડીને તે બોલી: "નહિ બ્હેન, એવા અભદ્ર શબ્દ તું નહિ બોલ! જેણે તને આ અપાર દુ:ખમાં નાંખી છે, તે જ ઇશ્વર તને એમાંથી પણ સારા દિવસ બતાવશે. અને તું આટલું કહેતાં પણ જો સમજીશ નહિ તો હું તારી પાછળ જ કુવામાં ભુસ્કો માર્યા વિના રહેવાની નથી, એ હું તારા ગળા ઉપર હાથ મુકીને કહું છું!"

"એટલે? પણ ભાભીજી, તમને એવું શું દુ:ખ પડયું છે?" સરસ્વતીએ ચમકીને પૂછ્યું.

"તું અમારી માયા છોડીને જાય, પછી અમારે પણ જીવીને શું કામ છે? મ્હારાં છોકરાં તે તારાં નહિ કે? વિમળા અને સરલા એ બંનેને મેં આજથી તને સોંપી–તું આજથી તેની મા, તેને મુકીને હવે તું જઇશ કયાં? તેને માટે તને કાંઇ જ લાગતું નથી?"

"તેને જોતાં જ હું ગાંડી બનું છું, અને હું મ્હારૂં દુ:ખ પણ થોડીવાર ભૂલી જાઉં છું. પણ ભાભીજી, તમે તેને એક વખત તમારે હાથે મ્હને આપો."

એટલામાં સરલા દોડતી દોડતી માની પાસે આવી! અને માને રડતી જોઇને તે પણ તેને ગળે વળગીને રડવા લાગી. ગુલાબે તેને ઉચકીને સરસ્વતીના ખોળામાં બેસાડી. અને રડતાં રડતાં બોલી: "આ મ્હારી સરલા હવે તને આપી છે. હવે તને ફાવે તેમ કર."

સરલાના અશ્રુપૂર્ણ મુખ ઉપર સરસ્વતીએ રડતાં રડતાં ચુંબન કર્યું. સ્નેહથી તેનું હૃદય ભરાયું. આત્મહત્યા કરવાનો તેનો નિશ્ચય ડગમગવા લાગ્યો. એટલામાં ગુલાબે કંઈક વિચાર કરીને કહ્યું: "અને સરસ્વતી! તું ગર્ભવતી છે. એ વાત તો તું તદ્દન ભૂલી ગઈ કે શું? તું જો આત્મહત્યા કરીશ તો આત્મહત્યાની સાથે જ બાળહત્યાનું પાપ પણ તારા શિર ઉપર બેસશે. તારા પતિનો તું એ રીતે વંશચ્છેદ કરવા માગે છે કે શું?"

"પતિનો વંશચ્છેદ? મ્હને દુઃખ પડ્યું તેમાં શું હું મ્હારા પતિનો વંશચ્છેદ કરવા પ્રવૃત્ત થાઉં? નહિ, નહિ, ખરેખર હું ગાંડી જ થઈ છઉં! અંહ! હવેથી મ્હારા જીવનું કંઈ પણ કરવાનો મ્હને અધિકાર નથી."

પતિનો વંશચ્છેદ કરવાનું પાપ કરવાને સરસ્વતીનું મન માને નહિ. આત્મહત્યા કરવાનો વિચાર તેણે તદ્દન છોડી દીધો.

---

## પ્રકરણ ૩૬ મું.

### પાપનો ઘડો ભરાયો!

સરસ્વતીના ઉપર એક પછી એક પડેલાં દુઃખ અને સંકટો જોઈને વિઠ્ઠલરાયના પાષાણ હૃદયમાં પણ જરાક દયાનો સંચાર થવા પામ્યો હતો. પરંતુ એટલામાં તેને સમજાયું, કે, સરસ્વતીને માટે વિનાયકે પાંચ હજાર રૂપીઆ મુક્યા છે, તેની સાથે જ તેણે પોતાનું

પૂર્વસ્વરૂપ ધારણ કર્યું. પોતાને સઘળી સ્થાવર મિલ્કત મળે એવું એક ખોટું વીલ વિઠ્ઠલરાયે તૈયાર કરી મુકયું હતું, એ વાંચકોને યાદ તો હશે જ! તે વીલ બ્હાર કાઢવાને તે હવે અધીરો થયો. વિનાયક મરી ગયો, તેને એક પુત્ર હતો તે પણ તેની પહેલાંજ ગયો, સરસ્વતી તો ગાંડા જેવી જ થઈ છે. ગોવિંદરાય હમણા વિઠ્ઠલરાયના કહેવા પ્રમાણે ચાલતો નહોતો, તોપણ તે તેની વિરૂદ્ધ પણ નહોતો. તેનું મ્હોડું બંધ કરવાનું કાંઈ બહુ અઘરૂં નહોતું. તેથી તે વીલ બહાર કાઢવાને આજ વખત સારો છે. અને ફરીથી આવો સુયોગ મળશે નહિ. એમ તેને લાગવા માંડયું. કેમકે સરસ્વતી ગર્ભવંતી છે, એ તેને ખબર હતી. કર્મ સંજોગે તેને જો પુત્ર આવ્યો તો તે નકામી એક ફાંસ વચ્ચે ઉભી થશે. ગામના લોકો પણ તે છોકરાનો પક્ષ લઈને ઉભા થશે. તેથી હમણાં ને હમણાં જ વીલનો ઉપયોગ કરી લેવો, એમ વિઠ્ઠલરાયે વિચાર કર્યો. વકીલની સલાહ લઇને તેણે એ વીલ બહાર કાઢવા માટે એક જુદી જ યુક્તિ યોજી. જમીનની ગણોત લેવાને તેણે એક અસીલ ઉપર દિવાનીકોર્ટમાં ફરિયાદ માંડી. તે અસીલ ગણોત આપવાને કબુલ હતો. પણ એકલા વિઠ્ઠલરાયને આપવાને તેણે સાફ ના કહી. તેનું કહેવાનું એમ હતું કે વિઠ્ઠલરાયનો એકલાનો એ બાબતમાં ફર્યાદ કરવાનો અધિકાર નથી. ગોવિંદરાય અને વિનાયકની સ્રીનો પણ એમાં ભાગ છે. તરત જ વિઠ્ઠલરાયે પોતાના હકનું સ્થાપન કરવાને તે વીલ કોર્ટમાં દાખલ કર્યું. આ વીલની ખબર ચોતરફ પસરી ગઇ. ધીરે ધીરે તે જયંતિલાલને કાને પણ ગઈ. જયંતિલાલ આ વખતે કાંઇ જરૂરના કામમાં ગુંથાયો હતો. પણ સરસ્વતીને નકામું નુકસાન થાય નહિ, અને દુષ્ટ બુદ્ધિના વિઠ્ઠલરાયને

બરોબર શિક્ષા કરાવવી, એ વિચારથી તે એક ઘડી પણ ખોટી નહિ થતાં ત્યાં ચાલ્યો આવ્યો. અને તે વીલ ખોટું હોવા વિષેના પુરાવા એકઠા કરવા લાગ્યો. આ જોઇને વિઠ્ઠલરાય ગભરાયો.

વિઠ્ઠલરાયના દુષ્ટપણાને લીધે ગામના લોકો કોઈ તેની તરફેણમાં નહોતા. કોઈ પણ તેને મદદ કરવાને બહાર આવ્યું નહિ. વિઠ્ઠલરાયને લીધે જ વિનાયક ઘર છોડીને પરદેશમાં ગયો અને બિચારો જીવથી ગયો; એ જ દુષ્ટે વિનાયકના ઘરને આગ લગાડીને તેના છોકરાનો અને મણિલક્ષ્મીનો જીવ લીધો, આવી વાત ગામમાં બધાં માણસો કરતાં હતાં. એટલામાં આ ખોટું વીલ તૈયાર કરીને ગોવિંદરાય અને તે બિચારી સરસ્વતીને તદ્દન રડાવવાની વિઠ્ઠલરાયે યુક્તિ યોજેલી છે, એ વાત ગામમાં પસરી. તરત જ સર્વે લોકો વિઠ્ઠલરાયની સામા થયા. ઘરમાં, રસ્તામાં, બજારમાં, અને મંદિરમાં પણ આજ વિષય ચર્ચાવા લાગ્યો. બધાં માણસો વિઠ્ઠલરાયને લુચ્ચો, આપ સ્વાર્થી, નિર્દય, રાક્ષસ, વિગેરે કહેવા લાગ્યા. " જે પોતાના સગા ભાઇનો અને માનો જીવ લેવા તૈયાર થયો, તે બીજું શું નહિ કરે ? " એમ જે ને તે કહેવા લાગ્યા. " જયંતિલાલે જ્યારે મન ઉપર લીધું છે. ત્યારે હવે એના બાર વાગ્યા વગર રહેવાના નથી. હવે એના પગમાં બેડી પડવાની જ ! " એમ પણ લોકો બોલવા લાગ્યા હતા.

વિઠ્ઠલરાયના તરફથી સાક્ષી આપવાને કોઇ પણ પ્રતિષ્ઠિત ગૃહસ્થ બહાર આવ્યો નહિ. જયંતિલાલની તરફથી મજબુત પુરાવા મળવાથી એમ સાબીત થયું કે, " જે દિવસે આ વીલમાં જનાર્દન પંડિતે સહી કરી એમ વિઠ્ઠલરાય જણાવતો હતો, તેજ દિવસે,- તેને આગલે દિવસે તથા તેના પછીના દિવસોએ પંડિતજી ગામમાં

જ નહોતા. તેજ તારીખે તેણે પુણાની કોર્ટમાં સાક્ષી આપી છે. અહીંઆંથી પૂણે જતાં ઓછામાં ઓછા બે દિવસ લાગે, તેથી પંડિતજી તે દિવસે ગામમાં હોય એ અશક્ય હતું. અને આ વીલ ઉપર તેણે સહી પણ કરી નહોતી. તેમ આવું વીલ તે કદિ પણ કરે નહિ. કેમકે વિઠ્ઠલરાયને માટે તેના મનમાં જેવો જોઇએ તેવો સદ્‌ભાવ નહોતો. વિઠ્ઠલરાયના નીચ વર્તનને લીધે પંડિતજીએ તો તેને ઘરમાંથી પણ કાઢી મુક્યો હતો!"

આ હકીકત જાણીને જજ સાહેબ વિઠ્ઠલરાય ઉપર અતિશય ગુસ્સે થયા. તેને એકલાને આવી ફર્યાદ કરવાનો હક નથી એમ ઠરાવીને દાવો કાઢી નાંખ્યો, અને ખોટું વીલ તૈયાર કરવા માટે તેની સામે ફોજદારીમાં કેસ ચલાવવાની મંજુરી આપી.

## પ્રકરણ ૩૭ મું.

### કરે તેવું પામે.

વિઠ્ઠલરાયની ઉપર ફોજદારીમાં કેસ ચાલવાનો સાંભળીને બધાં ખુશી થયાં. તેણે અત્યાર સુધી ઘણાંને રડાવ્યાં હતાં, ઘણા માણસોને છેતર્યા હતા, જરૂરને વખતે તેણે આપેલા પાંચ રૂપીઆના દેવાને માટે પચાસ રૂપીઆ વ્યાજ ખાઇને પણ મુદ્દલ રકમને માટે તેણે આજ લગણમાં કેટલાં બધાં ગરીબ માણસોનાં ઘરનું લીલામ કરાવ્યું હતું? કેટલાકને તો ખોટા જ દસ્તાવેજ તૈયાર કરીને તેણે નીચોવ્યા

હતા. તેથી એ પોતે જ સાંડસામાં સપડાયો, એ જોઇને બધાંના મનને સંતોષ થયો. વિઠ્ઠલરાયને સંકટમાં પડેલો જોઇને તે ગામના તથા આસપાસનાં ગામના કોઇ પણ માણસે તેને વિષે સહાનુભૂતિ દર્શાવી નહિ. ઉલટા જે ને તે તેનું ભુંડું બોલતા હતા.

કોઇ કહે: " અરે, પાપ તે કંઇ કેટલા દિવસ ઢાંક્યું રહે? ઇશ્વરને ઘેર કંઇ ન્યાય છે કે નહિ?" કોઇ કહે: " જે માણસ બીજાનું ખોટું કરે તેનું પોતાનું છેવટે ખોટું થાય જ! એણે કેટલી ચતુરાઇ વાપરી હતી! વીલ તૈયાર કરીને તેના ઉપર બાપની ખોટી સહી કરાવીને સાક્ષી પુરાવા પણ બરાબર તૈયાર કરી મુક્યા હતા—પણ ગંમત એક થઇ! એકજ તારીખ ઉપર બધું ફેરવાયું. ઈશ્વરની લીલા અગાધ છે, એમ કહે છે તે કંઇ ખોટું નહિ!" કોઇ કહે: " આ દુનિયામાંથી હજુ ધર્મ ડુબ્યો નથી! આ હાથે કરવું ને બીજે હાથે લેવું. તે દિવસે હું કોર્ટમાં ગયો હતો, ત્યારે ત્યાંના એક મોટા વકીલે મ્હને કહ્યું હતું કે આ કામમાં વિઠ્ઠલરાયને જન્મકેદની સજા થશે! જેવી કરણી તેવી પાર ઉતરણી! દુષ્ટ, ચંડાળ, રાક્ષસ! જેણે પોતાને જન્મ આપનારી માને બાળીને મારી, તે રાક્ષસને જેટલી વધારે શિક્ષા થાય તેટલી થોડી! વૃદ્ધના નિસાસા તે કાંઇ પુગ્યા વગર રહેતા હશે?" એમ બધા કહેતા હતા.

સરસ્વતીને જ્યારે ખબર પડી, કે, વિઠ્ઠલરાય હવે ખરેખર કેદમાં જવાનો, ત્યારે તે બિચારીને અતિશય ખોટું લાગ્યું. વિઠ્ઠલરાયને માટે તેના મનમાં બીલકુલ સદ્‌ભાવ નહોતો; તોપણ તેનાં નાનાં છોકરાંઓ, અને મંગળાનું દુઃખ જોઇને તેનું કુમળું હૃદય પીગળતું હતું. વિઠ્ઠલરાયને આમાંથી બચાવવાને માટે તેણે જયંતિલાલને

વિનવીને કહ્યું: જયંતિલાલ કાંઇ કબુલ થાય નહિ. તે બોલ્યા: "આવા અધમ નરપિશાચને યોગ્ય શિક્ષા થાય નહિ, તો પછી આ દુનિયામાં સારા માણસોને રહેવું મુશ્કેલ થશે. આ વખતે હું એને બરોબર શિક્ષા કરાવ્યા વગર નિરાંતે બેસવાનો નથી. તું એ બાબતમાં બીલકુલ સમજતી નથી. અને તારે મ્હને એ બાબતમાં કાંઇ પણ કહેવું નહિ."

પરંતુ સરસ્વતીએ પોતાની હઠ છોડી નહિ. તે બોલી: "ભાઇ, મ્હારે ખાતર તમારે આ કામ કરવું જ પડશે! તે કેદમાં જશે પછી આ છોકરાંઓની શી દશા થશે? એક અપરાધી માણસની સાથે ત્રણ ચાર નિરપરાધી મનુષ્યો દુઃખી થશે—!"

નાઇલાજથી વિઠ્ઠલરાયને બચાવવાની જયંતિલાલ તજવીજ કરવા લાગ્યો. પણ તેમાં તેનું કાંઇ વળ્યું નહિ. સઘળા જ વિઠ્ઠલરાયની વિરૂદ્ધમાં! જે ને તે તેની સામા ડોળા ઘુરકાવવા લાગ્યા. એવી સ્થિતિમાં તેને બચાવવાની ખટપટ કરવી શી રીતે? એ સાંભળીને સરસ્વતી દિલગીર થઇ.

વિઠ્ઠલરાયની અત્યાર સુધીની જીંદગી બીજાને દુઃખી કરવામાં ગઇ હતી. પોતાને જાતે દુઃખ ભોગવવાનો પ્રસંગ અત્યાર સુધી તેના ઉપર આવ્યો નહોતો. તેને લીધે આવા પ્રસંગે મનુષ્યની શી અવસ્થા થતી હશે, તેની હજુ સુધી વિઠ્ઠલરાયને ખબર નહોતી. પરંતુ તેનો ખરો અનુભવ આ ફોજદારી કેસ શરૂ થયો ત્યારથી આવવા લાગ્યો. કોઇ તેની તરફથી એક અક્ષર પણ બોલે નહિ, અગર તેને સહાય કરવાને પણ કોઇ તૈયાર થાય નહિ. વિઠ્ઠલરાયની હવે આંખ ઉઘડવા માંડી. શું કરવું, તે તેને સુઝે નહિ! તેની અક્કલ બહેર મારી ગઇ.

ચો તરફ તેને ઘોર અંધકાર દેખાવા લાગ્યો. કેદનો વિચાર મનમાં આવે એટલે તે ગભરાઇ જાય. મંગળાનું મ્હોડું પણ ઉતરી ગયું. બોલવાની શક્તિ પણ ઓછી થવા માંડી. રડતાં રડતાં તેણે એક દિવસ વિઠ્ઠલરાયને કહ્યું: "જેટલા જોઇએ તેટલા પૈસા ખર્ચો, પણ આમાંથી છુટી જવાય એવું કરો."

વિઠ્ઠલરાય ખરેખર પાણી પ્રમાણે પૈસો ખરચતો હતો. તેની પાસે અત્યારે બહુ રોકડ રકમ નહોતી. ચોરી કરીને, બીજાને ફસાવી, તથા કોઇનું ગળું કાપીને તેણે જે પૈસા ભેગા કર્યા હતા તે વ્યાજના લોભથી લોકોને ધીર્યા હતા. આજે હવે પોતાને જરૂર પડી ત્યારે તેને હાથે પગે લાગ્યો, પણ પૈસો કાંઈ મળ્યો નહિ. અને પૈસા વગર વિઠ્ઠલરાય અટકીને બેઠો હતો. ગામમાં કોઇની પાસે માગવા જાય તો તેને કેટલાં વર્ષ કેદમાં રહેવું પડશે ને કેટલાં નહિ, એની બીકથી કોઇ એને પાસે પણ ઉભું રાખતું નહિ. વિઠ્ઠલરાયની પાસે ઘણોજ પૈસો છે, એવી લોકવાયકા હોવાને લીધે વકીલો પણ તેને વધારે ને વધારે નીચોવવા લાગ્યા. સાધારણ વાતમાં પણ તેને પૈસાને માટે અટકાવતા. પૈસા તો જોઇએ, એના વગર બીજો કાંઇ પણ ઉપાય ચાલવાનો નથી. એ જોઇને મંગળાએ પોતાનાં સઘળાં ઘરેણાં વિઠ્ઠલરાયને હવાલે કર્યા. તે વેચીને તેમાંથી થોડો ઘણો ખર્ચ નીભાવ્યો. છેવટે ઘરબાર તથા જમીન જે કાંઇ હતું તે ગીરો મુકીને ત્રણ હજાર રૂપીઆ તેણે ઉભા કર્યા.

નક્કિ કરેલી તારીખે કેસ શરૂ થયો. વિઠ્ઠલરાય પોતાની તરફથી ત્રણ વકીલની ઉપરાંત મુંબાઇથી એક બારીસ્ટર પણ લાવ્યા હતા. વિરૂદ્ધ પક્ષમાં સરકારી વકીલ હતો. વિઠ્ઠલરાયના બારીસ્ટરે પોતા-

નાથી બનતી મહેનત કરી, પણ તેનું કંઇ વળ્યું નહિ. સરકારી વકીલે કાંઈ એવો મજબૂત પુરાવો રજુ કર્યો હતો કે વિઠ્ઠલરાયનો અપરાધ કૉર્ટમાં સાબીત થયો. જ્યુરીએ એક મતે તેને અપરાધી ઠરાવ્યો. જજ સાહેબે તેને સાત વર્ષની સખ્ત મજુરીની શિક્ષા કરી. તરત જ પોલીસના લોકોએ તેના પગમાં બેડી નાંખી, અને તેને જેલમાં લઇ ગયા. વીલ કરવાના કામમાં તેને મદદ કરનારા તેના સાળા માધવલાલને પણ બક્ષીસ તરીકે એક વર્ષની સખ્ત મજુરીની શિક્ષા મળી!

---

## પ્રકરણ ૩૮ મું.

### પાપનું પ્રાયશ્ચિત!

પાસે જે હતું-નહિ હતું, તે જતું રહીને પણ આખરે વિઠ્ઠલરાય આ મુસ્કેલીમાંથી નહિ છુટયો તે નહિ જ છુટયો! અને પાસે જે રોકડ હતી તે તો ગઇ! મંગળાનાં ઘરેણાં હતાં તે પણ ગયાં, અને તે ઉપરાંત ત્રણ હજારનું દેવું માથે રહ્યું! વિઠ્ઠલરાયના મનમાં એમ હતું કે, એક વખત આ કેસમાંથી છુટીશ એટલે એક પછી એક દેવાદારોની ઉપર ફરિયાદ કરીને મારા પૈસા ઝપાટામાં વસુલ કરી લઇશ, અને જોતજોતામાં આ દેવામાંથી છુટો થઇશ. પરંતુ તેનો આ વિચાર મનમાં ને મનમાં રહ્યો! જજ સાહેબે તેને અપરાધી ઠરાવીને સાત વર્ષની સખ્ત મજુરીની શિક્ષા આપી. પોલીસના લોકો તેના હાથ પગમાં લોઢાની બેડી નાંખવા લાગ્યા, તેની જ સાથે

વિઠ્ઠલરાય ચમક્યો. તેને ચોતરફ અંધકાર હોય એમ દેખાવા લાગ્યું. પોલીસના લોકો મ્હને ધક્કા મારીને જેલ તરફ લઇ જાય છે, એ પણ તેના ધ્યાનમાં કેટલીકવાર સુધી આવ્યું નહિ. પછી જ્યારે તેનું મન ઠેકાણે આવ્યું, ત્યારે તેને અતિશય શરમ લાગી. રસ્તા ઉપરના જતા આવતા લોકો મ્હને ઓળખીને મ્હારી સામા આંગળી કરે છે, અને તિરસ્કારથી હસે છે, એ તેને દેખાવા લાગ્યું. જોતાં જોતાં વિઠ્ઠલરાય જેલના દરવાજા આગળ આવી પહોંચ્યો. ત્યાં ખાંધે ઉપર બંદુક મુકીને એક મજબુત બાંધાનો સીપાઇ પહેરો ભરતો હતો. તે ભયંકર દેખાવ જોઇને વિઠ્ઠલરાયને જાણે આ યમપુરી જ હશે એવો ભાસ થયો. ભયથી તેનું શરીર ધ્રુજવા લાગ્યું. આ તેનો ભય વધારવાને જ કે શું,—ત્યાંના તે યમકીંકરો જેવા પહેરાવાળા વારે ઘડીએ તેને મર્મભેદક વચનો કહીને મારવા લાગ્યા. વિઠ્ઠલરાયના કપડાં તરત જ બદલવામાં આવ્યાં. સરસ કાસ્મીરી કોટ, કસુંબા રંગની પાઘડી, સફેત ચંદની જેવું ધોતીયું, અને બુટ વિગેરે કાઢી નાંખીને ખાદીની બંડી, લંગોટી તથા ટોપી, એટલું તેને મળ્યું. આ નવીન કપડાં પહેરીને, દરેક પગલાંની સાથે જ લોખંડની બેડીનો ખણુ ખણુ અવાજ કરતો કરતો વિઠ્ઠલરાય શુન્ય હૃદયે કારાગૃહમાં પેઠો, ત્યારથી જ તેના પ્રાયશ્ચિતનો આરંભ થયો.

તેને રાત્રે બીલકુલ ઉંઘ આવી નહિ. તે ભયાનક રાત્રે જ્યાં ને ત્યાં નિંદ્રાદેવીનો અમલ જોરથી શરૂ થયો હતો, છતાં વિઠ્ઠલરાય અંધારી ઓરડીમાં પથારીને બદલે કામળા ઉપર ઉભો થયો. તેને બહાર જવાની જરૂર લાગી. પરંતુ તે વગર ભાડાના સરકારી બંગલામાં પગ મુકતાંની સાથેજ પોતાની સ્વતંત્રતાને પહેલાં રજા આપવી

પડે છે, એનો તેને અનુભવ નહોતો. તે ઘણી જ મહેનતે ફાંફાં મારતો, અંધારી ઓરડીના બારણા આગળ આવ્યો. પણ જુએ છે તો બહારથી બારણાં બંધ! તેથી બહાર જવાનો વિચાર તેને છોડી દેવો પડયો. તે આ ઘોર અંધકારમાં માથા ઉપર હાથ મુકીને બેઠો. તેનું અંતઃકરણ અતિશય ચિંતાથી બળવા લાગ્યું. ઘર તરફના વિચારથી તેનું હૃદય ચિરાયું, અને અતિશય દુઃખથી તે રડવા લાગ્યો.

"બૈરી છોકરાંની શી દશા થઈ હશે? તેની સંભાળ કોણ લેતું હશે? તેનો નિર્વાહ કેમ ચાલશે? આ સાત વર્ષ કેવી રીતે જશે? એક બે દિવસ નહિ! વર્ષ—બે વર્ષની વાત નહિ!—સાત—સાત—વર્ષ! એ જશે કેવી રીતે—?"

અંગળાની પાસે એક પૈસો પણ નહોતો એ વાતની વિઠ્ઠલરાયને ખબર હતી. લોકો પાસેના લેણાના પૈસામાંથી પણ કેટલા આવશે તે પણ કહેવાય નહિ. આ સાત વર્ષમાં તે પૈસા ડુબી જશે એમ પણ તે સમજ્યો હતો. એના કરતાં એક વાત યાદ આવવાથી તો વિઠ્ઠલરાયની સ્થિતિ ગાંડા જેવી થઈ જતી હતી! આ વીલની ભાંજગડમાંથી છુટવાને તેણે ઘરબાર અને જમીન વિગેરે જે કાંઇ હતું, તે બધું ગીરો મુકીને ત્રણ હજાર રૂપીઆ કર્જે લીધા હતા. આ દેવું હવે હું પતાવીશ કેમ? આપેલી મુદતમાં જો દેવું પતાવું નહિ તો શાહુકાર ફરિયાદી કરીને બૈરી છોકરાંને ઘરમાંથી કહાડી મુકીને બધું પચાવ્યા વગર રહેવાનો નથી, એ પોતાના જાતી અનુભવથી તે જાણતો હતો. આ ભયંકર ચિંતાથી તેનું મગજ ઠેકાણે નહોતું. તે પોતાના મન સાથેજ મોટેથી બોલવા લાગ્યો: "હાય હાય! મારી સ્ત્રી, મ્હારાં વ્હાલાં છોકરાં, એ બધાંને ઘરમાંથી નીકળી જવાનો

પ્રસંગ આવીને તેને પરદેશમાં જવું પડશે. રસ્તા ઉપરના ભિખારીની પેઠે તેની સ્થિતિ થશે—!"

બૈરી છોકરાં રખડી જશે, એ હૃદયભેદક વિચાર તેના મનમાં આવતાંની સાથેજ વિનાયક યાદ આવ્યો. તેના શરીર ઉપરના રૂંવાં ઉભા થયાં. અંધારી ઓરડીમાંના તે ઘોર અંધકારમાં પણ તેની આંખ આગળ એક મૂર્તિ ઉભી રહ્યાનો તેને ભાસ થયો. તેની માની,—વૃદ્ધ મણિલક્ષ્મીની તે મૂર્તિ હતી. ત્યાંથી તે એકદમ ચમકીને ઉઠયો અને બીજી તરફ જવા લાગ્યો પણ તે ભયાનક મૂર્તિ વધારે ને વધારે તેની પાસે આવતી હોય એમ તેને લાગ્યું. વધારે ગભરાવવાથી અંધારી ઓરડીમાંની ભીંત સાથે તે જોરથી અફળાયો. તેની સાથે ભીંતમાંનો એક ખીલો વાગવાથી માથામાં એક મોટો ઘા પડયો, અને તેમાંથી લોહી નીકળવા લાગ્યું. તેની બંડી અને લંઘી પણ લોહીથી રંગાઈ ગયાં. વિઠ્ઠલરાયને આ વાતની બીલકુલ ખબર પડી નહિ. ઘણીજ વારે તેને ભાન આવ્યું, ત્યારે તે ઉઠીને બેઠો થયો, અને ફરીથી પોતાના તકદીરને દોષ દેવા લાગ્યો. પોતે પોતાનાંજ કૃત્યોને વખોડવા લાગ્યો.

" આ ઘાતકી પૈસાનો લોભ કરીને મેં પોતે પોતાનાજ ગળા ઉપર છરી મુકી! હું જો સીધે રસ્તે ચાલ્યો હોત તો મ્હારી આવી દશા નહિ થાત. આ પૈસાના લોભમાં સપડાઇને મેં કેવાં ક્રૂર કૃત્યો કર્યા ? મેં બાપાજીને ઘડપણમાં અતિશય દુઃખ દીધું—સગા ભાઇને પરદેશમાં મોકલ્યો—તે દૂર દેશમાં મારે લીધેજ બિચારો જીવથી ગયો—વૃદ્ધ માના શરીર ઉપર હાથ ઉપાડતાં પણ મ્હને શરમ લાગી નહિ—આખરે ઘરને આગ લગાડીને મારી પોતાની માને મેં અધમે કઝા-ડીને મારી નાંખી ! હું હવે કયા ભયંકર નરકમાં જઇશ ? ભગવાન !

મ્હને ક્ષમા કર! મેં માતૃવધ કર્યો છે—ભ્રાતૃવધ કર્યો છે—ભાઇના તે નિરપરાધી પુત્રની હત્યા તે પણ મ્હારેજ શીર છે. મ્હારાં આ ઘોર પાપોનું કાંઇ પ્રાયશ્ચિત હશે કે? અરેરે! જે પૈસાના લોભથી હું આવાં રાક્ષસી કૃત્યો કરવાને પ્રવૃત્ત થયો તે પૈસો પણ હવે મ્હારી પાસે ક્યાં છે? ઉલટું લોકોનું દેવું તો મ્હારે માથે રહ્યું છે! અને એ દેવાંને લીધે મ્હારી સ્ત્રીને તથા છોકરાંઓને ઘરમાંથી કાઢી મુકશે—બિચારાં અન્નને માટે ઘેરઘેર ભિક્ષા માંગતાં ફરશે! આજે મ્હારો વિનાયક હોત તો મ્હને આટલું દુઃખ ભોગવવું પડત નહિ. પણ મેંજ તેને પરદેશમાં કાઢયો—હુંજ તેના મૃત્યુનું કારણ થયો—મારા આ લોભથી મારો પોતાનો મેં ઘાત કર્યો—!"

ભીંત સાથે અઢેલીને વિઠ્ઠલરાય રડવા લાગ્યો. તેજ સ્થિતિમાં તેની આંખમાં જરાક ઘેન આવ્યું. તેને ભયંકર સ્વપ્ન આવ્યું. અગ્નિની પ્રચંડ જ્વાળામાં તેની માની મૂર્તિ ઉભી છે એમ તેને દેખાયું. તેની જમણી બાજુએ લાલ, લીલા, કાળા, ભુરા, એમ જાત જાતના વિચિત્ર રંગના હજારો સર્પ હતા; અને તે પોતાની ભયંકર ફણા ઉચકીને વિઠ્ઠલરાયની સામા તાકીને જોતા હતા, તથા ક્રોધથી વીફરાઇ જઇને ફું-ફું કરતા હતા! માની ડાબી બાજુએ મસ્તક વગરનાં, કૃષ્ણવર્ણું, અને સ્થૂળ શરીરના એવાં કેટલાક મનુષ્યો હાથમાં સળગેલા કાકડા લઇને વિઠ્ઠલરાયને બાળવાને તલપીને બેઠા હતા. જ્વાળામાંની તેની માની મૂર્તિએ વિઠ્ઠલરાયની તરફ આંગળી બતાવતાંજ તે હજારો ભયંકર સર્પ વિફરાઇને તેના શરીર ઉપર છેડયા, અને તેને કરડવા લાગ્યા. તે મસ્તક વગરના મનુષ્યો પણ પોતાના હાથમાંના સળગતા કાકડાથી તેને પ્રહાર કરવા લાગ્યા! વિઠ્ઠલરાયે ગભરાઇ જઇને મોટે ઘાટે ચીસ નાંખી. તેની તે બૂમ સાંભળીને પુ-

હેરાવાળા હાથમાં ફાનસ લઇને દોડી આવ્યા અને બારણું ઉઘાડીને તેમ કરવાનું કારણ તેને પૂછવા લાગ્યા. વિઠ્ઠલરાયની છાતી ધડકતી હતી, શરીર ઉપર અતિશય પરસેવો વળ્યો હતો, તેના મ્હોંડામાંથી શબ્દજ નીકળે નહિ. પહેરાવાળાએ ફાનસ લઇને તે આખી ઓરડીમાં તપાસ કરી, પણ કંઇ જીવ જંતુ દેખાયું નહિ. છેવટે વિઠ્ઠલરાયની લંઘી અને બંડી પાછળની બાજુએ લોહીથી ખરડાયેલાં તેમણે જોયાં. હજુ સુધી વિઠ્ઠલરાયના માથામાંથી લોહી વહેતું હતું.

"આ લોહી કેવી રીતે નીકળ્યું ?" એમ વિઠ્ઠલરાયને પહેરાવાળા પૂછવા લાગ્યા. પોતાનો વાંસો લોહીથી ખરડાયેલો જોઇને વિઠ્ઠલરાય વિચારમાં પડ્યો. ભીંતની સાથે માથું અફળાવાનું તેને બીલકુલ યાદ નહોતું. "આ લોહી ક્યાંથી આવ્યું ?—ખરેખર મ્હને તે સાપજ કરડી ગયા કે શું ?" વિઠ્ઠલરાય આજ વિચારમાં પડ્યો.

વિઠ્ઠલરાય કાંઇજ જવાબ નથી આપતો એ જોઇને પહેરાવાળા ખીજવાયા અને તેને ગાળ દેવા લાગ્યા, તથા ધક્કા પણ મારવા લાગ્યા. આ લોકો આમ કેમ કરે છે, એજ વિઠ્ઠલરાયથી સમજાય નહિ. બીજે દિવસે સવારે તેને જેલના અધિકારીની સામેજ ઉભા કરવામાં આવ્યો. તેના માથામાનો ઘા અને લોહીથી ખરડાયેલાં તેનાં કપડાં બતાવીને પહેરાવાળાએ હિંદુસ્તાની ભાષામાં જેલર સાહેબને કાંઇક કહ્યું. તે સાંભળીને જેલર સાહેબ ખીજવઇને કુતરાની પેઠે વિઠ્ઠલરાયના શરીર ઉપર હાથ ઉપાડીને બોલ્યા: "ભીંતની સાથે માથું અફાળીને શું તું આપઘાત કરવાનો પ્રયત્ન કરતો હતો કે ? હરામખોર ! હવે તને બરોબરજ સજા કરાવું છઉં !"

ભીંતની સાથે માથું અફાળીને આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યા વિષેનો વિઠ્ઠલરાયની ઉપર આરોપ મુકીને તેને ફરીથી મેજીસ્ટ્રેટની

સામા ઉભો કરવામાં આવ્યો. મેજીસ્ટ્રેટ સાહેબે વિઠ્ઠલરાયને પૂછ્યું: "શું તું આત્મહત્યા કરવાનો પ્રયત્ન કરતો હતો કે?"

"નહિ."

"ત્યારે આ તારા માથામાં ઘા કેમ પડ્યો?"

"મ્હને તેની બીલકુલ ખબર નથી."

વિઠ્ઠલરાયના આ ખરા બોલવા ઉપર આજે કોઇએ વિશ્વાસ મુક્યો નહિ. કાળનો પ્રભાવ કેવો વિલક્ષણ છે? તેને અપરાધી ઠરાવીને મેજીસ્ટ્રેટ સાહેબે એક વર્ષની સખ્ત મજુરીની વધારે સજા કરી. પહેલાંના સાત વર્ષ હતાં, અને તે હવે આઠ થયાં! આ પહેલાં વિઠ્ઠલરાય અનેક ઘોર અપરાધ કરીને પણ છુટો ફરતો હતો; પરંતુ આજે તેનો કાંઈ અપરાધ નહિ હતો, છતાં પણ તેને સજા થઇ! તેની ઉપર જેલમાં વધારે સખ્ત પહેરો મુકવામાં આવ્યો. પહેરાવાળા તેના ઉપર કડક નજર રાખવા લાગ્યા. ઘણી મહેનતનાં કામો તેને ભાગે આવવા લાગ્યાં- તિરસ્કાર અને તોછડાઇનો તેને રોજ અનુભવ થવા લાગ્યો. સુવાને વખતે તે અંધારી ઓરડીમાં જઇને આખી રાત રડીને કાઢતો હતો. બૈરી અને છોકરાંની ચિંતા કરતાં કરતાં, મા, વિનાયક, કુમુદ, સરસ્વતી, એ બધાંના પણ તેના મનમાં વિચાર આવ્યા વગર રહેતા નહિ. પૂર્વનાં કરેલાં ઘોર પાપના સ્મરણથી તેનું ચિત્ત દિન પર દિન ભ્રમિષ્ટ બનતું હતું.

વિઠ્ઠલરાયની કારાગૃહમાંની અવસ્થા વિસ્તારપૂર્વક કહેવાનું પ્રયોજન નથી. ફક્ત એટલું જ કહેવાથી જણાશે કે, તેનાં અત્યાર સુધીનાં કરેલાં પાપકર્મો જેવાં ઘોર હતાં, તેવું જ ઘોર પ્રાયશ્ચિત્ત તેને હમણાં ભોગવવું પડતું હતું.

# પ્રકરણ ૩૯ મું.

## એટલાથી કંઈ પત્યું નહિ !

ખરાબ વાત પવનની પેઠે ચોમેર પસરી જાય છે, એ કાંઇ ખોટું નથી. વિઠ્ઠલરાયને સાત વર્ષની સખ્ત મજુરીની સજા થઈ, એ વાત જોત જોતામાં ચોતરફ પ્રસરી ગઇ. મંગળાને કાને પણ એ વાત જતાં બહુ વાર લાગી નહિ. જમીન ઉપર પડીને મંગળા વિલાપ કરવા લાગી. આ પહેલાં તેણે અનેક વખત રડવાનો ઢોંગ કર્યો હતો, અનેક વખત પતિની પથારી આગળ બેસીને લટકામાં રડીને તથા રીસાઇને તેણે કુટુંબમાં કલહાગ્નિ ચેતાવવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ આજના જેવું દુઃખથી હેબક ખાઇને તે કદિ પણ પહેલાં રડી નહોતી. અસહ્ય સંકટોથી દુઃખ પામીને તે આજ મોટે ઘાટે વિલાપ કરવા લાગી. પતિ કેદમાં ગયો તેનું એને બહુ લાગતું નહોતું, પણ આપણું અગાડી શું થશે, એ ચિંતામાં તે વ્યાકુળ થઇ હતી. "હું હવે ક્યાં જાઉં ? મારી હવે શી દશા થશે ?—એ ચિંતાજ તેના દુઃખનું ખરૂં કારણ હતી. પૈસો એજ તેને મનથી પરમેશ્વર હતો ! પૈસા આગળ તેને બીજા કશાની પરવા નહોતી. પૈસાના જોરથી મસ્ત બનીને તેણે અત્યાર સુધી આ જગતને તુચ્છ માન્યું હતું. પડોશીની સાથે તથા બીજા કોઇની પણ સાથે તે કદિ પણ સારી રીતે વર્તી નહોતી. બધાંનો તે તિરસ્કાર કરતી હતી. આ જન્મમાં તે ભુલેચુકે પણ કદિ કોઇની સાથે મીઠાસથી બોલી હોય, એમ યાદ નહોતું. બીજાંના સુખ દુઃખ તરફ તથા સારા માઠા તરફ તેણે અત્યાર સુધી

કદિ પણ ધ્યાન આપ્યું નહોતું. ધણીની પેઠેજ તે બધાંની સાથે તોછડાઇથી વર્તતી હતી. પરંતુ આજની બનેલી એકજ વાતથી તેની તે વૃત્તિ ફેરવાઇ ગઇ. આ આખી દુનિયાં પોતાના પતિ આગળ કંઇ હીસાબમાં નથી, એમ મંગળાનું ધારવું હતું. તેને લીધે તે પોતાના પતિની આ દુનિયામાં આવી દુર્દશા થશે, એમ તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પોતાના પતિને સજા થઇ, એ વાત તેને પહેલાં ખરી લાગી નહિ. પરંતુ જ્યારે વિઠ્ઠલરાયના વગર બીજા બધા લોકો પાછા આવ્યા. ત્યારે તેને ફાળ પડી. તરતજ તેનો સંશય જતો રહ્યો, અને મંગળા જીંદગીમાં પહેલી વખતજ ખરા દુઃખથી રડી. તેને આજે આ પૃથ્વી શૂન્ય દેખાવા માંડી. રડી રડીને તેણે અતિશય ક્લેશ કર્યો. પછી થોડીવાર રહીને તેનું ચિત્ત જરા ઠેકાણે આવ્યું ત્યારે તેણે વિચાર કર્યો કે–" કાંઇ હરકત નહિ; આપણે થોડાં વર્ષ પિયેર જઇને રહીશું." તેનો મોટોભાઇ માધવલાલ કલેક્ટરની ઑફીસમાં મુખત્યારીનું કામ કરતો હતો, તે વાંચકોને યાદ હશે. માધવલાલને લીધે મંગળાને ધીરજ હતી. પણ એટલામાં ખોટી સાક્ષી આપ્યાને લીધે વિઠ્ઠલરાયની સાથે માધવલાલને પણ સજા થઇ, એ વાતની તેને ખબર પડી. મંગળાને આથી વળી ઘણું વધારે દુઃખ થયું. તે જમીન પર માથું અફાળીને રડવા લાગી. ગાંડાની માફક આમ તેમ ધૂળમાં આળોટવા લાગી. બિચારી જજને નહિ ઘટે તેવી ગાળ દેતી હતી. વચ્ચે વચ્ચે જયંતિલાલને પણ ગાળ દેવામાં બાકી રાખતી નહોતી. પણ આજે રડવાથી તથા ગાળ દેવાથી કાંઇ મંગળાના મનનું સમાધાન થયું નહિ. રડી રડીને તેની આંખ લાલ હીંગળોક જેવી થઇ ગઈ, જમીન ઉપર આળોટીને તેણે લુગડાં ખરાબ કર્યાં, ગાળો દઇ દઇને ઘાંટો બેસાડી દીધો, પણ આગાડી શું કરવું તે કંઇ

મંગળાને સુઝે નહિ. ચોતરફ તેને ઘોર અંધકાર દેખાવા લાગ્યો. તેને રડતી જોઇને માધુ અને કમળા પણ રડવા લાગ્યાં. આડોશી પાડોશીમાંથી પણ મંગળાનું સાંત્વન કરવાની ખટપટમાં કોઈ પડ્યું નહિ, જોકે તેના ઉપર પડેલી વિપત્તિ જોઇને બધાંને સ્હેજ સાજ દયા તો આવતી હતી. ફક્ત આપણી સરસ્વતી આ જોઇને અતિશય દુઃખી થઈ. પોતાની નાની ઉમ્મરમાં સરસ્વતીએ અતિશય દુઃખો ભોગવ્યાં હતાં, જાત જાતની હેરાનગતી સહન કરી હતી, વિપત્તિના કડુ સમયની મર્મભેદક વેદના સહન કરીને તેણે અનેક પ્રકારનો અનુભવ બોધ સંપાદન કર્યો હતો. તેને લીધે બીજાનું દુઃખ જોઇને તેનું કુમળું અંતઃકરણ ચિરાતું હતું. મંગળાની ઉપર આ પ્રસંગ આવતાંજ સરસ્વતી પોતાનું દુઃખ ભૂલી ગઇ, અને નાનુને ખોળામાં લઇને તે મંગળાની પાસે બેસીને તેનું સમાધાન કરવા લાગી. સરસ્વતીએ કહ્યું: "ભાભીજી! જે આપણા નસીબમાં લખ્યું હોય તે બન્યાજ કરે. રડવાથી શું થવાનું છે? તમે શું કામ ફીકર કરો છો? ઈશ્વરે જેમ અત્યાર સુધી અમારૂં નિભાવ્યું, તે તમારૂં પણ નિભાવશે. તમે કંઇ પારકાં તો નથી ને? જે કંઇ દાળ રોટલો મળશે, તે આપણે બધાં સાથે ખાઇશું."

સરસ્વતીએ ઘણાજ પ્રેમથી નાનુને ખોળામાં લીધો હતો. મંગળાને આજે એ બાબતનો ગુસ્સો લાગ્યો નહિ. ઉલટું એથી એના મનને ઠીક લાગ્યું.

ખરેખર પ્રારબ્ધ ગતિનું મહાત્મ્ય ઘણુંજ વિલક્ષણ છે. પ્રારબ્ધ અનુકૂળ હોય ત્યાં લગણ મનુષ્ય જે કામમાં હાથ નાંખે તે કામમાં યશ આવ્યાજ કરે; કોઈ કાંઇ કરે તોપણ તેનું તેમાં કાંઇ પણ ખોટું થાય નહિ. પરંતુ તેજ પ્રારબ્ધ જો એક વખત ફર્યું તો પછી તેજ માણસ નકામો થઇ જાય છે! સારા હેતુથી કરેલાં કામો પણ તેને

સપડાવે છે અને જાત જાતની વિપત્તિ તેના ઉપર આવ્યા કરે છે ! વિઠ્ઠલરાય અને મંગળાનું પ્રારબ્ધ હવે ફૂર્યું હતું. દુર્દૈવ તેની પાછળ લાગ્યું હતું. સાત વર્ષની શિક્ષા થઇને વિઠ્ઠલરાય કેદમાં પડયો, તેને બે દિવસ થયા નહિ, એટલામાંજ બીજું એક વર્ષ ઉમેરાયું ! તેનીજ સાથે તેનો સાળો માધવલાલ પણ કેદમાં પડયો. પરંતુ એટલાથી પણ કાંઇ પત્યું નહિ !

આ વાતને ચાર પાંચ દિવસ ગયા એટલામાં એક દિવસે સવારના પહોરમાં પોલીસના ત્રણ ચાર સિપાઇઓને સાથે લઇને ફોજદાર વિઠ્ઠલરાયના ઘરમાં આવ્યા. બહાર લોકો ગંમત જોવાને પણ ભેગા થયા હતા. નિશાળમાં માધુની કલાસમાંથી એક છોકરાની કંઠી ચોરાઇ હતી. નિશાળમાં તપાસ કરીને તેના બાપે આખરે પોલીસમાં એ વાતની ખબર આપી હતી. પોલીસે દરેક છોકરાની બારીકીથી તપાસ કરીને એ કામ માધુનુંજ હોવું જોઇએ એમ ઠરાવ્યું. અને તેથીજ તેઓ વિઠ્ઠલરાયના ઘરની ઝડતી લેવાને અચાનક આવ્યા હતા.

માના શિક્ષણથી કેળવાયલો માધુ નિશાળમાં ઘણોજ પ્રખ્યાત થયો હતો. કોઇના કાગળ, કોઇનું હોલ્ડર, કોઇની પેનસીલ, તો કોઇના પૈસા ચોરીને તે રોજ પોતાની માને આપતો હતો. ધીમે ધીમે તે આ કામમાં હોંશીયાર થયો હતો. તેનામાં હવે હીંમત પણ આવી હતી. કેટલાક દિવસ સુધી તો તેની આ હાથચાલાકી કોઇની નજરમાં આવી નહિ. કલાસમાં એક પછી એક ચોરી થતી હતી, પણ તે કોણ કરે છે એજ કોઇથી સમજાય નહિ. માધુ શ્રીમંતનો પુત્ર હોવાથી તેના ઉપર સંશય લેવાની કોઇ હીંમત કરે નહિ. પણ ધીરે ધીરે આજ ચોર હશે, એમ સઘળાની ખાત્રી થઇ હતી, અને તેથી તેની પાસે કોઇ બેસતુંજ નહોતું. બધા છોકરાઓ તેને " માધુ

ચોર! માધુ ચોર!" એમ કહીને તેને ખીજવતા પણ હતા. માસ્તરે એક બે વખત માધુને ખુબ ધમકાવ્યો, શિક્ષા કરી, પણ તેનો કાંઇ પણ ઉપયોગ થયો નહિ. ઉલટું માધુની હાથચાલાકી વધવા લાગી. વિઠ્ઠલરાય અને મંગળાને કાને પણ આ વાત આવી હતી. પોતાના છોકરાને વિઠ્ઠલરાય બરોબર ઓળખતા હતા, તોપણ દુનિયાદારીને લીધે તેણે નિશાળમાં જઇને માસ્તરને ખુબ ધમકાવ્યા: "સારા માણસના છોકરાને ચોર કહેવું એ કંઇ સાધારણ ગુન્હો નથી, એ યાદ રાખજો. હું તમને ચેતાવું છું કે હવેથી બીજી વખત એમ કરશો તો તમારે કોર્ટમાં જવું પડશે."

બિચારા માસ્તર આથી ગભરાઇ ગયા. તેણે છોકરાઓને માધુની પાસે નહિ જવાની શીખામણ આપી. પછી તો શું પૂછવું? માધુને હવે કોઇની જ બીક રહી નહિ, અને આજે જે પોલીસના સિપાઇ વિઠ્ઠલરાયના ઘરની ઝડતી લેવા આવ્યા હતા, તે પણ માધુની એવી નિર્ભયતાનું જ પરિણામ હતું!

કોઇ સુખમાં હો અગર દુઃખમાં હો, પણ તેની પોલીસનાં માણસોને તેની બીલકુલ પરવા નહોતી. મંગળાની ઉપર કેટલું દુઃખ પડયું હતું? તોપણ પોલીસની તોછડાઇ, અને ઉગ્ર સ્વભાવમાં બીલકુલ ફેર પડયો નહોતો. આમ તેમ ધમપછાડ કરીને તેમણે આખું ઘર શોધ્યું. મંગળાને આ વખતે એ બાબતની બીલકુલ ખબર નહોતી. તેને લીધે આ દુઃખમાં આ લોકો નકામું મારૂં અપમાન કરે છે, એમ સમજીને તે સરસ્વતીની પાસે જઇને રડવા લાગી. પોલીસના લોકોએ જ્યાં ને ત્યાં દોડાદોડ કરી મુકી હતી. ગુલાબ આ બધું મુંગે મ્હોડે સહન કરતી હતી. અને ગોવિંદરાય તો ગભરાઇને આમ તેમ જોતા એક ખૂણામાં બેઠા હતા. પરંતુ સરસ્વતીથી આ

સહન થયું નહિ. આપણા ઘરના માણસ ઉપર ચોરીનો આરોપ મુકીને ઘરની ઝડતી લે છે, એ જોઇને તે દિલગીર થઇ. ચોરાયલી કંઠી માધુએ લાવીને સંતાડી હશે, એમ તેને કલ્પના પણ આવી નહિ. ભીખાને હાંક મારીને તે મોટેથી બોલી: "અરે, આ ફોજદાર સાહેબને કહેને કે આ કંઇ ચોરનું ઘર નથી. આમ જુલમ કરશો તે કંઇ સારૂં કહેવાય નહિ."

ભીખાએ તે પ્રમાણે કહ્યું. પણ તેના બોલવા તરફ કોઇએ ધ્યાન આપ્યું નહિ. એ જોઇને "આજે સસરાજી નથી, બીજું કોઇ પણ નથી, જયંતિલાલ ભાઇ પણ અહીંઆ નથી; ત્યારે આ અભાગિનીના બોલવા ઉપર કોણ ધ્યાન આપે ?" એમ કહીને સરસ્વતી રડવા લાગી.

કેટલીકવાર સુધી તપાસ કર્યા પછી આખરે એક ભાંગેલા માટલામાંથી તે ચોરાયેલી કંડી એક પોલીસના સીપાઇને જડી આવી. જે છોકરાની કંઠી ચોરાઈ હતી, તેણે આજ મારી કંઠી, કરીને તરત જ તે ઓળખી. સઘળા લોકો અજાયબ થયા. પોતાના છોકરાના ચરિત્રની અંગળાને બરોબર ખબર હતી, તેથી તે કંઠી અહીંઆ કેમ આવી તે તરત જ સમજી. ફોજદાર સાહેબને તો હવે અતિશય વિલક્ષણ જોર આવ્યું. સરસ્વતીને ઉદ્દેશીને તે બોલ્યા: "પેલી બાઈ ક્યાં ગઇ ? આ ચોરનું ઘર નથી કરીને કહેતી હતી ને ? ચોરી ને ચોરી ને ઉપર શીરજોરી ?"

આ શબ્દ સાંભળીને સરસ્વતીને ઘણું જ ખોટું લાગ્યું. કંઠીનો માલીક તેની આ સ્થિતિ જોઇને દિલગીર થયો, અને તેણે ફોજદારને કહ્યું: "ફોજદાર સાહેબ, આમ ગમે તેમ બોલો નહિ. આ કાંઇ ચોરી કરી એમ કહેવાય નહિ. માધુ અજ્ઞાન છોકરો! ભૂલથી તેને હાથે

આમ થયું હશે. મારી કંઈ મને મળી. હવે મ્હારે ફરિયાદ વિગેરે કાંઇ પણ કરવું નથી. મહેરબાની કરીને આ વાત આટલેથી જ રહેવા દો."

પરંતુ ફોજદાર સાહેબ કાંઇ સાંભળે નહિ. વિઠ્ઠલરાયના શત્રુઓ પણ આજે ફોજદારને સમજાવવા લાગ્યા. પણ તેનું કાંઈ પણ વળ્યું નહિ. ગોવિંદરાય અને માધુ એ બંનેને પોલીસના માણસો ચોકી ઉપર લઈ ગયાં. મંગળાએ રડી રડીને મહોલ્લો ગજવી મૂકયો.

## પ્રકરણ ૪૦ મું.

### કર્મ તેવાં ફળ.

"વકીલ-બકીલ કરશો તો આમાંથી છુટવાનો સંભવ છે," એમ મંગળાને કેટલાક લોકો કહેવા લાગ્યા; પરંતુ મંગળાની પાસે વકીલને આપવાના પૈસા કયાં હતા? ગુલાબની પણ તેવીજ સ્થિતિ હતી. આખરે માન અપમાનને કોરાણે મુકીને, પોતાના છોકરાને આ સંકટમાંથી બચાવવાને મંગળાએ ટેક મૂકી દઇને સરસ્વતીને વિનંતિ કરી. તે કરૂણાજનક સ્વરે બોલીઃ "સરસ્વતી, બ્હેન, તને શું કહું? આજે તારેજ મ્હને પુત્રદાન આપવું પડશે, નહિ તો મારો માધુ—!"

દુઃખથી અકળાયેલી મંગળાએ આજે સરસ્વતીની ખુશામત કરવા માડી. સરસ્વતીએ તેનું નિવારણ કરવાને કહ્યું: "ભાભીજી! આમ શું બોલો છો? તમે કાંઇ પારકાં છો કે? અરે, તમારા માધુ, નાનુ એ બધાને હું મારા પોતાના જ સમજું છું. તેથી તમે નિરાંતે બેસો."

એમ કહીને તે શારદાની પાસે ગઇ, અને તેની પાસેથી સો

રૂપીઆ તેણે માગી લીધા. શારદાએ પૈસા આપતાં વખતે ઘણી જ આનાકાની કરી. તેણે કહ્યું: " સરસ્વતી! જેના તેના કહેવાથી આમ નકામા પૈસા ઉડાવી નહિ દે. તેને તેનાં કર્મનાં ફળ ભોગવવા દે! તેને કરતી વખત તો કેવું સારૂં લાગ્યું, પછી હવે શું કરવા બીજાની ખુશામત કરવી જોઇએ ? "

સરસ્વતીનું દયાળુ અંતઃકરણ ગોવિંદરાય અને માધુને માટે તલસતું હતું. તેણે શારદાના બોલવા તરફ બીલકુલ ધ્યાન આપ્યું નહિ. ગોવિંદરાય અને માધુ, એ બંનેને માટે એક સારો વકીલ નીમ્યો. મંગળા અને ગુલાબના મનનું આથી સમાધાન થયું. મેજીસ્ટ્રેટ સાહેબે તપાસની શરૂઆત કરી. ગોવિંદરાય અને વિઠ્ઠલરાય વિભક્ત હતા. તથા ચોરાયેલી કંઠી પણ ગોવિંદરાયના ઘરમાંથી જડી નહોતી. તેથી તેને નિર્દોષી ઠરાવીને છોડી મુકવામાં આવ્યા. માધુના જેવો પ્રતિષ્ઠિત કુટુંબનો છોકરો આટલી નાની ઉમ્મરમાં ચોરી કરવાને પ્રવૃત્ત થવાથી, મેજીસ્ટ્રેટ સાહેબ દિલગીર થયા, અને માધુ પોતાની વર્તણુક સુધારે એ કારણથી તેને પાંચ વર્ષ સુધી મુંબાઇની ઉદ્યોગશાળામાં રાખવાનો હુકમ કર્યો.

દુઃખ ઉપર આ એક બીજો ડામ પડતાં જ મંગળાનું હૃદય ચિરાયું. તે અતિશય શોક કરવા લાગી. હવે આ જન્મમાં કંઇ સુખ અગર શાંતિ મળવાની તેને આશા રહી નહિ. સરસ્વતી પણ અતિશય દિલગીર થઇ. તે મંગળાનું સમાધાન કરવા લાગી તથા તેને ધીરજ આપવા માંડી પરંતુ હવે મંગળાના મનનું સમાધાન થવું અશક્ય હતું. પ્રાયશ્ચિત્તની સાથે જ મંગળાને હવે કરેલાં કર્મોના ફળ ભોગવવાં પડતાં હતાં. પાપનું પ્રાયશ્ચિત ભોગવ્યા વગર છુટકો નથી. બીજાનો નાશ કર્યો હોય તો ઇશ્વર કદિ પણ આપણા ઉપર કોપાય-

માન થવા વગર રહે નહિ. "આ બ્રહ્માંડનો માલિક, સર્વાંતર્યામી, સર્વસાક્ષી, સર્વવ્યાપી, અનંતશક્તિવાન ભગવાન રાજદંડ ધારણ કરીને હંમેશ આ જગતના લોકોને શિક્ષા કરે છે," એ અત્યાર સુધી મંગળાના પાપી હૃદયમાં કદિ પણ આવ્યું નહોતું. અને તેથી જ વિઠ્ઠલરાયની પેઠે બીજાનો નાશ કરવાને પ્રવૃત્ત થતી વખતે તેનું મન કદિ પણ કચવાયું નહોતું; પરંતુ હવે જ્યારે ચોતરફથી સંકટો આવવા લાગ્યાં, ત્યારે એક પછી એક વાત તેની નજર આગળ તરવા લાગી. ઊંઘ પણ તેને નીરાંતની આવતી નહોતી, અને આખો દિવસ તે રડી રડીને પસાર કરતી હતી. અન્નપાણી તજીને હવે આખો દિવસ શોક કર્યા કરતી હતી. પાપકર્મો તેની આંખ આગળ ઉભાં ને ઉભાં રહેવા લાગ્યાં. પિતાના જેવા પરમ પૂજ્ય સસરાની સાથે હું કેવી બેશરમ રીતે ચાલી; બિચારી તે વૃદ્ધ અને પ્રેમાળ સાસુનું નહિ ઘટે તેવી ગાળો દઈને વારે ઘડીએ કેટલું અપમાન કર્યું; પતિને સાચી જુઠી વાતોથી ભંભેરીને વૃદ્ધ સાસુ સસરાને માર્મિક વચનોથી કષ્ટ આપવાને હું કેવી પ્રવૃત્ત થઇ; તે નિષ્કપટી, સરળ સ્વભાવની સરસ્વતીને કેવી કેવી રીતે હેરાન કરી; દુબળા બાળક અને સાસુજીને દઝાડીને માર્યાં; સરસ્વતીને દુઃખસાગરમાં ડુબાડવામાં પણ હું જ કારણ રૂપે થઈ, અને આવા અનિષ્ટ માર્ગે ચાલીને આખરે મેંજ મારે માથે મારા પગ ઉપર કુહાડી મારી! આવા આવા અનેક વિચારો તેના મગજમાં આવતા હતા. કેટલીકવાર આમ વિચાર કર્યા પછી પોતે પોતાના જ મનનું સમાધાન કરવાને બોલતી: "મારી આવી દુર્દશા નહિ થાય તો બીજું શું થાય? મેંજ જ્યારે બીજાનો નાશ કર્યો છે, ત્યારે ભગવાન મારો પણ નાશ કેમ કરે નહિ? જુઓ, ઈશ્વરની કૃતિ કેવી છે તે! દેવતા વગર તેણે મારા ઘરની ધુળ-ધાણી

કરી, પતિ અને પુત્ર જેલમાં પડ્યા, એકનો એક ભાઇ તે પણ તેમની સાથે કેદમાં ગયો. સાસુ સસરાના તથા સરસ્વતીના નિસાસા આજે મ્હને પુગ્યા, તેને લીધે જ આજે મ્હારી આવી દુર્દશા થઈ! હું આજે તદ્દન નિરાધાર થઇ. કાળીયા અનાજને માટે પણ ભિખારીની પેઠે બીજાની સામાં જોવાનો મારી ઉપર પ્રસંગ આવ્યો! મારો માધુ આજે મારી જ ભૂલને લીધે કેદમાં પડયો. સરસ્વતીને નકામી હેરાન કરવાને માટે માધુને ચોરી કરવાની ખરાબ ટેવ મેં જ પહેલાં પાડી હતી. જો મેં આવી ટેવ નહિ પાડી હોત તો આજે એ આવો નિકળત નહિ. મારો છોકરો આજે મ્હારી પાસે જ હોત. મેં જેવાં કર્મો કર્યા તેવાં જ વજ્ર ફળ મ્હારે આજ ભોગવવાં પડે છે! હવે નસીબને દોષ દીધેલો શું કામનો?"

આવા દુઃખનાં મંગળાના દિવસો પસાર થવા લાગ્યા. ઘરમાં થોડી ઘણી ચીજો હતી, તે ઉપર કેટલાક દિવસ ગયા. પણ પછી પેટને ખાતર બીજાના મ્હોંડા સામું જોવાનો તેને પ્રસંગ આવ્યો. વિઠ્ઠલરાયના દેવાદારોમાંથી પણ કોઇ એક પાઇ પણ આપવાને કબુલ થાય નહિ. મંગળાને ચોતરફ અંધકાર દેખાવા લાગ્યો. શરીર ઉપર જે કંઈ ઓછું પાતળું ઘરેણું હતું, તે ઉપર તેણે કેટલાક દિવસ પોતાનું ગુજરાન ચલાવ્યું તે પણ ખલાસ થતાં જ તેણે ઉધાર લેવાનો ધંધો કર્યો. સરસ્વતીની પાસેથી દાળ ચોખા, મરીમસાલો, તથા પૈસા વિગેરે ઉધાર લઇને તેણે કેટલાક દિવસ નિભાવ્યું. પણ પણ એ રીતે ભીખનાં હાંલ્લાં કાંઇ શીકે ચઢે કે? ઘરમાંની વસ્તુઓ છેવટે એક પછી એક જવા લાગી. બબ્બે દિવસ સુધી તેને અપવાસ કરવા પડતા હતા. મંગળાની આવી ખરાબ સ્થિતિ થઇ હતી. સરસ્વતીએ પોતાની શક્તિ અનુસાર તેને સહાય કરવામાં બાકી

રાખ્યું નહોતું. પણ મંગળાને પછી તેની પાસે માગતાં પણ શરમ લાગવા માંડી. છેવટે બીજે ત્રીજે વિચાર નહિ કરતાં મંગળા પોતાનાં છોકરાંને લઇને પોતાના ભાઇને ગામ ચાલી ગઇ. તેની આવી દુર્દશા જોઇને તેની માની આંખમાં પાણી આવ્યાં. પરંતુ તેની સ્થિતિ પણ સારી નહોતી. તેનો એકનો એક પુત્ર માધવલાલ મુખત્યારી કરવામાં અહિને દહાડે પંદર વીસ રૂપીઆ પાડીને જેમ તેમ પોતાના કુટુંબનો નિર્વાહ કરતો હતો. પણ કમનસીબથી માધવલાલ કેદમાં પડવાથી તેના કુટુંબની સ્થિતિ પણ છેક ખરાબ થઇ હતી.

## પ્રકરણ ૪૧ મું.

### રામ રાખે તેને કોણ ચાખે ?

વિઠ્ઠલરાય અને મંગળાને પોતાનાં ઘોર પાપોનું પ્રાયશ્ચિત ભોગવતાં છોડીને, વાંચક ! આપણે પેલી તોફાનમાં સપડાયેલી આગબોટથી છોળોના તડાકાથી અચાનક અલગ થયેલી હોડીની શી દશા થઇ તે જોઇએ. આવી મોટી ગંજાવર આગબોટનું જ્યાં કંઇ ચાલ્યું નહિ, ત્યાં આવી નાની હોડી તે કેમ ટકી શકશે, એમ ઘણા ધારતા હશે. તે ક્યારનીએ ડૂબી જઇને સમુદ્રને તળીયે જઇને બેઠી હશે, એમ પણ કેટલાકે તર્ક કર્યો હશે. ત્યારે હવે આ હોડીની શી સ્થિતિ થઇ તે જોઇએ, તો વાંચકો અજાયબ થશે. એ ખરૂં, પણ ઈશ્વરી લીલા કેવી અગાધ છે, એનો જો આપણે જરાક વાર વિચાર કરીએ તો જણાશે કે આપણી મતિ કેવી સંકુચિત છે ? પ્રથમ ચમત્કારિક

લાગતી કેટલીક વાતોનું ગુહ્ય, તે જગતપિતાના અદ્દભુત લીલાસૂત્રથી કેવું ગંઠાયધું હોય છે?–તે હોડીની વાત પણ એવી જ થઇ. તેમાં કોઈ ખલાસી નહોતો. ફક્ત બે મનુષ્યો અને તે પણ બેભાન પડેલાં. પર્વતના જેવી પ્રચંડ છોળોથી વિશાળ સાગર ઉપર તે હોડી ઝોલાં ખાતી હતી. પણ "જેને રામ રાખે તેને કોણ ચાખે ?" એ કહેવત અહીંઆ ખરી પડી. આવડી મોટી ગંજાવર આગબોટ તે તોફાની મહાસાગરમાં મોજાં સાથે આથડતાં આખરે તળીયે જઇને બેઠી, તેજ મહાસાગરની ઉપર આ નાની હોડી અત્યાર સુધી ટકી રહી હતી ! છોળો જ્યાં લઈ જાય ત્યાં તણાતી ચાલી જતી હતી.

ધીમે ધીમે પવનનું જોર ધીમું પડતું ગયું. સમુદ્ર શાંત થવા લાગ્યો. રાત પુરી થઇને સૂર્યનાં કિરણો પૃથ્વી ઉપર પ્રકાશવા લાગ્યાં. પ્રભાતનો મંદ અને શીતળ વાયુના સુખમય સ્પર્શથી તે હોડીમાંનાં મનુષ્યોમાંથી એક જણ પહેલાં શુદ્ધીમાં આવ્યો, અને આંખ ઉઘાડીને ચોતરફ જોવા લાગ્યો. હમણાં તોફાન વિગેરે કાંઇ પણ નહોતું, અને દરિયાએ શાંત અને ગંભીર રૂપ ધારણ કર્યું હતું આકાશ પણ સ્વચ્છ હતું. એ જોઇને તે મનુષ્યને અતિશય આનંદ થયો. હોડીમાંના બીજા મનુષ્યને તે જાગ્રત કરવા લાગ્યો; પરંતુ તેમાં તેને યશ મળ્યો નહિ. તેણે તેને કેટલી બધી બૂમ પાડી, પોતાના હાથથી તે સોબતીને હલાવી જોયો, પણ તે જાગ્રત થયો જ નહિ. એ જોઇને તપાસી જોયું તો તે જીવતો છે કે બીકથી મૃત્યુને શરણ થયો છે, તે પણ તેને સમજાયું નહિ. પણ એટલામાં આ અનિષ્ટ સંશય દૂર કરવાને માટે કે શું–તે પેલા બેભાન પડેલા માણસે જરા આંખ ઉઘાડી અને આમ તેમ ચોમેર જોવા માંડયું. જોકે તરત જ તેણે પાછી આંખ મીંચી દીધી તોપણ એ જોઇને તેના સોબતીને ધીરજ

આવી. અને તેણે પછી તેને ફરીથી શુદ્ધિમાં લાવવાના પ્રયત્ન છોડી-દઇને હવે આગળ શું કરવું, તેનો વિચાર કરવા માંડયો. આ વિશાળ મહાસાગરમાંથી આપણે જમીન ઉપર સુખરૂપ કેમ પહોંચીશું ? હોડી ચલાવવાને કોઇ ખલાસી પણ નથી, તો પછી આપણી શી દશા થશે ?—આ બધા વિચારથી તેનું મન વ્યાકુળ થયું હતું. કેટલીક વાર સુધી તેણે વિચાર કીધાં કર્યો. આપણે હમણા કયાં છઇએ, આપણી તે આગબોટનું પછી શું થયું હશે, આ મહાસાગરમાં આપણી તરફ કોઇનું ધ્યાન જશે કે કેમ એવા અનેક વિચાર એક પછી એક એના મગજમાં આવવા લાગ્યા. પણ છેવટે અત્યાર સુધી જેણે આપણું રક્ષણ કર્યું, તેજ સર્વાંતર્યામી પરમાત્મા અગાડી પણ આપણું રક્ષણ કરશે, એ શ્રદ્ધા તેના હૃદયમાં ઉત્પન્ન થવાથી તેને ધીરજ આવી. અને તે જગન્નિયંતા પરમેશ્વરનું ધ્યાન ધરવામાં લીન થયો.

કેટલીક વાર પછી તેણે હોડીમાંથી ચોતરફ નજર કરી. પણ નીચે પાણી અને ઉપર આકાશ શિવાય બીજુ કાંઇ દેખાયું નહિ. આખરે તેને એક વિચાર થઇ આવ્યો. જતી આવતી એકાદ આગબોટનું આપણી તરફ ધ્યાન જાય, એવી કંઈ પણ યુક્તિ કરવી જોઇએ પણ તે યુક્તિ કઇ કરવી એજ તેને સુઝે નહિ. છેવટે પોતાનો કોટ કાઢીને તે હોડીમાંથી હાથમાં આવેલી એક લાકડી ઉપર બાંધ્યો અને એવી રીતે તૈયાર કરેલું તે નીશાન હોડીની એક બાજુએ લઈ જઇને ઉભું કર્યું. આ કામ પુરૂં થયું એટલામાં જ સામા કેટલાક અંતર ઉપર કાંઇ દેખાયું. તેની જ સાથે હર્ષના ઉભરામાં પોતે કયાં છે તેનું ભાન તે કમનસીબ મનુષ્યને નહિ રહેવાથી તે તરત જ ઉઠીને ઉભો થયો, અને એક ચિત્તે જોવા લાગ્યો. સામેથી આવનારી તે આગબોટ જ હશે એમ તેને લાગ્યું. હવે

આપણે નક્કી બચવાના એ વિચારથી તેને અતિશય આનંદ થયો. પણ તે આનંદ જ તેના મૃત્યુનું કારણ બનવાનું હતું, તે એ બિચારાને શું ખબર ? તેનું સઘળું ધ્યાન તે સામેથી આવનારી આગબોટ તરફ હતું. હર્ષના ઉભરામાં તે વધારે ચોખ્ખી જોવાને માટે પગ અસ્થિર કરીને દૂર જોવા લાગ્યો, એટલામાં જ એક મ્હોટા મોજાનો હોડીને ધક્કો લાગવાથી એકદમ ઉછળી પડીને તે કમનસીબ માણસ મહાસાગરમાં અદૃશ્ય થયો ! તેને કોઇ પ્રકારે મદદ કરવાને તથા બચાવવાને કોઇ પણ નહોતું. તે હોડીમાં તેનો સોબતી હતો ખરો, પણ તે બિચારો પણ હતો નહિ હતો સરખોજ હતો. કારણ કે, તેને પોતાની જાતનું જ ભાન નહોતું, તો પછી તે બીજાને મદદ શી રીતે કરે ! એનું પોતાનું કાંઇ સારૂં માઠું થાત તો તેની પણ તેને કંઇ પણ ખબર પડત નહિ.

જતી આવતી એકાદ આગબોટની પોતાની હોડી તરફ નજર પડે, એ હેતુથી પેલા માણસે ઉભા કરેલા નીશાનનો ઉપયોગ થયો. ખરેખર, સામેથી એક આગબોટ આવતી હતી. તેની ઉપરના લોકોએ તે નીશાન જોયું. તરત જ તે શું હશે એમ વિચાર કરીને દુર્બીનથી જોવા લાગ્યા. અને તે એક હોડી છે એમ દેખાતાં જ કેપટને આગબોટ તે તરફ વાળી, અને પોતાની એક હોડી છોડીને તે હોડી તરફ મોકલી. આમ તેમ ભ્રમણ કરતી તે હોડીને ઘણીજ મહેનતે બીજી હોડીના ખલાસીએ પકડી. તેમાં એક બેભાન પડેલો માણસ તેને જણાયો. હોડીમાં બીજું કોઇ પણ નહોતું. તે ખલાસી આથી અતિશય આશ્ચર્ય પામ્યો. તેણે તે મનુષ્યને પોતાની હોડીમાં લીધો. અને તે ફરીથી પોતાની આગબોટ ઉપર આવ્યો. આગબોટ પણ પછી પોતાને રસ્તે પડી.

## પ્રકરણ ૪૨ મું.

### શુભ શુકન.

આ વાતને ત્રણ મહિના થઇ ગયા હતા. સ્માઇલ સાહેબે અને જયંતિલાલે તે આગબોટમાંનું કોઇ બચ્યું છે કે કેમ તેની પુષ્કળ તપાસ કરી જોઇ. પણ હજુ સુધી કાંઈ પણ જણાયું નહોતું. વિનાયકનું શું થયું હશે એનો વિચાર કરવાને કાંઇ પણ સાધન રહ્યું નહોતું. તોપણ જયંતિલાલને હજુ વિનાયકને માટે આશા હતી. સરસ્વતીના ઉપર ઇશ્વર આટલો બધો નિર્દય નહિ થશે, ગમે ત્યારે પણ વિનાયક ખરેખર ઘેર આવશે, એમ એના મનને લાગતું હતું. વિઠ્ઠલરાય અને મંગળાનાં પાપોનો ઘડો ભરાતાં જ તેના રાક્ષસી કર્મોને માટે તેને યોગ્ય શિક્ષા થઈ, તેવી જ રીતે વિનાયક અને સરસ્વતીને પણ તેમના સદ્‌ગુણોનું તથા તેઓની સહનશીલતાનું યોગ્ય ફળ મળ્યા વગર રહેવાનું નથી, એમ એને હજુ સુધી પણ લાગતું હતું. જયંતિલાલની ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી, અને તેને લીધે જ તેનું મન કહેતું હતું કે, સરસ્વતીના જેવી નિરપરાધી અબળા ઉપર જગન્નિયંતા પરમેશ્વર આવો નકામો કોપ કદિ પણ કરે નહિ. તે ન્યાયી પરમેશ્વરને ઘેર આવો અન્યાય કદિ પણ થાય નહિ. પ્રારબ્ધયોગે પ્રાપ્ત થયેલાં આ દુઃખો જતાં રહીને, ઈશ્વરકૃપાથી વિનાયક અને સરસ્વતીના મેળાપનો શુભ દિવસ ગમે ત્યારે પણ આવ્યા વગર રહેવાનો નથી. સરસ્વતીનો સૌભાગ્ય સૂર્ય ફરીથી પ્રકાસશે, અને તે જ દિવસે આપણા મિત્રધર્મનું પણ સાર્થક થશે, એમ તે દૃઢશ્રદ્ધાથી માનતો હતો.

"તે આનંદમય દિવસ ક્યારે આવશે ?" એમ જયંતિલાલ તેની ઉત્સુકતાથી રાહ જોતો હતો. પણ એક પછી એક દિવસ જવા લાગ્યા. જેમ જેમ દિવસ પસાર થતા હતા તેમ તેમ તેની અધીરતા પણ વધતી જતી હતી એક–બે–ત્રણ–મહિના વહી ગયા, તોપણ વિનાયકનો કાંઈ જ પત્તો લાગ્યો નહિ, ત્યારે જરાક તેનું મન નિરાશ થવા લાગ્યું. તે આગબોટમાંના મનુષ્યો ક્યાંય પણ બચ્યાં હોત તો તો આટલા વખતમાં તેની કાંઇ પણ બાતમી મળી હોત, એમ તેને લાગવા માંડયું. તેણે મુંબાઇ આવીને ફરીથી પોતાનો અભ્યાસ કરવા માંડ્યો. પરીક્ષા પાસે આવી હતી, પરંતુ અભ્યાસ તરફ તેનું બીલકુલ મન જ લાગે નહિ.

તેની ઉપર સ્માઇલ સાહેબના અવારનવાર પત્રો આવતા હતા. પણ તેમાં એટલું જ જાણવા જેવું હોય કે "હજુ સુધી કાંઇ પણ બાતમી મળતી નથી." આજે પણ તેની ઉપર એ જ અર્થનો કાગળ આવ્યો. અને તેથી જયંતિલાલ વધુ નિરાશ થયો હતો. પોતાની ઓરડીમાં ખિન્ન અંતઃકરણે આમ તેમ ફેરા મારતો હતો. એટલામાં તારનો સિપાઈ તેના નામનો એક તાર લઇને આવ્યો. તાર જોતાં જ તેના પેટમાં ધ્રાસકો પડ્યો. તે ફોડીને જોવાની પણ તેને હીંમત આવે નહિ.

સરસ્વતીની પ્રકૃતિ દિવસે દિવસે ખરાબ થતી જતી હતી. તેની પ્રકૃતિને તેણે બીલકુલ નહિ સંભાળવાથી છેક ખરાબ થઇ ગઇ હતી. તેને લીધે તેનો પ્રસવ થવાનો વખત જેમ જેમ પાસે આવવા માંડ્યો, તેમ તેમ તેને સુખરૂપ છુટકાછેડા થશે કે કેમ, તેની બધાને ફીકર હતી. તેને તેને પિયર રહેવાનું અથવા પોતાને ઘેર રહેવાનું જયંતિલાલે ઘણું કહ્યું, પણ તે કાંઇ કબૂલ થઇ નહિ. જયંતિલાલે

છેવટે નાઇલાજથી તે વિચાર છોડી દીધો. અને વિનાયકને ઘેર જ તેની બરોબર તજવીજ કરવાનો તેણે વિચાર કર્યો. પણ આ તેના વિચારમાં તેની પત્નીની સંમતિ મળી નહિ. અહીંઆ એની જેવી જોઇએ તેવી તજવીજ થશે નહિ, એમ તેને લાગતું હતું. તેથી જયંતિલાલને મુંબાઇથી બોલાવીને તેણે સરસ્વતીનું મન ફેરવવાનો ઉદ્યોગ શરૂ કર્યો. શારદાના અતિશય આગ્રહથી છેવટે કંટાળીને સરસ્વતીએ તેની સાથે જવાનું એક વખત કબૂલ કર્યું. તેથી બીજે જ દિવસે શારદા સરસ્વતીને લઇને આનંદથી પોતાને ગામ આવી.

સરસ્વતીને હવે પૂરા દિવસ થયા હતા. અને તે હવે સુખરૂપ કયારે છુટે એ ચિંતામાં જયંતિલાલનું અંતઃકરણ ઉદ્‌વિગ્ન બન્યું હતું. તેને લીધે તાર જોતાં જ તે ઘર તરફનો હોવો જોઇએ, અને તેથી કાંઇ પણ અનિષ્ટ પ્રકાર બન્યો હોવો જોઇએ, એમ પણ તેને લાગી આવવાથી, તેના પેટમાં મ્હોટો ધ્રાસકો પડ્યો.

આવો જરૂરનો તાર અને હું આટલી ઉતાવળ કરીને દોડતો દોડતો લાવ્યો, અને આ વિલક્ષણ ગૃહસ્થ તેને વાંચી પણ જોતા નથી, એથી તે તાર લઇને આવેલા સિપાઇને અતિશય નવાઇ લાગી. કારણકે, તેમાં કાંઇ પણ આનંદની ખબર હોય તો તેને બક્ષીસ મળે એ આશાથી તે હજુ સુધી ઉભો હતો, પણ તે જયંતિલાલની આવી વિલક્ષણ સ્થિતિ જોઇને ધીમે ધીમે ત્યાંથી ચાલ્યો ગયો.

તે હજુ જો થોડો વધારે વખત ઉભો રહ્યો હોત તો જયંતિલાલ તેને જરૂર ખુશ કર્યા વગર જવા દેત નહિ. કારણકે, મન જરાક સ્થિર થતાં જ તેણે તે તાર ઉઘાડીને આતુરતાથી વાંચી જોયો. અને તરત જ તે ઘણો જ આનંદી દેખાવા લાગ્યો તેની પ્રથમની દિલગીરી અને ઉદ્‌વિગ્નતા ચાલી ગઈ. તેણે એકદમ કપડાં

પહેર્યાં, અને તે તાર ખીસામાં મુકીને તે બહાર જવા નીકળ્યો. તે ઓરડીની બહાર જાય છે, એટલામાં સામેથી પોસ્ટનો સીપાઈ આવ્યો, અને તેણે તેના હાથમાં એક પત્ર આપ્યો. જયંતિલાલે તે પત્ર ક્યાંથી આવ્યો તે તરત જ જાણ્યું, અને તે ઉઘાડીને પાછો પોતાની ઓરડીમાં આવ્યો. ઓરડીમાં એક ખુરશી ઉપર બેસીને તે પત્ર વાંચી જોયો, અને તરત જ "અહ! હવે સંશય કરવાનું કારણ જ નથી. આ શુભ શુકન તરીકે જ માનવું જોઇએ !" આ ઉદ્‌ગાર એકદમ તેના મ્હોડામાંથી બહાર પડ્યા.

જયંતિલાલની દિલગીરી અને ઉદ્‌વિગ્નતા એકદમ જતી રહેવા જેવું આ તારમાં તે શું હતું, અને તે જ પ્રમાણે આવા શુભ શુકન માનવા જેવો તે પત્ર કોણે મોકલ્યો હશે, એને માટે વાંચકોને નકામા સંશયમાં રાખીને તેમના મનની ઉત્સુકતા વધારવાને અમને હવે બીલકુલ વખત રહ્યો નથી. સ્માઇલ સાહેબ તરફનો તે તાર આવ્યો હતો: "ડુબેલી આગબોટમાંનો એક માણસ અઢી મહિના થયાં જાપાનની ઇસ્પિતાલમાં માંદગીને બીછાને પડયો હતો; તે સારો થઇને હમણાં જ મુંબાઈ જનારી આગબોટમાં બેસીને ચાલ્યો ગયો, એવી ખબર જાપાન ગયેલા મ્હારા એક સ્નેહી તરફથી મળી છે. તેથી હવે જાપાનથી મેલ લઈને આવતી આગબોટ ઉપર તપાસ કરીને મ્હને તરત જ ખબર આપજો." એમ તારમાં લખ્યું હતું. વિનાયક હવે આપણને મળશે, એમ જયંતિલાલને લાગવાથી, આ ઈસ્પિતાલમાંથી સારો થઈને આવનાર માણસ વિનાયક જ હોવો જોઇએ, એવી આશા એના મનમાં ઉત્પન્ન થઇ. તેથી તેને અતિશય આનંદ થયો. જાપાનની આગબોટ ક્યારે આવવાની છે, તેની તપાસ કરવાને તે બહાર જવા નીકળ્યો—એટલે જ પાછળ કહ્યું

તેમ તેને પત્ર મળ્યો. તે પત્ર તેની પ્રિય પત્ની તરફથી આવ્યો હતો અને ઈશ્વરકૃપાથી સરસ્વતીને સુખરૂપ પ્રસવ થઇને પુત્ર અવતર્યો હતો, આ આનંદજનક ખબર તેમાં હતી. આ વિલક્ષણ યોગાયોગ જોઇને જયંતિલાલને પોતાના પ્રિય મિત્રના આગમનને માટે સંશય જ રહ્યો નહિ. એના હૃદયમાં પૂર આનંદનો ઉભરો ઉછળી આવ્યો. વિનાયકના મેળાપનો આ શુભ શુકન માનવો એમ એને લાગ્યું.

## પ્રકરણ ૪૩ મું.

### શશિકાંત!

સરસ્વતી અને શારદા એ બંને વચ્ચે આજે વાદવિવાદ થતો હતો. સરસ્વતીને પુત્ર અવતર્યાને આજે આઠ દિવસ થયા હતા. છોકરાનું નામ પાડવાનો દિવસ જેમ જેમ પાસે આવવા માંડયો, તેમ તેમ તેનું નામ શું પાડવું, એ બાબતને માટે બંને તકરાર કરવા લાગ્યાં. પુત્ર અવતર્યો તે દિવસથી સરસ્વતી તે અપાર દુઃખસાગરમાં પણ જરાક સુખનો અનુભવ લેતી હતી. તોપણ તેની આંખમાંથી અશ્રુ તો વહ્યાં જ કરતાં હતી. આ છોકરો ઘણોજ અભાગી હોવો જોઇએ, એવી સ્ત્રી જાતીની સ્વાભાવિક વૃત્તિને લીધે સરસ્વતી પણ એમ જ સમજતી હતી. તે છોકરો ગર્ભમાં આવ્યો તે દિવસથી તે બિચારી ઉપર અનેક જાતનાં સંકટો આવ્યાં હતાં. સરસ્વતીની આવી સમજથી જ તેની અને શારદા વચ્ચે તકરાર થતી હતી.

શારદાના મનમાં આ છોકરાનું નામ ‘શશિકાંત’ પાડવાનું હતું. તેને લાગતું હતું કે ઈશ્વરકૃપાથી જો આ પુત્ર જીવીને મોટો

થશે તો સરસ્વતી પોતાનું આ અસહ્ય દુઃખ ધીમે ધીમે ભૂલી જશે. તેનું સંસાર ઉપરથી ઉઠી ગયેલું મન પણ પાછું સંસારમાં લાગશે.

શારદાનું આ ધારવું કાંઇ ખોટું નહોતું. પણ સરસ્વતીને તે અશક્ય લાગતું હતું. તે કહેતી કેઃ " મારૂં આ દુઃખ આ જન્મમાં તો જવાનું નથી. મ્હને આ પુત્રને જોઇને બીલકુલ આનંદ થતો નથી. હું એનું નામ " કાળચંદ્ર ' પાડવાની છઉં ! "

આથી શારદાએ રોફમાં સરસ્વતીને કહ્યું: " હું તારૂં કહ્યું એ બાબતમાં બીલકુલ સાંભળવાની નથી. હું આ છોકરાનું નામ ' શશિકાંત ' પાડવાની છઉં. તે જો તને નહિ ગમે તો તને જે ફાવે તે તું તેને બોલાવજે. પણ બારમે વાસે હું આવા સુંદર છોકરાનું અપશુકનીયું નામ પાડવા દેવાની નથી ! "

આ સાંભળીને સરસ્વતી સ્તબ્ધ રહી. પણ તે સ્તબ્ધ બેઠી એ શારદાને ગમ્યું નહિ. તે બોલીઃ " સરસ્વતી, તું આમ નહિ કર. આ નિરપરાધી બાળકને તું અભાગી એમ શા ઉપરથી કહે છે? વિનાયકભાઇ હજુ નહિ આવશે એમ કેમ કહેવાય? તેની હજુ કંઇ ખરી ખબર આપણને કયાં મળી છે ? "

" તે હજુ મળવાની ક્યારે ? "

" એ કેમ કહેવાય! સરસ્વતી; તે દયાળુ પરમેશ્વરની કૃપા થશે તો વિનાયકભાઇ સુખરૂપ અહીંઆં આવી પહોંચશે. ' રામ રાખે તેને કોણ ચાખે ? એ કહેવત કાંઇ તદ્દન ખોટી છે કે ? "

સરસ્વતી કાંઇ જ બોલી નહિ. વિનાયકની વાત નીકળતાં તેની આંખમાં પાણી આવતાં હતાં. શારદા કદિ પણ એ વાત તેની આગળ કાઢતી નહોતી. પણ આજે સવારે જ તેને જયંતિલાલ તરફનો પત્ર મળ્યો હતો. કાંઇ પણ વાત પોતાના પતિને જણાવ્યા

વગર રહેવું નહિ એવો એનો નિયમ હતો. તેથી સરસ્વતીના પુત્રનું નામ પાડવાની બાબતમાં જે વાદવિવાદ ચાલતો હતો તે પણ તેણે જયંતિલાલને જણાવ્યો હતો, અને તેનો આ બાબતમાં શો અભિ-પ્રાય છે તે તેણે પૂછાવ્યું હતું. આ તેના પત્રનો આજે જ જવાબ આવ્યો હતો. તેમાં સ્માઇલ સાહેબ તરફના આવેલા તારની હકીકત લખીને જયંતિલાલે વિનોદથી લખ્યું હતું કે: "જો સદ્ભાગ્યથી વિનાયક આવશે, તો તે જ તમારા વાદવિવાદનો નીકાલ કરશે. હમણાં જ હું મ્હારો અભિપ્રાય આપું તો સરસ્વતી મ્હારા ઉપર ગુસ્સે થશે. પાંચ દિવસ રહીને તે આગબોટ આવવાની છે, ત્યાં લગણ ધીરજ રાખવી એ સારૂં. સરસ્વતીને હમણાં આ બાબતની ખબર આપતો નહિ કારણકે, વખતે એ વાત ખોટી પડે, તો એ બિચારીને આશાની નિરાશા કરવા જેવું થાય. હમણાં છોકરાનું નામ પાડવાનું મ્હારા આવતા સુધી મુલતવી રાખજો."

આ પત્ર વાંચીને વિનાયક સુખરૂપ હશે, અને હવે તે અહીંઆ થોડા વખતમાં આવી પહોંચશે, એ આશા જયંતિલાલની પેઠે જ શારદાના અંતઃકરણમાં પણ ઉદ્ભવી હતી. અને તેથી જ તેણે આ વાત કાઢીને સરસ્વતીની સાથે વાદવિવાદ કરવાનું સાહસ કર્યું હતું.

બિચારી સરસ્વતી કંઇ જ બોલી નહિ. શારદા જ અગાડી બોલી: "જો સરસ્વતી, ઈશ્વરકૃપાથી તારો આ છોકરો મોટો થશે તો એ જ તારૂં દુઃખ ટાળશે. અને વિનાયકભાઇનું પણ નામ રાખશે. તારા સસરાએ તને મરતી વખતે શું કહ્યું તે તને યાદ છે કે? પંડિતજીના ઘરનું નામ રાખવા વિષે તને આગ્રહપૂર્વક કહ્યું હતું ને? આ છોકરાની બરોબર સંભાળ લેઇશ તો મ્હને લાગે છે કે તારા સસરાની છેવટની ઇચ્છા હજુ પણ તું પુરી કરી શકીશ."

શારદાનાં આ વચનનો બરોબર ઉપયોગ થયો. સરસ્વતી કેટલીક વાર સુધી વિચાર કરતી બેઠી હતી. છેવટે એક નિસાસો નાંખીને તે બોલીઃ "હા, શારદા, હવે એ જ આશા રાખવામાં માલ છે. પરમેશ્વર એટલી પણ મ્હારી આશા પુરી કરે એટલે મ્હારા મનને સંતોષ થશે."

"પૂરી કરશે, એટલો બધો કાંઇ ભગવાન નિર્દય નથી!" એમ કહીને શારદાએ તેનું સમાધાન કરવા માંડયું.

ઇશ્વર ખરેખર એટલો બધો નિર્દય થયો નહોતો, અને સરસ્વતીનું પ્રારબ્ધ પણ હવે અનુકૂળ થયું હતું. તેનો પુત્ર તેના કહેવા પ્રમાણે અભાગી હતો કે શારદાના કહેવા પ્રમાણે ભાગ્યશાળી હતો. તે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરવાને માટે જ શું પણ વિનાયક, ખરેખર જ તે જાપાનની આગબોટમાં બેસીને મુંબાઇ સુખરૂપ આવતો હતો. આગબોટ બંદરમાં આવીને તે નીચે ઉતરે છે, એટલામાં જયંતિલાલ હર્ષથી તેને ભેટયા. તેને આનંદની સાથે જ જયંતિલાલ પોતાને મળવાને આગબોટ ઉપર કેવી રીતે આવ્યો તેનું તેને આશ્ચર્ય લાગ્યું. જયંતિલાલે આ બાબતનો ખુલાસો કર્યો. સ્માઇલ સાહેબ તરફથી આવેલા તારની હકીકત તેણે પોતાની ઓરડીએ જતાં રસ્તામાં કહી તે સાંભળીને વિનાયક કૃતજ્ઞતાથી બોલ્યોઃ "ત્યારે, શું સાહેબ મ્હને હજુ ભુલી ગયા નથી?"

"અરે, તારા તે સાહેબના જેવા દયાળુ અને ઉદાર મનના માણસ મેં હજુ સુધી જોયા નથી. પણ વિનાયક, તું ફક્ત તેને અને અમને બધાને ભૂલી ગયો હતો?"

વિનાયક કાંઇ જ બોલ્યો નહિ. તે રૂમાલવતી આંખ લુંછવા લાગ્યો. તે દિવસ મુંબાઇમાં કાઢીને બીજે દિવસે જયંતિલાલ

વિનાયકને લઇને પોતાને ઘેર આવ્યો. વિનાયકને સુખરૂપ આવેલો જોઇને શારદા અતિશય ખુશી થઇ. તે સરસ્વતીને આ ખબર આપવાને જવા લાગી, પણ તેને જવા નહિ દેતાં જયંતિલાલ જાતે જ સરસ્વતીના ઓરડામાં ગયો. અને હસતાં પૂછ્યું: " સરસ્વતી, છોકરાનું નામ પાડવાને માટે તમે બંને શું તકરાર કરતાં હતાં ? "

" તકરાર કેવી ? એ તો અમથી જ ગમે તેમ બોલે છે ! ભાઇ, કોઈ પણ દિવસ શારદાની સાથે તકરાર કરવામાં મ્હારી જીત થઈ છે કે ? મેં ગાંડાની માફક તેને કાંઈ કહ્યું હશે. પણ ભાઇ તમે હજુ આવીને હાથ મ્હોં પણ ધોયાં નથી, અને એટલામાં આ ભાંજગડમાં કયાં પડ્યા ? "

" શું કરવું ? તમે બૈરાંઓ અમને ચહેન પડવા કયાં દો છો ? પણ સરસ્વતી, તારૂં કહેવું શું છે તે તો કહે ? એમાં નીકાલ કરવા જેવું હશે તો હું કરી નાંખીશ. "

" તમે પણ શું શારદાની પેઠે જ બોલો છો ? મારૂં કહેવાનું શું હોય, અને નીકાલ કરવાનો પણ શું હોય ? "

" ઠીક, ત્યારે તે રહેવા દે. પણ તું આ છોકરાને શા ઉપરથી અભાગી કહે છે તે તો એકવાર કહે ? "

" અભાગી નહિ તો બીજું શું ? "

સરસ્વતીની આંખમાં અશ્રુ આવ્યાં. એ જોઇને જયંતિલાલ બોલ્યો: " સરસ્વતી, હું વિનાયકને તેડી લાવું છું, એટલે તે જ આ તકરારનો નીકાલ કરશે, "

એમ કહીને જયંતિલાલ બહાર ગયા. અને વિનાયકનો હાથ પકડીને તેને ઓરડામાં લાવ્યો.

વિનાયકને પોતાના ઘરની એકંદર હકીકત સમજાઇ હતી. સરસ્વતીને મળવાને તે અતિશય અધીરો થયો હતો. પરંતુ સરસ્વતીને એ બાબતની કાંઇ પણ ખબર નહોતી. તેને લીધે જયંતિલાલનું તે કહેવુ તેને કાંઇ જુદું જ લાગ્યું. જયંતિલાલ આજે આવતાં વારને આવી મશ્કરી કેમ કરે છે, એજ તેને આશ્ચર્યકારક લાગ્યું. એટલામાં વિનાયકને જયંતિલાલની સાથે ઓરડામાં આવતાં જોયો. તેને અતિશય આનંદ થયો. હું જાગતી છઉં, કે સ્વપ્નમાં જોઉ છું, એજ તેને સમજાય નહિ. અને આ સુખદાયક સ્વપ્નનો ભંગ થાય નહિ, તે માટે કે શું પણ સરસ્વતીએ પોતાની બંને આંખ મીંચી દીધી. એ જોઇને શારદા ત્યાં ગંમત જોવા આવી હતી તે હસતાં હસતાં બોલી: " સરસ્વતી, હવે કેમ આંખ મીંચી દીધી! બરોબર આંખ ઉઘાડ, અને આ તારા પ્રિય પતિની તરફ જોઇને મ્હને એક વાર કહે કે તારો. પુત્ર ભાગ્યશાળી છે કે નહિ ? "

સરસ્વતીએ આંખ ઉઘાડી અને એકવાર વિનાયકની સામે જોયું, અને તેની નજર તરત જ નીચે ગઇ! તેની સ્વાભાવિક શરમાળ વૃત્તિને લીધે તેના મ્હોડામાંથી એક શબ્દ પણ બહાર પડ્યો નહિ. તો પછી શારદાના પ્રશ્નનો જવાબ તે કેવી રીતે આપે ?

આવી રીતે અકસ્માત મળેલાં તે પતિ પત્નીને ખુલ્લા દીલે એક બીજા સાથે વાત કરવાનું ફાવે, એમ જાણીને જયંતિલાલ અને શારદા ત્યાંથી ચાલ્યાં ગયાં. આ અપૂર્વ પ્રસંગનું વર્ણન કરવાનું અમારી કલમમાં સામર્થ્ય નથી. તેથી તેની ખટપટમાં નહિ પડતાં આપણે પણ જયંતિલાલ અને શારદાનું અનુકરણ કરીએ તેજ સારૂં.



# પ્રકરણ ૪૪ મું.

## ઉપસંહાર.

વિનાયકની આગબોટ ડુબી ગયા પછી સરસ્વતીના ઉપર દુઃખની પરમાવધિ થઇ હતી. બીજાં બધાને વિનાયક પાછો આવશે એમ આશા હતી, પણ સરસ્વતી તો પતિના મેળાપ વિશે તદ્દન નિરાશ થઇને બેઠી હતી. બિચારી તે દિવસથી વૈધવ્યનું અસહ્ય દુઃખ ભોગવતી હતી. આવી સ્થિતિમાં વિનાયક સુખરૂપ આવીને તેને મળ્યો, ત્યારે તે પ્રેમાળ સાધ્વીને કેટલો આનંદ થયો હશે, એનું વર્ણન થઇ શકે એમ નથી. આજ લગણ ભોગવેલાં અસહ્ય દુઃખોને, તે આ ઘડીના આનંદમાં ભૂલી ગઇ.

શારદાએ તે દિવસે સરસ્વતીને અતિશય બનાવી હતી; "સરસ્વતી, હવે તું આ છોકરાનું નામ કાળચંદ્ર પાડવાની છે કે શું પાડવાની છે? હા, બ્હેન, તું એની મા! તું તેનું ગમે તે નામ પાડે, તેમાં બીજાથી કંઈ બોલાવવાનું છે કે?

"શારદા, તું બ્હેન, જોઇએ તેટલી મશ્કરી કર. તમો બંનેએ મ્હારા ઉપર જે ઉપકાર કર્યા છે, તેને લીધે તમે જે કહો તે અમારે કબુલ છે. તો પછી છોકરાનું નામ પાડવાનું પણ તમારે જ માથે છે. પણ ખરેખર ઇશ્વર કંઇ આ જગતમાંથી ગયો નથી. તેથી જ હવે સુખ ભોગવવાનો પણ વખત મ્હને પરમેશ્વરે આપ્યો.

આ પ્રમાણે સરસ્વતી અને વિનાયક એ બંનેનો ઇશ્વરકૃપાથી ફરીથી મેળાપ થયો. અને ચોતરફ આનંદ આનંદ વર્તી રહ્યો. સુશીલ

સરસ્વતીનાં દુઃખોનું આવું અકલ્પિત રીતે છેવટ આવ્યું. આપણી વાતો પણ અહીંઆંથી સમાપ્ત થઇ. હવે ફક્ત બાકીનાં મુખ્ય મુખ્ય પાત્રો વિષે જાણવા લાયક વાત કહીને વાંચકોની રજા લઇશું.

વિનાયક જાપાનમાં કેવી રીતે ગયો, એનું વાંચકોએ થોડું ઘણું અનુમાન તો કર્યું હશે જ. ડુબી ગયેલી આગબોટની પાસેથી છુટેલી હોડી એક બીજી આગબોટને મળી હતી. એ વાંચકોને યાદ હશે જ. તે હોડીમાં ફક્ત એકજ માણુસ બેભાન સ્થિતિમાં પડયો હતો. તે જ માણુસ આપણો વિનાયક હતો. કેપટને તેને આગબોટ ઉપર લઇને તેને સાવધ કરવાના પ્રયત્ન કરવા માંડયા હતા. ઘણી વખતે વિનાયક સાવધ થયો. પણ તે તરતનો જ ગંભીર માંદગીમાંથી ઉઠયો હતો, તેનામાં અશક્તિ પણ ઘણી જ હતી, આથી તે ભયંકર તોફાન જોઇને આપણે એમાંથી બચવાના નથી, એમજ તેને લાગ્યું. અને તેથી તેના હૃદયને એકદમ ધક્કો લાગ્યો, તથા તેની નબળી તબિયત ઉપર ઘણી જ ખરાબ અસર થઇ હતી. તે આગબોટ જાપાનમાં જતાં જ કેપટને તેને એક સારી ઇસ્પિતાલમાં મુકયો. ત્યાં બે મહિના સુધી તો તે બચશે એમ કોઇને પણ આશા નહોતી. પણ સરસ્વતીનું સૌભાગ્ય બળવાન હતું, તેથી વિનાયકની તબિયત તે પછી સુધરવા માંડી. તે લાંબા વખત સુધી તો શુદ્ધિમાં પણ નહોતો. એટલે હું અહીંઆં છઉં, એ બાબતની પણ ખબર કેવી રીતે આપે ? તબિયત સુધરતાં જ તે બધાનો ઉપકાર માનીને મુંબાઈ જવા નીકળ્યો. ત્યાંના લોકોએ તેની સારી માવજત કરી હતી. જાપાનમાંના સ્માઇલ સાહેબના સ્નેહીને ડુબેલી આગબોટમાંથી એક માણુસ બચ્યો છે અને તે ઇસ્પિતાલ હતો એમ ખબર પડી

હતી. પણ તે વિનાયકના આગબોટમાં બેસીને નીકળ્યા પછી પડી હતી. તરત જ તેણે તે હકીકત સ્માઇલ સાહેબને જણાવી. સ્માઇલસાહેબ તરફથી જયંતિલાલને તે ખબર પડી. અને તેથી વિનાયક આગબોટમાંથી બંદર ઉપર ઉતરતાં જ જયંતિલાલ તેને મળ્યો હતો.

× × × × × ×

હવે આપણે મંગળાને જોઈએ. પીયેરમાં તેનો ઘણા દિવસ નિભાવ થયો નહિ. તેની સ્થિતિ છેક જ ખરાબ થઇ હતી. ઘરબાર તથા જમીન વિગેરે શાહુકારે જપ્ત કર્યું. જયંતિલાલે વિઠ્ઠલરાયની સઘળી મિલ્કત સરસ્વતીને માટે પોતાના પૈસાથી કોર્ટથી થયેલા લીલામમાંથી ખરીદી લીધી હતી. આ મિલ્કતની દેખરેખ સરસ્વતીના કહેવાથી ગોવિંદરાય રાખતો હતો. ગોવિંદરાયે પોતાની નિશાળ ફરીથી ઉઘાડી હતી, અને સદ્‌ભાગ્યથી તે હવે સારી ચાલતી હતી. તોપણ ગુલાબને સઘળો આધાર સરસ્વતીનો હતો. તેની બંને છોકરીઓના વિનાયકે જ લગ્ન કરી આપ્યાં હતાં. ગોવિંદરાયને બધી બાબતમાં વિનાયક મદદ કરતો હતો.

માધવલાલે મંગળાને પોતાના ઘરમાંથી કાઢી મુકયા પછી તેણે લોકોને ઘેર રસોઇયણની નોકરી કરવા માંડી. પરંતુ પોતાના સ્વભાવને લીધે કોઇ પણ ઠેકાણે તે ઝાઝો વખત રહી નહિ. તેથી છેવટે સરસ્વતીના આગ્રહને લીધે તે તેની પાસે જ રહેવા લાગી. મુદત પુરી થતાં જ વિઠ્ઠલરાય જેલમાંથી છુટીને આવ્યો. વિનાયકે તેને આદરપૂર્વક પોતાને ઘેર રાખ્યો. પણ મંગળાની સાથે તેને બીલકુલ ફાવે નહિ. મંગળાને જુએ કે તે કાવરો બાવરો થઇ જાય "મેં જે અતિશય પાપકર્મો કર્યાં તે આ ચાંડાળણીને લીધે જ!"

એમ તે હમેશાં બબડતો હતો. આખરે એક દિવસે કોઈ પાસે નહિ હતું ત્યારે તેણે મંગળાને મારી નાંખી. વિઠ્ઠલરાય હમણાં થાણાની ગાંડાની ઈસ્પિતાલમાં છે!

× × × × × ×

બાબુ પાંચ વર્ષ પછી ઉદ્યોગશાળામાંથી છુટીને ઘેર આવ્યો. પોતાના કાકાની મદદથી મુંબાઇમાં રહીને તે હમણાં પ્રમાણિકપણે વેપાર કરે છે. ઉદ્યોગશાળામાં ગયા પછી તેનો સ્વભાવ સુધરી ગયો હતો અને તે ઉદ્યોગ કરતાં પણ શીખ્યો હતો. નાનુ કાકીની પાસે રહીને વિદ્યાભ્યાસ કરે છે.

× × × × × ×

વિનાયકને ફરીથી બ્રહ્મદેશમાં જવું પડ્યું નહિ. તે સુખરૂપ પાછા આવ્યાની ખબર પડતાં જ ઉદાર મનના સ્માઈલ સાહેબને અતિશય આનંદ થયો. વિનાયકે એક બે મહિના આરામ લેવામાં પસાર કર્યા, એટલામાં સ્માઈલ સાહેબ જાતે મુંબાઇ આવ્યા, અને તેણે પોતાના વેપારની એક શાખા મુંબાઈમાં સ્થાપન કરી. વિનાયકને એ શાખાના મેનેજર તરીકે નિમ્યો. હમણાં તો તે સ્માઇલ સાહેબનો ભાગીદાર થયો છે. વેપારમાં તેણે સારી કીર્તિ મેળવી છે. ગયે વર્ષ તો તેને સરકાર તરફથી મુંબાઇના શેરીફને માટે હોદ્દે નિમવામાં આવ્યો હતો. વડિલોપાર્જીત મિલ્કતમાં પણ તેણે અતિશય વધારો કર્યો છે. પોતાના ગામમાં એક મોટું મકાન બાંધીને તેમાં પોતાની માના મણિલક્ષ્મીના નામે એક છોકરીઓની નિશાળ ખુલ્લી મુકી છે અને પોતાના પરમ પૂજ્ય પિતા જનાર્દન પંડિતના નામથી એક ધર્માદા દવાખાનું સ્થાપીને ઉત્તમ રીતે ચલાવે છે.

સચિત્ર

# સુન્દરી સુબોધ.



કોઇ પણ નિર્દોષ બાલિકા અથવા યુવાનને પૂર્ણ ખાત્રીથી
વાંચવા આપી શકાય, એવું—

## માસિક પત્ર.



### દરેક અંકમાં શું આવે છે ?

૧. વિવિધ પ્રકારનાં સુન્દર ચિત્રો—છબીઓ.
૨. સુબોધક, રસીલી વાર્તાઓ—નવલકથાઓ.
૩. વિદ્યાકલા—વૈદક: પાકશાસ્ત્ર—ગૂંથણકલા.
૪. ગૃહ—ધર્મ—સાહિત્ય—વિજ્ઞાનને લગતા વિષયો.
૫. કાવ્યો—ગીતો—ગરબા—ગરબીઓ.
૬. બાળકો માટે વાર્તા—કવિતા—ઉખાણા—રમુજ.
૭. યાત્રા—પ્રવાસ—વર્ણન. મ્હેનતનાં લખાણ.
૮. જ્ઞાન વધે એવી હકીકત—બાબતો—ચર્ચાઓ.
૯. અંગત સાંસારિક બનાવોની ઉપયોગી નોંધ.

દર વર્ષે ઉત્તમ લેખકથી લખાયેલું, વાંચવા લાયક, સુબોધક, ચિત્રાત્મક પુસ્તક ભેટ આપવામાં આવે છે.

સચિત્ર

# સુન્દરી સુબોધ.



સારી માતા, સદ્‌ગુણી પુત્રી, સ્નેહાળ ભગિની, પવિત્ર પત્ની અને પરોપકારી દેશ પ્રેમી સ્ત્રીઓ: નિરોગી ઉદ્યોગી, ધર્મશીલ, બળવાન અને તેજસ્વી બાળકો: તરુણ સન્તોષી, આનન્દી અને ઉત્સાહી કુટુમ્બી જનઃ— એવી ઉત્કર્ષક પ્રજાનો દેશમાં વધારો થાય, એમ ઇચ્છતા હો તો તેમને સારી કેળવણી આપો. અને તેમને માટે સમગ્ર પૃથ્વી ઉપર સહુ દિશામાં આબાદી, આરોગ્ય અને ઉત્સાહ, આનન્દ, ઉત્કર્ષ અને કલ્યાણ વધે, એમ કરવા ચ્હાતા હો તો તેમને ("સુન્દરી સુબોધ" જેવાં) નિર્દોષ, હિતકારક અને ઉત્સાહક પત્રો તથા પુસ્તકો વાંચવા આપો.

